# લોહાણા મહાજનો



લેખક: રતિલાલ માધવાણી

# લોહાણા મહાજનો



: લેખક :

રતિલાલ માધવાણી

આવૃત્તિ : પહેલી ] [ જાન્યુઆરી : ૧૯૪૨



● કિંમત : પાંચ રૂપિયા ●

૨૨૪૯



: મુદ્રક :
દામોદર ર. બનાતવાળા
વૈશ્વાનર પ્રિ. પ્રેસ
૧૬૩, પાંજરાપોળ રોડ–મુંબઈ



—આ લેખકનાં અન્ય પુસ્તકો—

○ નવી દુનિયા ○
એક...સામાજીક...નવલકથા
કિંમત રૂ. ૦–૮–૦

○ લોહાણા જ્ઞાતિ ગૌરવગ્રંથ ○
મુંબઈ લોહાણા જ્ઞાતિનો સર્વસંગ્રહ
કિંમત રૂ. ૨–૦–૦

○ મહાનગરી મુંબઈ ○
મુંબઈ પરિચય અને ગાઈડ
કિંમત રૂ. ૦–૮–૦

○ અને અન્ય પરચુરણ પ્રકાશનો ○

: પ્રકાશક :
રતિલાલ રે. માધવાણી
૧૨૭, પાંજરાપોળ રોડ
મુંબઈ–૪

# ઉઘડતે પાને 

ભારતવર્ષની મહાન અને મગરૂર એવી ગૌરવશાળી લોહાણા જ્ઞાતિની આજની ઉજ્જવળ દીપકમાળ સમો આ ગ્રંથ જ્ઞાતિની સાહિત્યસૃષ્ટિમાં પોતાનું નમ્ર અસ્તિત્વ નોંધાવે છે.

પુરૂષાર્થી ,સાહસિક, સેવાભાવી અને સખાવતી આત્માઓનાં ઝીંદાદિલી જીવન સમાજજીવનમાં પ્રેરણાનાં પિયૂષ પાથરે છે. ગાઢ અંધકારમાં ઉજ્જવળ જ્યોતિ જલાવનારા એ જ્યોતિર્ધરોનાં ઉમદા જીવન સર્વત્ર અભિલાષા અને ઉત્સાહનાં પૂર પ્રકટાવે છે. જીંદગાનીને સ્વસુખનાં સાંકડા સીમાડાઓમાં સમાવી ન દેતાં જનતાજનાર્દનના કદમોમાં નિસ્પૃહભાવે પાથરી દેનારા એ વિરલ માનવીઓ ઇતિહાસ રચી જાય છે. સમાજની સુખ, શાંતિ માટે સ્વસુખને ગૌણ બનાવનારા એ આદમીઓથીજ આદમજાત ઉજળી છે.

એ રીતે લોહાણા જ્ઞાતિના નરવીરોએ તો યુગે યુગે સેવા, સિદ્ધાંત, સત્ય, સાહસ, શૌર્ય, સ્વમાન, સ્વાધિનતા, ઇન્સાફ અને ઇજ્જત માટે ખાંડાના ખેલ્યાં છે. ન્યાય, નીતિ અને સમાજની બહેતરી માટે શિર કપાવ્યાં છે. એ ગરવી જ્ઞાતિમૈયાનો ખોળો આજે અવનતિના કાળમાં પણ કર્મવીરોવિહોણો નથી, એ પરમ સદ્‌ભાગ્યનું દર્શન કરાવવા પૂરતુંજ આ ગ્રંથનું કર્તવ્ય છે.

થોડાંક પાત્રો...થોડાંક પ્રસંગો...અને થોડાક મસાલાથી નવલકથા સર્જાય છે, પરંતુ જીવનકથાઓ આલેખવાનું કાર્ય જરાય સરળ નથી, એ વસ્તુનો સતત ખ્યાલ મારા દિલમાં હતો જ, એ ઉપરાંત આજના ગોઝારા યુદ્ધનાદે પ્રકટાવેલી ભયંકર પરિસ્થિતિમાં વિષમ બનેલા સંજોગો પણ હું પૂરી રીતે સમજતો હતો. પ્રકાશન સામગ્રીઓની સાત સાત ગણી કિંમત-

ના ભયંકર આંકડાઓ મારી દૃષ્ટિ સમક્ષ ભૂતાવળની માફક નાચતાં હતાં. છતાં યૌવન કદી સંજોગોનું ગુલામ બનતું નથી, એ તો હજાર હજાર નિરાશાઓમાં ય આશાની મશાલ ચેતવે, યૌવન એટલે ઉત્સાહ અને ઉત્કટતાનો ફુવારો, એ ન્યાયે સાહસ ઉપાડયું અને આજે હજારો રૂપિયાના ભોગે આ ગ્રંથ તૈયાર થયો છે. સંતોષ છે કે જ્ઞાતિજનોના હજાર હજાર હૈયાંઓ અને હાથોએ આ એકલા હાથે ઉપાડાયલા સાહસને હળવું ફુલ બનાવવા હરદમ ચાહના કરી છે. હજાર હજાર આભારનો આકરો બોજ આ નાના શિરે ખડકાયો છે. એ રીતે ગ્રંથની સફળતાના યશનો હું એકલો જ અધિકારી નથી. ખરી રીતે તો એ સૌ મુરબ્બીઓ અને મિત્રોજ તેના સાચા અધિકારી છે, હું તો નિમિત્ત માત્ર છું. તેમના સહકાર અને સહાય વિના મારી અભિલાષાઓ, ઇચ્છાઓ, અને આકાંક્ષાઓ વાંઝણી જ રહી હોત!

છતાંય એક ખુલાસાની ખૂબ આવશ્યકતા છે કે આ ગ્રંથ પાછળ જ્ઞાતિના પ્રગતિવાન અને સેવાભાવી અગ્રેસરો તેમજ કાર્યકરોના પરિચય આપવાનો નિર્ભેળ શુદ્ધ હેતુ સમાયો છે. જીવનરેખાઓ આલેખી તેમની પાસેથી આર્થિક લાભ મેળવવાની ઇચ્છા હરગીઝ મેં કરી નથી. હજારો રૂપિયાનું સાહસ એકલા શિરે ઉઠાવવામાં મેં મગરૂરી માની છે.

ગ્રંથ અંગે પીઠબળ દેનારા મહાનુભાવોમાં મારા સદાના સહકારી એવા ઝીંદાદિલી જ્ઞાતિ સેવક શ્રી. મગનલાલ ડ્રેસવાળા, અને એવાજ મારા વર્ષોના સહૃદયી શુભેચ્છક શ્રી. બાવચંદ મા. વડેરા એ બન્નેની હુંફે મારા ઉત્સાહને સદા વેગવંતો રાખ્યો છે. એજ મુજબ સામગ્રીઓ એકઠી કરવામાં મુ. શ્રી. કલ્યાણજી કા. માસ્તર, શ્રી. શિવદાસ ચાં. ઠક્કર, શ્રી. માવજી ગો. શેઠ, શ્રી. લલ્લુભાઇ ઠક્કર, તેમજ કેટલીક જા. ખ. મેળવી આપવા માટે શ્રી. વિઠલદાસ વસાણી વગેરેએ કરેલી ઉમદા સહાય માટે સદા ઋણી રહીશ.

એજ રીતે મારા ભારતવર્ષના લંબાણુ પ્રવાસમાં કરાંચીમાં શ્રી. મૂળજી ચત્રભૂજ, કલકત્તામાં શ્રી. છોટાલાલ ડી. ઠક્કર, વડોદ-

રામાં મુ. ભવાનીશંકર શાસ્ત્રી, અમરેલીમાં શ્રી. બાવચંદ મા. વડેરા, ભાવનગરમાં શ્રી. કપિલભાઇ ઠક્કર, સુરતમાં શ્રી. ઠાકોરલાલ ઠક્કર વગેરેએ લીધેલો શ્રમ હું શે વિસરી શકું ? ગ્રંથ અંગેની વિગતો, નોંધો, જાહેરાતો વારંવાર પ્રસિદ્ધ કરવા માટે 'લોહાણા હિતેચ્છુ'ના તંત્રી શ્રી. લાલજી ના. ગણાત્રા, શ્રી. રાયચુરાજી, તેના મુંબઇના પ્રતિનિધિ શ્રી. ધીરજલાલ ગણાત્રા તેમજ અન્ય જ્ઞાતિપત્રો ઉપરાંત જન્મભૂમિ, વંદેમાતરમ, નવસૌરાષ્ટ્ર, જયસૌરાષ્ટ્ર વગેરે પત્રોના તંત્રીશ્રીઓનો આભાર માનવો જ ઘટે.

ઉપરાંત આ ગ્રંથમાં છપાયલા કેટલાંક બ્લોક 'શેઠ ના. છં. તથા ભૂ. મે. લોહાણા બોર્ડિંગ'ના છે, તે વાપરવા આપવા માટે તે સંસ્થાનો હું સદા આભારી રહીશ. એ સંસ્થાના કાર્યવાહકોમાં શ્રી. નંદલાલ છ. સોલિસિટર, શ્રી. ગોકુળદાસ પૂજારા, શ્રી. હરિદાસ કોટક વગેરેનો આભાર પણ નજ ભૂલું. સફળતાના સંદેશા પાઠવનારા મુરબ્બીઓની ભલી લાગણીની હું શી કદર કરી શકું ? અને આ રીતે તો કેટલાંય અનામી મિત્રો, શુભેચ્છકો અને અજાણ્યા સહકારીઓનો સહકાર મળ્યો હશે. ગ્રંથની સંખ્યાબંધ નકલોના ગ્રાહક થઇને પણ સેંકડો જ્ઞાતિજનોએ મને ઋણી બનાવ્યો છે. આ બધા સહકાર વચ્ચે મારૂં સાહસ કે શ્રમ અતિ ગૌણ બની જાય છે.

આ ગ્રંથના સર્જનમાં સક્રિય સાથ દેનારા આફ્રિકાના શાહસોદાગર જ્ઞાતિરત્ન શેઠ મૂળજીભાઇ પ્રભુદાસ માધવાણીની મૂર્તિ પ્રત્યે મારૂં શિર ઝૂકે છે. વૈશ્વાનર પ્રેસના કુશળ સંચાલક શ્રી. વનમાળીદાસ વ્યાસે લીધેલી કાળજી અને પ્રેસના કામદાર બિરાદરોએ પાડેલા પરસેવાએ પણ મને આભારી કર્યો છે.

જગત્ જવાલામૂખીના શિખરે બેઠું છે એવા કપરા કાળમાં સર્જાયલાં આ સર્જનના સાહસ પ્રત્યે સૌની સહાનુભૂતિ ન ઇચ્છું ?

મુંબઇ તા. ૪-૧-૪૨ રતિલાલ માધવાણી

# આદિવચનો

## લોહાણા જનતા સત્કાર કરે

લોહાણા જ્ઞાતિબંધુ ભાઈ રતિલાલ માધવાણીએ એક કુશળ લેખક તેમજ સાહિત્યકાર તરીકે સારી નામના મેળવી છે. એમના આજસુધીમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો તથા લેખો લોકપ્રિય થયા છે. જાતે મહેનતુ તથા સમાજસેવાની અને ખાસ કરીને જ્ઞાતિસેવાની ધગશવાળા હોવાથી ભાઇ રતિલાલના લેખો કાળજીપૂર્વક અને પ્રૌઢતાથી લખાય છે, એમ જોવામાં આવ્યું છે.

હાલમાં ભાઈ રતિલાલે 'લોહાણા મહાજનો' એ નામનો ગ્રંથ બહાર પાડવાનું જાહેર કર્યું છે. વ્યાપાર, ઉદ્યોગ, પરોપકાર, સાહિત્ય, સમાજસેવા આદિ જુદા જુદા ક્ષેત્રોમાં જે લોહાણા ભાઈબ્હેનોએ કિંમતી સેવા બજાવી છે. તેમનાં જીવનચરિત્રો આવા પુસ્તકરૂપે એક સાથે સંગ્રહીત થાય, એ જ્ઞાતિ ગૌરવને માટે જેમ ઇચ્છવા યોગ્ય છે, તેમ એવાં આદર્શ જીવનચરિત્રો બીજા ભાઇ બ્હેનોને માર્ગદર્શક થઇ પડે એ રીતે ઉપયોગી છે.

ભાઈ રતિલાલની આ પ્રવૃતિ સંપૂર્ણ રીતે ફળીભૂત થાય એમ હું ઇચ્છું છું. અને મારી ખાત્રી છે કે લોહાણા જનતા આ પુસ્તકનો સારો સત્કાર કરી આ યુવાન અને સેવાભાવી લેખકને ઘટતું ઉત્તેજન આપશે.

મોરારજી આણંદજી તન્ના
બી. એ. એલ. એલ. બી.

*

ઉપરના લખાણ સાથે મારી સંપૂર્ણ સમ્મતિ છે.
માવજી ગોવિંદજી શેઠ

* * *

## ઘણા સમયની જરૂરિયાત પુરી પડશે.

'લોહાણા મહાજનો'ની શ્રી. ભાઈ રતિલાલ માધવાણીની યોજના મને બહુ જ ગમી છે. લોહાણા ઉદ્યોગપતિ, લોહાણા સાક્ષર, લોહાણા કવિ, લોહાણા પત્રકાર, લોહાણા લોકસેવક એ વિષેની એક સામટી માહિતી આપતા પુસ્તકની જરૂર મને ઘણા વખતથી લાગી છે અને એ કાર્ય જ્યારે શ્રી. ભાઈ માધવાણી જેવા યુવાન પત્રકાર અને કલાકારને હાથે શરૂ થાય છે, ત્યારે મને સંપૂર્ણ આશા છે કે એમને કુશળ હસ્તે એ જરૂરિયાત પુરી પડશે.

આ જાતનું સંપાદનકાર્ય કરવામાં જે કળા જોઇએ એ કળા ભાઇશ્રી માધવાણીને સર્વાંશ વરી છે. એટલે આ પુસ્તક એની ઉપયોગિતા સાથે કળાભર્યું થશે, એવી મારી શ્રદ્ધા છે. લોહાણા ઉદ્યોગપતિઓ, લોહાણા આગેવાનો, અને લોહાણા મહાજનો સર્વ સ્થળે ભાઇશ્રી માધવાણીના આ સેવાકાર્યમાં યોગ્ય સાથ આપી આ મહા ગ્રંથ સમા પુસ્તકને તયાર કરવામાં સર્વ રીતે સાનુકુળતા આપે એવું ઇચ્છી ભાઇશ્રી રતિલાલ માધવાણીના આ કાર્યને સર્વ રીતે સફળતા મળે એવી શુભેચ્છા દર્શાવતા મને આનંદ થાય છે.

ગોકુળદાસ દ્વા. રાયચુરા
તંત્રી : 'શારદા'

* * *

## આવકારદાયક યોજના

'મુંબઇ લોહાણા ગૌરવ ગ્રંથ'ના કુશળ સંપાદક અને જાણીતા યુવાન લોહાણા લેખક શ્રી. રતિલાલ માધવાણીએ 'લોહાણા મહાજનો' એ નામક લોહાણા આગેવાન નરનારીઓનો પરિચય ગ્રંથ તૈયાર કરવાની જે યોજના બહાર પાડી છે. એને સારોય લોહાણા સમૂહ આવકાર આપશે, એવી અમારી શ્રદ્ધા છે. લોહાણા જ્ઞાતિ આજે જીવનના દરેક ક્ષેત્રમાં ઝડપભેર વિકાસ

સાધી રહી છે. એવે વખતે લોહાણા આગેવાનો, ઉદ્યોગપતિઓ, સાક્ષરો, ધારાશાસ્ત્રીઓ, સાહિત્યકારો, દાનવીરો, કળાકારો એ સર્વનો પરિચય આપતો ગ્રંથ જરૂરનો છે. એ જરૂરનું કાર્ય શ્રી. ભાઈ રતિલાલ માધવાણી જેવા ઉત્સાહી અને કાર્યકુશળ લેખક બંધુ ઉપાડી લેય છે, એ જોઇ અમે રાજી થયા છીએ, લોહાણા જ્ઞાતિના આગેવાનો આ આવકારદાયક યોજનાને આદર આપી એ યુવાન સંપાદકના કાર્યમાં ઉત્સાહભર્યો સાથ આપે અને એમણે ઉપાડેલ આ પરિચય ગ્રંથના આવશ્યક કાર્યને સરળ બનાવે, એવી માગણી અસ્થાને નથી. આ રીતે આ પરિચય ગ્રંથ તૈયાર થતાં લોહાણા જ્ઞાતિના જ્યોતિર્ધરોના જીવન અને કવન જાણવાનું ઉપયોગી સાધન સર્વને સાંપડશે. અમે આ પરિચય ગ્રંથની યોજનાને સર્વ પ્રકારે સફળતા પ્રચ્છી, વહેલામાં વહેલી તકે આ ગ્રંથનું પ્રકાશન થાય એવી રાહ જોઇશું.

'લોહાણા હિતેચ્છુ'
[ તંત્રી નોંધ ]

[ આ ઉપરાંત સંખ્યાબંધ સંદેશાઓ સાંપડયા છે. સર્વનો આભારી છું. ]



# ● અ....નુ....ક્ર....મ ●



મેસર્સ વિઠલદાસ હરિદાસ કું. ના સુત્રધારોનો ગ્રુપ અને
લોહાણા પરિષદોના પ્રમુખો તેમજ અન્ય સ્વર્ગસ્થ નરરત્નોની તસ્વીરો



# વં...દ...ના

**● જીવનભર ●**

જેમણે કર્મયોગનાં ગાન ગાયા છે,
ત્યાગ અને તપની આરાધના કરી છે,
સેવા અને સશ્રૃષાની ધૂણી ધખાવી છે.
સ્વબળ અને સાહસની સાધના સાધી છે.

તેમજ

સર્પ કાંચળી ઉતારે એમ સખાવતો કરી છે.
દિવસ કે રાત્રી, સવાર કે સંધ્યા, તાપ કે ટાઢ પીછાણ્યા
વિના તન, મન યા ધનથી કેવળ જનસેવાનાં
મંત્રનું રટણ કર્યું છે, એવા બડભાગી
સાર્થક જીવનોને વંદના અર્પી
કૃતાર્થતા અનુભવીએ
છીએ.

# કો' નવ કહેજો !

દમ દમ કર્મે મચી રહેતાં,
ઉછળે ઉરમાં ધબકાર;
ભલી એ એની વિશ્રાંતિ,
એ સુખ જીવન આધાર.

એ પડે, લડથડે, છતાં ઉઠી ફરી ચડે યુદ્ધ અવિરામ,
એ સુભટ કાજ કો' નવ કહેજો; 'પ્રભુ દે એને વિશ્રામ'

વનવનનાં વદન હસવતી
કો, સરિતા ચાલી જાય
દુર્ગંધ જગતની વહતી
સાગરમાં શાંત સમાય;

સાચા જગસેવકનું જીવન ત્યમ, પામે મૌનવિરામ
એ સુભગ કાજ કો' નવ કહેજોઃ 'પ્રભુ દે એને વિશ્રામ'

[ યુગવન્દના ]

**જનની જણ તો ભક્ત, કાં દાતા, કાં શૂર !**

## : અગત્યની છાપભુલ :

પૃષ્ઠ ૩૫: પર રા. બ. કોટકસાહેબ 'છ વર્ષથી ઝંઝીરા સ્ટેટના દીવાનપદને ઉજાળી રહ્યા છે' તેને બદલે 'નવ વર્ષ' વાંચવું.

પૃષ્ઠ ૬૪: શેઠ મૂળજીભાઇ કે. દેવાણીની જીવનરેખામાં ત્રીજા પેરેગ્રાફમાં વડોદરા આર્યકન્યા વિદ્યાલયમાં ત્રણ હજાર રૂપિયાને બદલે કિંમતી રકમ અને જંગબારમાં મહાજનવાડી તેમજ બગીચો તેમની પેઢીની મોટી રકમથી બંધાયો છે, એમ જોઇએ.

પૃષ્ઠ ૧૬૦: પર બીજા પેરેગ્રાફમાં 'સ્વ. આણંદજીભાઇના સુપુત્ર'ને બદલે સ્વ. દેવજીભાઇના સુપુત્ર' વાંચવું.



• પૂર્વ આફ્રિકાના શાહસોદાગર જ્ઞાતિરત્ન •

શેઠ મુળજીભાઇ પ્ર. માધવાણી એમ.બી.ઇ.

[ મેનેજીંગ ડીરેકટર: વિઠ્ઠલદાસ હરિદાસ કું. લી૦ ]

જીંજા [ યુગાંડા ]

ના અપ્રતિમ જ્ઞાતિપ્રેમ, વિરલ સેવાભાવના અને
અદ્‌ભુત ઉદારતાના અનેરા ગુણોથી
આકર્ષાઇને પૂજ્યભાવે

....અર્પણ....

રતિલાલ માધવાણી

# શ્રી. મોરારજી આ. તન્ના

¤———[ મુંબઇ ]———¤



અગાધ બુદ્ધિપ્રતિભા, અવિરત ઉત્સાહ અને અદ્‌ભૂત કાર્યદક્ષતા માનવીને મહાન બનાવે છે. ગૌરવવંતી લોહાણા જ્ઞાતિના અજોડ મહારથી શ્રી. મોરારજી આણંદજી તન્નાની જીવનકિતાબ આ સૂત્રની પ્રતીતિ કરાવે છે. જીવનભર જેમણે કર્મયોગનાં ગાન ગાયા છે, એવા આ કર્મયોગી આજે પોણી પોણી સદીની તપશ્ચર્યા પછી પણ એજ ઉત્સાહ, એજ કર્તબગારી અને એજ જવાબદારીઓ જીવનમાં જડીને સેવાક્ષેત્રે ઘૂમી રહ્યા છે, જૈફ વયે નિવૃત્તિના કાળમાં પણ આરામની આશકી સેવ્યા વિના જીગરમાં જવાનીના રંગ ભરીને અદ્‌ભૂત ત્વરાથી જ્ઞાતિકાર્યોની આકરી અને મહામૂલી સાધના સાધી રહ્યા છે.

સૌરાષ્ટ્રના અંધારા ખૂણે દ્વારકા પાસેના વરવાળા ગામમાં મોસાળગૃહે તેમનો જન્મ સંવત ૧૯૨૧ ના ચૈત્ર માસમાં થયો હતો. પિતા

આણંદજીભાઈ વતન પીંડારા (જામનગર સ્ટેટ)માં સામાન્ય વ્યાપાર કરતા. પરંતુ સંવત ૧૯૨૬ માં તેઓ પરિવાર સાથે મુંબઈ આવ્યા, એટલે માત્ર પાંચ વર્ષની ઉંમરેજ શ્રી. મોરારજીભાઇ મુંબઇગરા બન્યા. અને હોંશથી અભ્યાસે લાગી ગયા. પીંડારાના પાદરમાંજ ખેલતા રહ્યા હોત તો કોને ખબર છે, કક્કા બારાખડી કરતાં વધુ અભ્યાસ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હોત કે નહિ ? પરંતુ મુંબઇમાં તો એ જમાનામાં પણ તેમણે અભ્યાસે ભારે ખંત દાખવ્યો. ઇ. સ, ૧૮૮૧માં એલ્ફીન્સ્ટન હાઈસ્કૂલ દ્વારા મેટ્રીક થયા. અને એલ્ફીન્સ્ટન કૉલેજમાં જોડાઈ ઇ. સ. ૧૮૮૪ માં બી. એ. થયા. તે પછી કાયદાશાસ્ત્રનો અભ્યાસ કરી ઈ. સ. ૧૮૮૭ માં એલ.એલ.બી.ની ડીગ્રી પ્રાપ્ત કરી.

મુંબઇમાં એક વકીલ તરીકે તેમણે કારકિર્દીનો પાયો નાંખ્યો. બે વર્ષ મુંબઇમાં વકીલાત કર્યા પછી ઇ. સ. ૧૮૮૯માં ભાવનગર રાજ્યના સબજજ તરીકે તેમની નિમણુંક થઇ. ઇ. સ. ૧૯૦૦માં ભાવ-નગર સ્ટેટના વકીલ તરીકે રાજકોટ પણ રહ્યા. આ સમયે તેમની યુવાની ખીલતી હતી. અનેરા આદર્શો અને અપ્રતિમ ઉત્સાહ, તેમના હૈયે ઝૂલી રહ્યા હતા. ધીમે ધીમે તેમની કાર્યદક્ષતા ઉજ્જવળ રંગ ધરવા માંડી અને ઇન્સાફને તખ્તે તેમણે ઉચ્ચ ઇજ્જત જમાવી દીધી.

વર્ષોની ઉજ્જવળ કારકિર્દીને પરિણામે ઇ. સ. ૧૯૦૪ માં શ્રી. મોરારજીભાઇ ભાવનગરના કામચલાઉ દીવાન નિમાયા. અને ઇ. સ. ૧૯૧૨માં દીવાનપદ પર સ્થાપિત થયા. ઇ. સ. ૧૯૨૦માં પેન્શન પર નિવૃત થયા. શ્રી. મોરારજીભાઇની દીવાનગીરીએ ભારે કીર્તિ જમાવી હતી. કાઠિયાવાડના એ વેળાના આ મહાન દીવાને સર્વત્ર અનેરી પ્રતિભા પાડી હતી. એકલે હાથે રાજ્યના જુદા જુદા અગત્યનાં ખાતાઓની જવાબદારીઓ તેમણે ઉઠાવી હતી. અને તાતા સ્ટીલ કંપની, તાતા હાઈડ્રો ઇલેકટ્રીક કંપની, બોમ્બે સ્ટીમ નેવિગેશન કંપની, વગેરે કંપનીઓમાં વર્ષો સુધી ભાવનગર સ્ટેટના પ્રતિનિધિ ડીરેકટર તરીકે કારકિર્દી બજાવી હતી.

ઈ. સ. ૧૯૨૧ થી ઈ. સ. ૧૯૨૫ સુધી હિંદના કેટલાક અગત્યના રાજસ્થાનોના માનવંતા સલાહકાર તરીકે તેમણે કામ કર્યું. ઇ. સ. ૧૯૨૫માં પાલણપુર સ્ટેટના દીવાન નિમાયા. અહિંની માત્ર એક વર્ષની કારકિર્દીમાં તેમણે રાજાપ્રજાનાં હૃદય સર કર્યાં. પરિણામે પન્ના સ્ટેટના દીવાન તરીકે તેમની નિમણુંક થઇ ત્યારે ભવ્ય વિદાયમાન અપાયું હતું. નવાબ સાહેબે 'દોહરી તાઝીમ' તથા છત્રીમશાલનું માન આપી નવાજ્યા. ઇ. સ. ૧૯૩૦ સુધી પન્ના સ્ટેટની ઉજ્જવળ દીવાનગીરી પછી વૃદ્ધાવસ્થાને કારણે તેમણે નિવૃત્તિ લઈ મુંબઇમાં વસવાટ કર્યો છે.

આવા આ રાજદ્વારોની અનેકમાર્ગી ઉપાધિઓમાં અટવાયલા આદમીએ કોઇ પણ પળે જ્ઞાતિનો સાદ સાંભળતા દોટ મૂકી છે. સમસ્ત લોહાણા જ્ઞાતિની પ્રથમ લોહાણા બોર્ડિંગ રાજકોટમાં સ્થાપવાની પ્રવૃત્તિમાં અગ્ર હિસ્સો તેમણે તેમના રાજકોટના વસવાટ દરમ્યાન લીધો હતો. અને ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો તેમજ સ્કોલરશિપ આપવાનું ફંડ પણ ચલાવતા હતા. ઇ. સ. ૧૯૧૦ માં જ્ઞાતિએ પ્રથમ પરિષદ ભરી તેના સરનશીન તરીકે શ્રી. મોરારજીભાઈ પર પસંદગી ઉતારી હતી. આ પુણ્ય પ્રસંગથીજ લોહાણા જ્ઞાતિને પોતાનો એક વિરલ પ્રથમ પુરૂષ સાંપડી ગયો. રાજદ્વારી અમલદાર શ્રી. મોરારજીભાઈ જ્ઞાતિપ્રવૃત્તિઓના પ્રેરક બન્યા. જ્ઞાતિ જાગી, અનેક સંસ્થાઓએ જન્મ ધર્યો, જ્ઞાતિઉન્નતિની પ્રવૃતિ ફાલવા ફૂલવા માંડી. એ અવસરથી માંડીને આજસુધી તેમણે જ્ઞાતિકાર્યોમાં, જ્ઞાતિપવૃતિઓમાં, અને જ્ઞાતિસંસ્થાઓમાં સદાકાળ મોખરો સાચવ્યો છે અને સદાય જ્ઞાતિજાગૃતિના ઝંડાધારી બની રહ્યા છે.

લોહાણા જ્ઞાતિના ઘણાં સંમેલનોને તેમની દોરવણીનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે. જ્ઞાતિની સંખ્યાબંધ સંસ્થાઓને તેમની રાહબરીના અનુપમ લાભ સાંપડયા છે. જ્ઞાતિના ઘણાં ય પ્રસંગો તેમને હાથે ઉકેલાયા છે. જ્ઞાતિની ઘણી ય સંસ્થાઓ આજે

તેમની શીતળ અને મીઠી મુરબ્બીવટ તળે પાંગરી રહી છે.

મુંબઇની અનેક સંસ્થાઓના તેઓ મોવડી છે, સંખ્યાબંધ ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. જ્ઞાતિપ્રવૃત્તિમાં અજોડ અને વિરલ સ્થાન તેમને પ્રાપ્ત થયું છે. મુંબઈ હાલાઈ લોહાણા મહાજન તેમજ બીજી સંખ્યાબંધ સંસ્થાના પ્રમુખપદને તેઓશ્રી ઉજાળી રહ્યા છે.

અને એવાજ સમાજસુધારક છે. વયે વૃદ્ધ છતાં ઘણી રૂઢિઓને તેમણે તિલાંજલી આપી છે. ઇ. સ. ૧૯૪૦માં તેમનાં પત્ની મણીબાઇ સ્વર્ગસ્થ થતાં તેમની પાછળ જ્ઞાતિભોજન કે બ્રહ્મભોજન ન કરીને તેમણે ઉત્તમ દાખલો પૂરો પાડયો હતો, આવા ઘણા પ્રસંગો તેમના જીવનમાંથી મળી આવે છે,

આજે આ બુઝર્ગ વયે પણ નવજવાનીને શરમાવે એવી તમન્નાથી 'લોહાણા પરિષદ' ને પુનર્જીવન આપવાને પ્રબળ પુરૂષાર્થ કરી રહ્યા છે, જ્યાં સુધી પરિષદ નહિ ભરાય ત્યાં સુધી મૃત્યુ પણ સુખનું નહિ હોય એવી દર્દવાણી ઉચ્ચારનાર શ્રી. મોરારજી આણંદજી તન્નાની વિરલ જ્ઞાતિભકિત ઇતિહાસે પણ અમર બનશે.



# શ્રી. શેઠ વીરજી પેરાજ મસ્કાઈ

[મુંબઈ]



'ચંદ્ર છૂપે નહિ બાદલ છાયો' એ રીતે લોહાણા જ્ઞાતિની ક્ષત્રિયવટ આજના કમનસીબ કાળમાં પણ છૂપી રહી શકતી નથી. એક યુગ હતો, જ્યારે જ્ઞાતિના જવાંમર્દો ઇન્સાફ, ઇજ્જત, આબરૂ, ટેક અને વટને ખાતર મૃત્યુ સાથે મહોબ્બત બાંધતા. આજે જમાનો પલ્ટી ગયો છે. પણ ક્ષત્રિયવટ આથમી નથી. એની પ્રતીતિ તેના સખાવતશૂરો આપી રહ્યા છે.

મસ્કાઇ કુટુંબની સખાવતો પ્રત્યે દૃષ્ટિ ફેરો. જ્ઞાતિ ઉન્નતિની એક માત્ર ઝંખનાથી કોઇપિણ ભેદભાવ વિના, કોઇપણ વાડાભેદ વિના, કોઇપણ પ્રદેશભેદ વિના એ કુટુંબના કર્મવીરોએ મોકળે મને અને છૂટે હાથે લક્ષ્મીની રેલો વહાવી છે. મુંબઈ ઉપરાંત ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને છેક સિંધ સુધી તેમના 'દિલેર દિલ'ની પ્રતીતિ કરાવતી અનેક સંસ્થાઓ સુવ્યવસ્થિત રીતે તેમની કીર્તિગાથા ગાતી ખડી છે.

કચ્છ મસ્કામાં શેઠ વીરજીભાઇના પિતાશ્રી સ્વ. પેરાજભાઈ પદમશી ઘાસનો વ્યાપાર કરતા. ઉદ્યમી અને ધર્મનિષ્ઠ એવા આ પિતાના આઠ પુત્રોમાં સૌથી નાના શ્રી. વીરજીભાઈ હતા. તેમનો જન્મ સંવત ૧૯૨૧માં માતા લક્ષ્મીબાઈની કૂખે મસ્કામાં થયો હતો. અંધારો કચ્છ પ્રદેશ અને અંધારા કાળમાં મસ્કા જેવા નાનકડા ગામમાં શાળા તે ક્યાંથી હોય ? મસ્કાથી થોડે દૂર આવેલા માંડવીની ગામઠી શાળામાં ભાતું બાંધીને જવું પડતું. આ શાળામાં તેઓ લખતા-વાંચતા શિખ્યા. વધુ શિક્ષણ તો પ્રાપ્ત ન કરી શક્યા.

વડીલ બંધુ સ્વ. પ્રાગજીભાઇ સૌથી પ્રથમ મુંબઈ આવ્યા. અને મામાના વ્યાપારે જોડાયા. કિસ્મત અજમાવવાની ઈચ્છાએ થોડાજ વખતમાં હીરજીભાઇ નામના એક મિત્ર સાથે 'પ્રાગજી હીરજી ની કું.' ના નામે ટૂંકી મૂડીથી બારદાનનો વ્યાપાર શરૂ કર્યો. યારી મળી અને સારૂં કમાયા. એ પછી પ્રાગજીભાઇએ પોતાના ભાઇઓ સ્વ. ચન્નાભાઇ, સ્વ. મૂળજીભાઇ, સ્વ. ચત્રભૂજ-ભાઈ અને છેવટ શ્રી. વીરજીભાઇને પણ મુંબઇ બોલાવી લીધા. 'ચત્રભૂજ પેરાજ' ની પેઢીની શુભ સ્થાપના થઇ. મસ્કાઇ કુટુંબે લાખોની લક્ષ્મી પ્રાપ્ત કરી.

સ્વ. ચન્નાભાઇનું નામ લોહાણા જ્ઞાતિના ઈતિહાસે અમર રહેશે. એમણે ઉદાર દિલે લાખોનો દાનપ્રવાહ વહેવડાવ્યો. જ્ઞાતિમાંથી અજ્ઞાનતાનો અંધકાર નાબૂદ કરવાની તમન્નાથી તેમણે ઠેર ઠેર જ્ઞાનાલયો સ્થાપ્યાં. તેમાં મસ્કાની શાળા, માંડવીનું બાળાશ્રમ, દ્વારકા લોહાણા બોર્ડિંગ, અમરેલી લોહાણા બોર્ડિંગ, કરાંચી લક્ષ્મીબાઇ ઓર્ફનેજ, મુંબઇમાં પેરાજ પદમશી કન્યાશાળા અને રણછોડદાસ ચત્રભૂજ કચ્છી લોહાણા બાળાશ્રમ વગેરે મુખ્ય છે. ઉપરાંત ધર્મશાળાઓ, દવાખાનાઓ, સદાવ્રતો, મહાજનવાડીઓ, સ્ત્રી હુન્નરશાળા, કુવાઓ, અવેડાઓ ચાલીઓની પણ સ્થાપના તેમણે

કરી હતી. સંવત ૧૯૭૧ માં ચત્રાભાઈનો દેહોત્સર્ગ થતાં સર્વ જવાબદારીઓ શ્રી. વીરજીભાઈ પર આવી પડી.

વડીલ બંધુ સ્વ. ચત્રાભાઈની કિંમતી સખાવતો અને સેવા-કાર્યો પાછળ શ્રી. વીરજીભાઈનું પીઠબળ અવશ્ય રહેતું. ઘણી સંસ્થાઓના વહીવટના સૂત્રો એ કાળે પણ તેમના હાથમાંજ હતાં, પરંતુ હવે તો આખા મસ્કાઈ કુટુંબની કીર્તિ, પ્રતિભા, વટ અને ગૌરવની જાળવણી પણ તેમનેજ શિરે આવી અને તે તેમણે સુંદર રીતે દીપાવી. ઉપરાંત બીજી ઘણી સંસ્થાઓની સ્થાપના અને મોટી સખાવતો તેમણે કરી છે. તેમના આખા કુટુંબની સખાવતોનો આંકડો આજે ચાલીસ લાખ ઉપરાંતનો કહેવાય છે.

આજે તેમના કુટુંબીઓના નામથી સંખ્યાબંધ સંસ્થાઓ ચાલે છે. તેમાં મસ્કાની શાળા, માંડવીનું બાળાશ્રમ, દ્વારકા લોહાણા બોર્ડિંગ, જુનાગઢ લોહાણા બોર્ડિંગ, અમરેલી લોહાણા બોર્ડિંગ, કરાંચી લક્ષ્મીબાઇ ઓર્ફનેજ, વડોદરા લોહાણા બોર્ડિંગ, મુંબઇમાં પેરાજ પદમશી કન્યાશાળા, રણછોડદાસ ચત્રભૂજ કચ્છી લોહાણા બાળાશ્રમ, અમરેલી જમનાબાઈ સ્ત્રી હુન્નર ઉદ્યોગશાળા, વગેરે ઉપરાંત દવાખાનાઓ, ધર્મશાળાઓ, મહાજનવાડીઓ, સદાવતો વગેરે મુખ્ય છે.

આવા મહાન દાનેશ્વરી મસ્કાઈ કુટુંબની સેવાભાવના, અમીરાત, ઉદારતા અને જ્ઞાતિપ્રેમ લોહાણા જ્ઞાતિની તવારીખ-કિતાબમાં કીર્તિભર્યું સ્થાન પામશે. કુટુંબના આજના મોવડી શ્રી. વીરજીભાઇ અતિ જૈફ વયે પણ જ્ઞાતિ ઉન્નતિની ઝંખના, સદા ઝંખના રહે છે. એમનું પ્રતિભાશાળી વ્યક્તિત્વ, તેજસ્વી મુખમુદ્રા અને પ્રતાપી જીવન ક્ષત્રિયવટની આબેહૂબ ઝાંખી કરાવે છે.

શ્રી. વીરજી શેઠે કેટલીક નવી સંસ્થાઓ અને નવા ટ્રસ્ટો સ્થાપ્યા ઉપરાંત જુની સંસ્થાઓને વધુ સુવ્યવસ્થિત કરી છે. અનેક-

વિધ વ્યવહારિક જંજાળો છતાં બધી સંસ્થાઓ અને ટ્રસ્ટો પર સદાકાળ અતિ ઝીણવટભરી દૃષ્ટિ તેમણે રાખી છે. સંસ્થાઓની કાર્યવાહી ઉત્તમ ફળદાયી બને એ જોવાને તેઓ હંમેશા આતુર રહે છે. અને સાથે સાથે સંસ્થાની અધિક સદ્ધરતા માટે ચિંતા સેવી છે. દેશદેશાવરમાં તેમના તરફથી ચાલતી સંસ્થાઓ અને ટ્રસ્ટફંડો એટલી મોટી સંખ્યામાં છે કે મુંબઇમાં તેમને તેના વહીવટ માટે સ્વતંત્ર ખાતું ચલાવવું પડે છે. ઉપરાંત પ્રસંગે પ્રસંગે તેમજ વારંવાર આજની આ બુઝર્ગ વયે મુસાફરી ખેડીને પણ એ સંસ્થાઓની પ્રગતિ માટે ભારે શ્રમ ઉઠાવતા રહે છે.

શ્રી. વીરજી શેઠ જેટલા પુરૂષાર્થી, પ્રતિભાવંત અને કાર્યકુશળ છે; એટલાજ સિદ્ધાંતવાદી અને ટેકીલા પુરૂષ છે. ઘણી સંસ્થાઓની કાર્યવાહીમાં તેમને ભારે તપશ્ચર્યા વેઠવી પડી છે. સંસ્થાઓના ઝંઝાવાતકાળમાં તેમણે વિરલ કર્મયોગ બતાવ્યાના પુષ્કળ પ્રસંગો નોંધાયા છે.

સંખ્યાબંધ સંસ્થાઓના પ્રમુખ અને ટ્રસ્ટી તરીકે આજની આ જૈફ વયે પણ ઉત્કટ જ્ઞાતિસેવા, અને જ્ઞાતિ ઉન્નતિની તમન્ના નિહાળી લોહાણા જ્ઞાતિએ તેમને 'બાપા'નું રૂડું નામ આપ્યું છે. અને 'વીરજી બાપા' ખરેખર લોહાણા જ્ઞાતિના બાપા છે. આર્થિક મુંઝવણ અનુભવતી સંસ્થાઓની દૃષ્ટિ આજે સૌથી પ્રથમ 'બાપા' પર જ પડે છે, અને નિ:સહાય, કંગાળ એવા જ્ઞાતિજનોનું હૈયું પણ 'બાપા' પ્રત્યેજ ફરે છે. બાપાએ કોઇને નિરાશ કર્યા નથી. 'ભામાશા' સમા આ દિલેર પુરૂષ લોહાણા જ્ઞાતિના આજના યુગપુરૂષ છે.



# રાજરત્ન શેઠ નાનજી કા. મહેતા એમ.બી.ઈ.

[ લુગાઝી–આફ્રિકા ]





પરીકથાઓ કલ્પનાના આભમાંથી અવતરતી હશે. પરંતુ કલ્પનાને પણ થંભાવી દે એવી પુરૂષાર્થવીરોની પરાક્રમ-ગાથાઓ જીવતા જગતમાં સર્જાયલી નિહાળીને જીગરમાં ઝનઝનાટી વછૂટે છે. મુલ્કમશહૂર શાહસોદાગર શેઠ નાનજીભાઈ કાળીદાસ મહેતાના રોમાંચક પુરૂષાર્થે અને અપ્રતિમ સેવાવૃત્તિએ આલમને અનેરા કર્મયોગનો સબક શિખવ્યો છે. જીવનભર સાહસો, જોખમો અને પુરૂષાર્થ સાથે પ્રીત બાંધીને જેમણે ભવ્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. દિલમાં સેવાભાવની જ્યોતિ સદા જલતી રાખીને જેમણે ઈન્સાનિયતને ઉજ્જવળ બનાવી છે અને સર્પ કાંચળી ઉતારે એવી અદાથી લાખો રૂપિયાની નાદર સખાવત કરી લક્ષ્મીને પણ ગૌરવ બક્ષ્યું છે. એવા આપણા આ અમૂલખ અમર મહાજનની અદ્‌ભૂત જીવનકથા ઉજળી માનવતાનો એક ભવ્ય ઇતિહાસ છે.

પોરબંદરમાં વહાણવટાનો વ્યવસાય કરતા બદીયાણી કુટુંબના સંજોગો વિફર્યા અને જામનગરના ગોરાણા ગામે જઈ વસવું પડ્યું. બર્ડાના અંધારે ખૂણે આવેલા આ પાંચપચીસ ખોરડાના નાનકડા ગામમાં આજના આ તવારીખ પુરૂષનો જન્મ ઈ. સ. ૧૮૮૯ ના જુન માસની ૧૫ મી તારીખે થયો. પિતા કાળીદાસ વિશ્રામ વ્યાજવટાવ અને ઇજારદારીનો વ્યવસાય કરતા હતા. દસ વર્ષની ઉંમરમાં ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ કરી બાળક નાનજીભાઈ પિતાને વ્યવસાયમાં સહાય કરવા માંડ્યા. કોણે કલ્પ્યું હશે કે આ સાધારણ બાળક કાળની કિતાબમાં કીર્તિધીરની મહામુલી પદવી પ્રાપ્ત કરશે ?

ઈ. સ. ૧૯૦૧ નું વર્ષ છે. મોંમાં દૂધીયા દાંત હતા અને માતાની ગોદ જેને હજુ મીઠી લાગતી હતી. એવા બાર વર્ષની વયના કુમળા કિશોર નાનજીભાઈએ એક પળે આફ્રિકા જવાનો નિશ્ચય કર્યો. માતાની મીઠી હુંફ તજી, પિતાની શીળી છાંય છોડી, એક નાનકડી નૈયામાં બેસી સાગર પર સ્વારી કરી—સાત સાત સમુદ્ર ઓળંગી આફ્રિકાના ઘનઘોર અને અજાણ્યા મુલ્કમાં કિસ્મત કસવાને શ્રી. નાનજીભાઇ ચાલી નીકળ્યા. માર્ગમાં સાગરદેવ ક્રોધે ભરાયા, મહાનલે માઝા મૂકી, નાનકડી નૈયા હલબલવા માંડી. રાક્ષસ સમા મોજાંઓ જાણે હમણાંજ ભરખી જશે, એવી અદાથી ઉછળતાં હતાં, મૃત્યુગીત સમું ઘેરૂં સંગીત છેડતાં હતાં. નૈયાના ચૌદે પ્રવાસીઓ સમસમી ઉઠ્યાં. સૌએ જીવનની આશા છોડી દીધી. આમ દિશાવિહોણી નૈયા અથડાતી, કુટાતી એક ‘ જીવ ’ ને ઓછો કરી બે મહીને કિનારે પહોંચી. સાહસિક જીંદગાનીની દીક્ષા આપતો હોય એવો આ પ્રસંગ જીવનને પ્રથમ સોપાનેજ શ્રી. નાનજીભાઇને સાંપડી ગયો.

દિવસોની દારૂણ વ્યથાઓ, ભૂખ, તરસ અને ઉંઘભરી આંખે માજુંગામાં વડીલ બંધુ ગોરધનદાસ પાસે શ્રી. નાનજીભાઇ આવી

પહોંચ્યા. અને તેમની કાપડની દુકાનમાં પરચુરણ કામકાજે લાગી ગયા. બે વર્ષ વીત્યા હશે ત્યાં તો સાઉથ આફ્રિકામાં બોઅર યુદ્ધ ફાટયું. તેનો વ્યાપારી લાભ લેવાને ગોરધનદાસ દુકાન ત્યાં લઈ ગયા. અને શ્રી. નાનજીભાઇએ વહાણ પકડી વતનની વાટ લીધી. દ્વારકા ઉતરી–ગોરાણા જઇ ફરી પિતાના વ્યવસાયમાં ઝૂકી ગયા.

આમ વતનમાં બે વર્ષ વીત્યા. પરંતુ જેના અંતરમાં ઉછળાટ હતો, જેના દિલમાં ઉમળકા ભર્યા હતા, જેના દેહમાં થનગનાટ વ્યાપતો હતો, અને જેના કદમો પૃથ્વીને ફેંદી વળવા સર્જાયા હતા, એવા આ યુવાનને ગોરાણાની ખોબા જેવડી દુનિયામાં શાંતિ ન મળી. મન મુંઝાવા માંડયું, આત્મા અકળાવા લાગ્યો અને દિલમાં ફરી થનગનાટી શરૂ થઇ. પરંતુ પિતા હવે તેમને છોડવા ખુશી ન્હોતા. પિતાની રજા વિનાજ એક વહાણ પકડી ફરી ઇ. સ. ૧૯૦૫ માં આફ્રિકાનો રાહ લઇ જંગબાર પહોંચ્યા અને શેઠ કેશવજી અણંદજીની પેઢીમાં રૂ. ૧૫ ના પગારે નોકરી નોંધાવી. સાઉથ આફ્રિકા જવાની પરવાનગી મેળવવા પ્રયત્ન કરવા માંડ્યા. પરંતુ તેમાં નિષ્ફળતાજ મળતાં યુગાંડા જઈ કમલી નામના એક નાનકડા ગામમાં એક બલોચ વ્યાપારીની દુકાનમાં રૂ. ૨૦૦ ના વાર્ષિક પગારથી નોકરી પર રહ્યા. અહિંના 'મહેતા' હંમેશના અમર 'મહેતા' બન્યા. એક વર્ષની નોકરી પછી એજ ગામમાં કાપડની એક નાનકડી દુકાન સ્થાપી. એ એક દુકાનમાંથી કાર્યદક્ષતા, ખંત અને પુરૂષાર્થને પરિણામે અઢાર અઢાર દુકાનના અધિપતિ બન્યા. વતનમાંથી અનેક નવજવાનોને બોલાવી ધંધે વળગાડ્યા. ઇ. સ. ૧૯૧૫ સુધીમાં તો એક કુશળ વ્યાપારી તરીકે શ્રી. નાનજીભાઈ જાણીતા થઇ ગયા. પરંતુ તંદુરસ્તી વિફરતાં આખા વ્યવસાયને સમેટી વતન આવી રહ્યા.

આરામની ઇચ્છાએ કર્મવીર નાનજીભાઇએ વતનમાં વસવાનો નિર્ણય કર્યો હતો. પરંતુ તેમના ઉજ્જવળ ભાવીએ અને

ભવિષ્યમાં સાંપડનારી સિદ્ધિઓએ સાદ પાડ્યો; 'કર્મવીર નાનજી-ભાઈ કાઠિયાવાડના અંધારે ખૂણે આરામ લેવા અવતર્યા નથી' સાચું છે, સૌરાષ્ટ્રના ચાર સીમાડાઓમાં પૂરાઇ રહેવા એમની જીંદગાની સર્જાઇ ન્હોતી. અને ફરી એક વખત તેઓ આફ્રિકા પહોંચ્યા. કમલીમાં એક જીનેરી નાખી, થોડા કાળમાં તો એક જીનેરીમાંથી બાવીસ બાવીસ જીનેરીઓ પ્રચંડ વેગે ચાલુ થઇ ગઇ. ભાવી શાહસોદાગર નાનજીભાઇનો સૂર્ય સોળે કળાએ ખીલવા લાગ્યો. ઇ. સ. ૧૯૧૮ માં લુગાઝીમાં વિશાળ જમીન લઇ શેરડીનું વાવેતર શરૂ કર્યું. તેમાં સારી સફળતા મળતાં ઈ. સ. ૧૯૨૫ માં 'યુગાંડા શ્યુગર ફેકટરી' ની સ્થાપના કરી. પછી તો તેમની સાહસિકતા ખીલતી ગઈ. જુદા જુદા ઉદ્યોગ માટે સંખ્યાબંધ કારખાનાઓ તેમને હાથે સ્થપાયા. મહાન ઉદ્યોગપતિ તરીકે તેમની કીર્તિ જામી ગઇ.

તેમની સ્થાપેલી કંપનીઓમાં હોઇમા કોટન કું. લી. દ્વારા સંખ્યાબંધ જીનેરીઓ ચાલે છે, યુગાન્ડા મસીન્ડી પોર્ટ પર દસ હજાર એકરની જમીન પણ આ કંપનિ ધરાવે છે. તેમાં કેતકીનું વાવેતર થાય છે. રબ્બર, કોફી અને ગોળના કારખાનાઓ પણ આ કંપની ચલાવી રહી છે. લુગાઝીમાં આવેલી 'યુગાન્ડા શ્યુગર ફેકટરી લી૦' યુગાન્ડાનું પહેલું ખાંડનું કારખાનું છે અને તેની દસ હજાર એકર જમીનમાં શેરડીનું વાવેતર થાય છે, યુગાન્ડા ટી એસ્ટેટ લી. દ્વારા કંપાલા જીન્જાના માર્ગ પર આવેલી એક હજાર એકરની જમીનમાં ચાનું વાવેતર થાય છે, કેનીયા ઈન્ડસ્ટ્રીઝ લી. દ્વારા કોટન જીનેરીઓ, તમાકુ તેમજ સીગારેટના કારખાના ચાલી રહ્યા છે. ઉપરાંત પોરબંદરમાં ઇ. સ. ૧૯૩૨ માં ત્રીસ લાખ રૂપિયાની મૂડીથી 'મહારાણા મીલ્સ' સ્થાપી છે. આ મીલમાં સુતરાઉ કાપડ અને રેશમી કાપડ તૈયાર થાય છે. આ ઉપરાંત આફ્રિકામાં સર્વીસ સ્ટોર્સ લી., કેનીયા ડેવલપમેન્ટ કું. લી., વગેરે કંપનીઓ ચાલી રહી છે.

આટઆટલી કંપનીઓ, કારખાનાઓ, ખેતરો, સ્ટોર્સોના આ એકલ સંચાલકની કાર્યદક્ષતા, બાહોશી અને ખંત માટે ખરેખર માન ઉપજે છે. તેમની વિરલ કાર્યશકિતએ તેમને ઉદ્યોગના ઇતિહાસમાં પણ અમરતા અપી છે.

આજે તેમના આફ્રિકાના વ્યવસાયક્ષેત્રમાં દસ હજાર આફ્રિકનો, પાંચસો હિંદીઓ અને કેટલાક યુરોપિયનો કામ કરી રહ્યા છે. પોરબંદરની મીલમાં પણ બે હજાર જેટલા માનવીઓ રોટલો રળે છે.

યુગાંડાની કર્મભૂમિ લુગાઝીનગરી પર શાહસોદાગર શેઠ નાનજીભાઇનો વાવટો ફરકે છે. આધુનિક સગવડોથી ઓપતાં એ નાનકડાં ભવ્ય નગરના અધિપતિ હોવાનું ગૌરવ એક હિંદીજનને સાંપડયું છે. હિંદે 'તાતાનગર'ની ભવ્ય ખાનગીનગરી નિહાળી છે. આફ્રિકામાં 'લુગાઝી'નગરી એક હિંદી માલકીની વસાહત છે. સૌરાષ્ટ્રના કેટલાંય દેશી રાજસ્થાનો કરતાં આ નગરીના નગરપતિ શ્રી. નાનજીભાઈની સમૃદ્ધિ અને શકિત સવિશેષ છે.

આવા આ અતૂલ ઇજ્જતઆબરૂ, અને સમૃદ્ધિની છોળો વચ્ચે ગૌરવભરી અદાએ કરોડોની ઉથલપાથલ કરનાર મહાન શાહસોદાગરની મહત્તાની સરહદ તેમના વ્યવસાયેજ નથી આવી ગઇ. જાહેરજીવનમાં પણ ઉજળો એવો એમનો હિસ્સો છે. દેહ અને દિમાગની કિંમતી સેવાસો ઉપરાંત લાખોની નાદર સખાવત તેમણે કરી છે. તેઓ અનેક સંસ્થાઓના મોવડી છે, અનેક પ્રવૃતિના પ્રાણ છે, અનેક પરિષદો, સંમેલનો અને પ્રસંગો તેમની આગેવાની તળે ઉજ્જવળ બન્યા છે. તેમની તન, મન, ધનની સેવાઓએ એક અનોખો ઇતિહાસ સર્જ્યો છે.

તેમની બાદશાહી સખાવતોનો સંપૂર્ણ આંકડો મળી શકવો મુશ્કેલ છે. જાહેર રીતે તેમણે લખભગ સાડાદસ લાખ રૂપિયાની

બાદશાહી સખાવત કરી છે. ગુપ્ત સખાવતો તો કોણ જાણે કેટલીય હશે ! દેશપરદેશમાં આજે તેમના નામે ઠેર ઠેર સંસ્થાઓ શોભી રહી છે. અને સેંકડો સંસ્થાઓમાં તેમના નામના શિલાલેખો મોજુદ છે. અનેક સંસ્થાઓ તેમનું ગૌરવ ગાઇ રહી છે. રૂ. ચાર લાખને ખર્ચે તેમણે પોરબંદરમાં આર્ય કન્યા ગુરૂકુળની સ્થાપના કરી છે. વડોદરા કન્યા ગુરૂકુળ, આર્યકુમાર મહાસભા તેમજ જુદી જુદી આર્યસંસ્થાઓને કિંમતી મદદ કરી છે, ઉપરાંત પોરબંદરમાં કન્યાશાળા, રાણાવાવ અને ભાણવડમાં મહાજનવાડીઓ, શિંગડા કીંદરખેડા તેમજ ગોરાણા-નગડીયા વચ્ચે વાવો, રાવળમાં કન્યાશાળા, તેમજ અંગ્રેજી શાળા, અને ગોરાણામાં કન્યાશાળા બંધાવી આપવા ઉપરાંત કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં, ભાવનગર દક્ષિણામૂર્તિમાં, કાંગડી ગુરૂકુલમાં, સુરત વનિતાવિશ્રામમાં, સોનગઢ ગુરૂકુળમાં, જુનાગઢ લોહાણા બોર્ડિંગમાં, છાંયા (પોરબંદર) હરિજન આશ્રમમાં, હરદ્વાર ઔષધાલયમાં, તીલક સ્વરાજ ફંડમાં અને દરેક દુષ્કાળો વખતે તેમણે હજારોની રકમો આપી છે. આફ્રિકામાં તો તેમના સખાવતી દિલનાં સ્મરણો ઠેર ઠેર મળી આવે છે. મોમ્બાસામાં ધર્મશાળા, સરોટી, જીંજા, કંપાલા, મબાલેમાં હોસ્પિટલ વોર્ડો, કંપાલામાં સાર્વજનિક બાગ, અને નૈરોબીમાં સંતોકબાઇ નાનજી કાળીદાસ મહેતા ગર્લ્સ સ્કૂલની સ્થાપના તેમના હસ્તે થઇ છે. ઉપરાંત મોમ્બાસા નાઇરોબી, જીંજા, કંપાલા વગેરે સ્થળની લોહાણા મહાજનવાડીઓ બાંધવા માટે કમલીમાં શાળા સ્થાપવા, મોમ્બાસામાં બાળમંદિર સ્થાપવા, તેમજ આર્યસમાજ મંદિર બાંધવા કિંમતી મદદ કરી છે. નૈરોબી શ્રદ્ધાનંદ આશ્રમ, લુગાઝી આર્યસમાજ મંદિર તેમજ લાયબ્રેરી અને જીંજા લાયબ્રેરીમાં, પણ તેમની કીંમતી સખાવત છે. હમણાંજ રાજકોટ કોલેજમાં 'નાનજી કાળીદાસ વ્યાયામશાળા'ની સ્થાપના થઈ છે.

તેમની વિવિધ ક્ષેત્રમાં અપાયલી કિંમતી સખાવતો તેમના દિલેર દિલની અને ઉદાર જીગરની પ્રતીતિ કરાવે છે. સમાજ-

સુધારણાની ઝંખના, જ્ઞાતિઉત્કર્ષની તમન્ના, શિક્ષણપ્રચારની ધગશ, કન્યાકેળવણીની ઉચ્ચભાવના, તેમજ નિરાધાર અને દીનદુ:ખીઓના માટે તેમના દિલમાં વસેલી વેદનાઓની ઝાંખી કરાવે છે. પુરૂષાર્થ બળે લાખોની સંપત્તી પ્રાપ્ત કરીને તેમણે ભલેરી રીતે સદુપયોગ કરી જાણ્યો છે.

અભ્યાસની ઈચ્છાએ તેમણે લાંબા પ્રવાસો ખેડયા છે. યુરોપ, ચીન, જાપાન, ઇજીપ્ત, મોરીશીયસ વગેરે રાષ્ટ્રોનો પ્રવાસ કરી ત્યાંના ઉદ્યોગો, લોકસ્થિતિ, રીતરીવાજો અને વાતાવરણનો ઉંડો અભ્યાસ કર્યો છે.

આવા મહાન હિંદી, બાહોશ ઉદ્યોગપતિ, પ્રખર સમાજ. સુધારક, જ્ઞાનના કુબેરભંડારી અને વિરલ કર્મયોગીને બ્રીટીશ સરકારે એમ. બી. ઈ. [ મેમ્બર ઓફ બ્રિટિશ એમ્પાયર]નો ખિતાબ આપી સન્માન્યા છે, પોરબંદર રાજ્યે રાજરત્ન અને રાજમંત્રીની પદવી આપી નવાજયા છે, જામનગર સ્ટેટે ઓર્ડર ઓફ મેરીટનું મહામૂલું માન આપ્યું છે.

શ્રી. નાનજીભાઇએ જીવી જાણ્યું છે. તેમનાં સંસ્કારી ધર્મપત્ની સૌ. સંતોકબા પણ પતિને પગલે ચાલી સમાજ-સેવાના રંગે રંગાયલાં છે. તેમના મોટા પુત્ર શ્રી. ખીમજીભાઇ અને વિદુષી સુપુત્રી કુમારી સવિતાબેન આજથીજ ઉજવળ આશાઓ આપી રહ્યાં છે.

આવી પુણ્યશાળી, પ્રભુતાઝરતી, પ્રેરક, પ્રખર અને પ્રતિભાશાળી વિરલ જીંદગાનીની કીર્તિ જગત્ જીવશે ત્યાં સુધી અવિચળ રહેશે.

—:o:—

# રા. બ. હરજીવનદાસ ભ. કોટક

[ ઝંઝીરા ]



પુરૂષાર્થ માનવીનું ભાગ્ય ઘડે છે. કાયર અને નાહિંમત આદમીઓએ કદી જીવનસાફલ્ય કરી જાણ્યું નથી. જેના દેહ તરવરાટ, તાકાત અને તેજપુંજ હોય, જેના દિલમાં આગેકદમની મસ્તી ભરી હોય, જેના દિમાગમાં ખમીર અને ખુમારીનું દૈવત હો એવા વિરલ આદમીઓજ ઇતિહાસ રચી ગયા છે.

રાવબહાદુર હરજીવનદાસ ભવાનભાઈ કોટક આવી માટીના માનવી છે. તેમના સમસ્ત જીવનમાં જીંદાદિલી, જોશ, ઉમંગ અને આગેકુચનો ઇતિહાસ પડયો છે. તેમના પિતાશ્રી ભવાનભાઇ ગોંડળના વતની હતા. અને વ્યાપારાર્થે રાજકોટ આવી વસ્યા હતા શ્રી. હરજીવનદાસનો જન્મ સંવત ૧૯૨૮ માં રાજકોટમાં થયો હતો.

નવ વર્ષની બાળવયે બાળક હરજીવનદાસે ઉમંગભેર શાળામાં પગ મૂકયો. સદા ચાપલ્ય અને તરવરાટ દાખવતા આ બાળકમાં અભ્યાસની અનંત હોંશ હતી; પરંતુ પિતાની આર્થિક પરિસ્થિતિ તેના દિલને ડારતી હતી. 'ટયુશનો' આપીને, 'ફી માફ' કરાવીને, સ્કોલરશિપ્સ પ્રાપ્ત કરીને પણ પિતાના વ્યાપારમાં મદદ કરતાં ઇ. સ. ૧૮૯૦ માં શ્રી. હરજીવનદાસે મેટ્રીકની સરહદ વટાવી દીધી.

કોલેજજીવન તો વળી એથીય વધુ આપદાઓનું ઝાળું લઇ આવ્યું. છતાંય સાધનવિહોણા આ નવજવાનના હૈયામાં હિંમત હતી, રગે રગે ખંત ભર્યો હતો, અંતરમાં આત્મશ્રદ્ધા હતી. ભાવનગરની સામળદાસ કોલેજથી માંડીને અમદાવાદ કોલેજ અને પછી છેક મુંબઇ સુધી પહોંચીને પણ ઇ. સ. ૧૮૯૪ માં તેમણે બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી. ગ્રેજયુએટ થયા પછી શ્રી. હરજીવનદાસે કાયદાશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડયો. મુંબઇમાં ગોકુળદાસ તેજપાળ બોર્ડિંગમાં ત્રીસ રૂપિયાના પગારની શિક્ષકગીરી કરતાં કરતાં અને બીજા ટયુશનો મેળવીને ઇ. સ. ૧૮૯૭ માં એલ. એલ. બી. થયા. અને તેમનું મહાકર્મયોગ સમું વિદ્યાર્થીજીવન સમાપ્ત થયું.

ધારાશાસ્ત્રની પદવી પાપ્ત કર્યા પછી રાજકોટ આવી તેમણે 'લો લેકચરર' તરીકે કાર્ય કરતાં વકીલાતની સનદ મેળવી. વકીલાત આદરી દીધી. તેજસ્વી અને પ્રખર એવા આ તાજા યુવાન વકીલની વકીલાતે સુંદર સ્વરૂપ ધર્યું. ત્યાં તો ઇ. સ. ૧૯૦૦ માં વાંકાનેરના રાજવીએ તેમને ઝડપી લીધા. રૂ. ૪૫૦ ના પગારે 'સ્પેશિયલ પબ્લીક પ્રોસિકયુટર' તરીકે તેમની નિમણુંક થઇ. પરંતુ થોડાજ કાળમાં સર ન્યાયાધિશ અને ડેપ્યુટી કારભારી જેવા જોખમદારીભર્યા હોદ્દા તેઓ પ્રાપ્ત કરી શકયા. એ પરિણામ હતું તેમની તેજસ્વી કાર્યશક્તિનું. સાડાસાત વર્ષની આ નોકરી પછી વાંકાનેર છોડતાં વિદાય કચેરી વખતે વાંકાનેર નરેશે તેમની

જે મીઠી પ્રશંસા કરી હતી, એ એમની ઉજ્જવળ કારકિર્દીનું સુંદર પ્રમાણપત્ર હતું.

ઈ. સ. ૧૯૦૭ નો આ સમય હતો. આ સમયે રાજકોટની રાજગાદી પર પ્રાતઃસ્મરણીય પુણ્યશાળી રાજવી સર લાખાજીરાજ આવ્યા. તેમની ચકોર આંખોએ આ આદર્શ આદમીને ઓળખી લીધો. અને રાજકોટની દીવાનગીરી શ્રી. કોટકને મળી. લાખાજીરાજ જેવા પ્રજાવત્સલ્ય અને કુશળ રાજવીના જમણા હાથ તરીકે શ્રી કોટકસાહેબે તેમના દિલને ટાઢક આપી. 'રાજા એ સરમુખત્યાર નથી પણ પ્રજાનો સેવક છે' એવી પ્રતીતિ કરાવનારા સર લાખાજીરાજના રાજવહીવટમાં તેમના દીવાનનો કેટલો અને કેવો ફાળો હશે. એ કલ્પી લેવુંજ રહ્યું. રાજકોટની શ્રી. કોટકસાહેબની દીવાનગીરીએ રાજકોટને સમૃદ્ધ કર્યું હતું. તેની કોણ ના કહી શકશે? રાજ્યનું સુંદર સ્વરૂપ સર્જવામાં આ આદર્શ રાજવી–વઝીરની જોડલીએ સદા સાથેજ સ્વપ્નસૃષ્ટિ રચેલી. આમ ચૌદ ચૌદ વર્ષની આદર્શ અને ઉજ્જવળ દીવાનગીરી પછી ઇ. સ. ૧૯૨૧ માં તેમણે રાજકોટ છોડતાં સર લાખાજીરાજનું હૈયું ગદ્ગદીત્ બન્યું હતું. ભારે ગૌરવભરી વિદાય શ્રી. હરજીવનદાસ પામ્યા હતા.

ચૌદ ચૌદ વર્ષની તેમની આ એકજ રાજ્યની લાંબી, ઉજ્જવળ અને આદર્શ કારકિર્દીએ તેમને 'કાઠિયાવાડી ચાણાક્ય'નું બિરૂદ આપ્યું. તેમની કાર્યકુશળતાને પરિણામે ૧૯૨૦ માં બ્રિટિશ સરકારે તેમને 'રાવબહાદુર' નો માનવંતો ઇલ્કાબ બક્ષ્યો.

આ પછી મુંબઈ આવી 'ધી ઇસ્ટર્ન કોટન એસોસિએશન'ના સેક્રેટરી તરીકે રૂ. ૨૨૦૦ ના માસિક પગારે નિમાયા હતા અને રૂ. ૨૬૦૦ ના પગાર સુધી પહોંચ્યા હતા.

એ પછી તો ઇડર સ્ટેટના દીવાન તરીકે જોડાયા. અને આજે છેલ્લાં ૭ વર્ષથી ઝંઝીરા સ્ટેટના દીવાનપદને ઉજાળી રહ્યા છે.

આમ રાવબહાદુર કોટક સાહેબનું આખું જીવન એક અનોખો ઇતિહાસ છે. અનેક મુશ્કેલીઓ, આંટીઘૂંટીઓ તેમજ રાજસ્થાનોની જવાબદારીઓમાં તેમણે જીવનસંગ્રામ ખેલ્યો છે અને ઉજ્જવળ સફળતાઓ પ્રાપ્ત કરીને જીવન દીપાવ્યું છે.

તેમજ જે જ્ઞાતિમાં જન્મ ધર્યો છે, તે જ્ઞાતિને વિસરવાનો દ્રોહ તેમણે કર્યો નથી. સદાકાળ જ્ઞાતિઉન્નતિની ઝંખના ઝંખતા તેમણે જ્ઞાતિપ્રવૃતિઓમાં અગ્ર ભાગ લીધો છે. જ્ઞાતિની પરિષદો, સંમેલનો અને પ્રસંગોમાં આ આદમી હંમેશા દૃષ્ટિગોચર અવશ્ય થાય છે, અનેક સંસ્થાઓ તેમજ ટ્રસ્ટો સાથેનો તેમનો સબંધ સદાય અવિચળ રહ્યો છે.

કાંડાબળીયા કોટક સાહેબની જીવનકિતાબ એક કીર્તિવીરની ભેટ આપે છે.



# રાજરત્ન શેઠ ભાણજી લ. ઘીવાળા

[ પોરબંદર ]



વિકટ અને વેદનામય એવી વસમી પરિસ્થિતિમાં જીંદગીનું મંગળાચરણ કરી સ્વબળે, સ્વાશ્રયે અને પ્રમાણિક પરિશ્રમ થકી લક્ષ્મીપતિ બની-લક્ષ્મીને અંગત મોજશોખ કે વૈભવવિલાસ પાછળ ન વેડફતાં, લોહશૃંખલાઓમાં કેદ ન કરતાં જનતાજનાર્દનના કદમોમાં નિસ્પૃહભાવે પાથરી દેનારા દાનેશ્વરીઓની સંખ્યા ઓછી છે. સૌરાષ્ટ્રને સાગરકાંઠે સુદામાપુરીમાં આવા વિભૂતિ સમા વિરલ દાનેશ્વરી વસે છે. એમની કીર્તિ કયા કમભાગી કર્ણો પર અથડાઈ નહિ હોય ? એ પ્રાત:સ્મરણીય પુરૂષનું નામ શેઠ ભાણજી લવજી ઘીવાળા છે. લાખો રૂપિયાનું દાન કરનારા આ મહાન દાનેશ્વરી કોઈ જમીનદાર નથી, કોઈ મિલમાલીક નથી, એકજ મિનિટે હજારોના સોદા તેમને આંગણે થતા નથી, ઝાકઝમાળભર્યો વૈભવ એમને આંગણે દેખાતો નથી, શ્રીમંતાઈની ખુમારી એમના વદન પર

દષ્ટિગોચર થતી નથી, તવંગરીનો રૂવાબ અને વટ એમણે સાચવ્યો નથી. મૂઠી હાડકાંની એ નાનકડી કાયામાં માત્ર એક મહાન અને વિશાળ હૃદય છુપાયું છે. આ હૃદયે સ્વસુખ અર્થે વાડીવજીફા. વૈભવ-વીલાઓ સર્જ્યાં નથી. આવ્યું એટલું આપી દેવામાં શાંતિ અને સુખ માન્યું છે. એમાંજ એ રાચતા રહ્યા છે અને સંતોષ પામ્યા છે.

આજથી નેવું વર્ષ પાછળ નજર નાંખો. અજ્ઞાન અને અંધકારભર્યા એ કાળમાં એક સામાન્ય માતપિતાની કૂખે શેઠ ભાણજીભાઈનો જન્મ થયો. આંગણે ઐશ્વર્ય ન્હોતું, અને સમૃદ્ધિની છોળો ઉડતી ન્હોતી. કુટુંબમાં કેળવણીની કિંમત પણ કોઈને હૈયે વસી ન્હોતી. એવા અંધકારભર્યા કાળમાં ગામગામડે શાળાઓ ન્હોતી. અક્ષરજ્ઞાનની આવશ્યકતા પણ ઓછી ઓછી સમજાતી હતી, ત્યારે ધૂળ પર એકડા બગડા ઘૂંટીને જ્ઞાનભૂખ્યા વિદ્યાર્થીઓ આછું અધુરૂં લખતાં વાચતાં શિખતાં. શ્રી. ભાણજીભાઈનું ભણતર આવુંજ હતું. પરંતુ એમના દિલમાં વસેલી ભવ્ય ભાવનાએ તો ભલભલા ભણતરને ભૂલાવ્યું છે, એમની અક્કલમંદીએ ભલભલી ડીગ્રીની ભવ્યતા ઝાંખી પાડી છે, એવા આ આદમીનો યૌવનકાળ શ્રમજીવનથી રંગાયલો વીત્યો.

વાણિજ્યના સંસ્કારે રંગાયલાં હૈયાં નોકરીમાં શાંતિ નથી મેળવી શકતાં. અંધિયાર જીવન તેમને ઝેર સમાન લાગે છે. વ્યાપારીશતરંજ પર સોગઠાં ફેંકીને પુરૂષાર્થ અજમાવવાની ભાવના તેમને હૈયે જામેલી હોય છે. શ્રી. ભાણજીભાઈ ઘીના વ્યવસાયે વળગ્યા.

આજથી ચોપન વર્ષ પહેલાં પોરબંદરની એક નાનકડી ગલ્લીમાં ૭ ફુટ પહોળી અને સાત ફુટ લાંબી એવી એક સાંકડી હાટડીમાં આજની આ આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવતી ભવ્ય અને અને મહાન ઘીની પેઢીનું મંગળાચરણ થયું. સાંજ પડયે એક

ડઓ ખલ્લાસ કરીને સંતોષ માનતા આ યુવાન વેપારી ભાણજી-ભાઇને આજની ભવ્યતાનું સ્વપ્નું હશે ખરૂં ? પરંતુ પુરૂષાર્થ બળવાન છે, પૂરો પરિશ્રમ અને અણીશુદ્ધ પ્રમાણિકતા એમને ફળવા માંડી. 'ભાણજી લવજી' નું ઘી એટલે દગો નહિ, ફટકો નહિ, ભેળસેળ નહિ, શુદ્ધ, પૌષ્ટિક અને તાજાં ઘી માટે એ હાટડી પર નગરજનોની ઠઠ્ઠ જામવા માંડી. પોરબંદરના ચારેચાર સીમાડામાં ટુંક સમયમાં તો આ નામની ખ્યાતિ પ્રસરી ગઇ. પરિણામે હાટડીનું ક્ષેત્રફળ વધતું ગયું, નાનકડો વ્યાપારી ધીમેધીમે ઘીના વ્યાપારક્ષેત્રે મહાનતા પ્રાપ્ત કરવા લાગ્યો.

જામેલી કીર્તિને પરિણામે દેશદેશાવરથી માંગ આવવા માંડી. નવટાંક નવટાંક અને શેર શેરના વ્યાપારમાંથી ધીમે ધીમે મણો અને ડબાઓ પર વાત આવી. ડબાઓ ભરાવા માંડયા અને ડબ્બા-ઓના ડબ્બા ઉપડવા માંડયા. ડબાઓ પર 'બી૦ એલ૦'ની નિશાની કોતરાવા માંડી. 'ભાણાલવા'નું નામ સુદામાપુરીનો સીમાડો વટાવી સાગર પાર પણ ઝળકવા માંડયું. આજે 'ભાણજી લવજી'નું ઘી દેશદેશાવરમાં શુદ્ધ, સાત્વિક, પાચક, પોષક, પૌષ્ટિક ઘી તરીકે ઘેર ઘેર જાણીતું અને માનીતું બન્યું છે.

આ પ્રમાણિક વ્યાપારે શ્રી. ભાણજીભાઇને શ્રીમંતાઇ અર્પી: પરંતુ શ્રીમંતાઇનો કેફ એમને ન લાગ્યો. લક્ષ્મીને હૈયા સરસી દાબીને આરામ લેવાની ઇચ્છા એમને ન જાગી. જેમ જેમ લક્ષ્મી-દેવીનાં પુનિત પગલાં થતાં ગયા એમ એમ જનસમાજના શ્રેય અર્થે ઉદાર દિલે અને છૂટે હાથે એમણે તેનો સદ્દવ્યય કર્યો. એની સંપૂર્ણ યાદી તો આપવી મુશ્કેલ છે; પરંતુ પોરબંદર સત્સંગ આશ્રમમાં રૂપિયા ૪૦ હજાર, પોરબંદર લોહાણા નિરાશ્રિત ફંડમાં રૂપિયા દસ હજાર, પોરબંદર લોહાણા વિદ્યાર્થી ભુવનમાં રૂપિયા દસ હજાર, જુનાગઢ લોહાણા વિદ્યાર્થી ભુવનમાં રૂપિયા પાંચ હજાર, પોરબંદર લોહાણા લાયબ્રેરીને રૂપિયા એક હજાર, ૯૬'ના દુષ્કાળ વખતે

રૂપિયા દસ હજાર, તેમજ ૧૯૪૦ માં પોરબંદરમાં લોહાણા મહાજનવાડી બાંધવા માટે રૂપિયા પચીસ હજાર તેમણે અર્પેલા છે. ઉપરાંત મુંબઈ, તેમજ કાઠિયાવાડની લગભગ કેળવણી સંસ્થાઓમાં તેમના ઉદાર હૃદયની પ્રતીતિ કરાવતાં નાના મોટા દાનો અપાયા છે, કુટુંબના શુભ પ્રસંગોએ હજારો રૂપિયા સંસ્થાઓને ભેટ કર્યા છે તેમ કુટુંબના સ્વર્ગસ્થોનાં સાચાં સ્મારકાર્થે પણ હજારો રૂપિયા એમણે વેર્યાં છે.

આજે પોરબંદરનું જાહેરજીવન ઉજળું ગણાય છે. એમાંય ગૌરવભરી લોહાણા સંસ્થાઓ અને શક્તિશાળી, સમૃદ્ધ અને સખાવતી લોહાણા મહારથીઓના પ્રતાપે તેને 'લોહાણા નગરી'નું બિરૂદ અપાયું છે. તેમાં અધિક ફાળો શેઠ ભાણજીભાઇના દાના દિલનો છે. તેમને સ્વખર્ચે બંધાયલી સંખ્યાબંધ ભવ્ય સંસ્થાઓ આજે પોરબંદરનું આકર્ષણ બની છે. તેમાં 'પુરૂષોત્તમ આરોગ્ય ભુવન' ઇ. સ. ૧૯૨૭માં રૂપિયા ૭૫ હજારને ખર્ચે સ્થપાયું છે, દુઃખી નિરાધાર નારીઓના આધાર સમું 'રતનબાઇ વનિતા વિશ્રામ' સવા લાખ રૂપિયાની નાદર સખાવતથી સ્થપાયું છે, પોરબંદરના પાણીના મહાત્રાસને ટાળવા આ સંગદિલ સખાવતીએ રૂપિયા એક લાખની સખાવત કરી હતી. અને ઇ. સ. ૧૯૩૭માં પોરબંદર દ્વારકાના ધોરીમાર્ગ પર બાબડેશ્વર મહાદેવની છાયામાં 'બાબડા આરોગ્ય ભુવન' રૂપિયા સાંઠય હજારને ખર્ચે બંધાવી જાહેરજનતા માટે ખૂલ્લું મૂકયું છે.

પોરબંદરના ચકોર અને ચતુર રાજવીએ આ રત્ન સમા ગૌરવપુરૂષની કિંમત કરી છે. ઈ. સ. ૧૯૩૪માં 'રાજરત્ન'ની મહામૂલી પદવી આપીને તેમને સત્કાર્યા છે અને પ્રસંગે પ્રસંગે પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

આવા વિરલ પુરૂષો તો યુગાંતરેજ અવતાર લ્યે છે અને તેઓ યુગપુરૂષ તરીકે કીર્તિ પામી જાય છે. સાદાઇ, સજ્જનતા, સૌમ્યતા થકી સમૃદ્ધ એવા આ પાવક પુરૂષ અમર બનો !

# રા. બ. દેવજીભાઈ દયાળજી ઠક્કુર

[ઝરીયા-બિહાર]



કેવળ કર્મયોગની દીક્ષા સાધીને જીવનભર જેમણે દેહ, દિલ અને દિમાગથી સ્વાશ્રય, સાહસ અને સેવાવૃત્તિ સાથે દિલ્લગી કરી છે, એવા કર્મવીરો કાળની સોનેરી કિતાબમાં મહામૂલું સ્થાન પામ્યાં છે. આવા આદમીઓએજ ઈન્સાનિયતને ઉજળી બનાવી છે.

લોહાણા જ્ઞાતિના ઘડાતા ઇતિહાસમાં રાવબહાદુર દેવજીભાઈ દયાળજી ઠક્કુરનું નામ સૂવર્ણાક્ષરે લખાવાને સર્જાયું છે. સ્વાશ્રય અને પુરૂષાર્થના બળે સામાન્ય ગુમાસ્તાજીવનથી 'મહાન ઉદ્યોગપતિ'-પદને ઉજાળનાર આ પ્રખર સેવામૂર્તિ અને સખાવતીએ જીવન-સાફલ્યની પરાકાષ્ટા પ્રાપ્ત કરી છે.

સંસ્કારી પિતા દયાળજીભાઈને ત્યાં ધર્મનિષ્ઠ માતા રામબાઈની કૂખે વતન કચ્છ નલીયામાં તેમનો જન્મ સંવત ૧૯૪૧ ના ચૈત્ર શુદ ૨ ના દિને થયો હતો. સંવત ૧૯૫૨ માં તેમને ભૂજની એક શાળામાં અભ્યાસાર્થે મૂકવામાં આવ્યા. અભ્યાસે ઉન્નત, બુદ્ધિએ ચકોર અને સ્વભાવે શીતળ એવા આ કુશળ વિદ્યાર્થીએ વિરાટ ડગલે વિદ્યામંદિરના સોપાનો સર કરવા માંડ્યા. તેર વર્ષની કુમળી વયે શિરછત્ર સમાન પિતાનું અવસાન થતાં કર્તવ્યનિષ્ઠ માતાએ બન્ને પુત્રો દેવજીભાઈ અને પુરૂષોત્તમભાઈને બધું સહન કરીને પણ વિદ્યાના અમૃત પાયાં.

મેટ્રીક સુધી પહોંચ્યા પછી શાળા છોડી. વ્યાપારશાસ્ત્રના અભ્યાસની ઇચ્છાએ 'કોમર્સ કોલેજ' સુધી પહોંચ્યા; પરંતુ કુટુંબની નાજુક સ્થિતિએ તેમની અનેક આશાઅભિલાષાઓમાં આગ ચાંપી. ઉન્નત આકાશ સાથે બાથ ભીડવાના મનોરથો સેવતા શ્રી. દેવજીભાઈને સંવત ૧૯૬૧ માં રૂા. ૨૨ ના પગારે એક નાનકડા ગામમાં પોષ્ટમાસ્તરની પદવી પર બેસી જવું પડયું. બે વર્ષની તેમની આ કારકિર્દી અતિ સફળ હતી. તેમના પરગજુ, પ્રેમાળ, માયાળુ અને દિલાવર દિલે તેમને લોકચાહનાના અધિકારી બનાવ્યા.

માનવીની શુભ ઇજ્જત ઉન્નતિનાં દ્વાર સદાકાળ ખુલ્લાં રાખે છે. તેમણે પ્રસરાવેલી ઉજ્વત આબરૂને કારણે ઝરીયા કોલફીલ્ડમાં જેમની કોલસાની ખાણો હતી, એવા એક મીસ્ત્રીએ તેમને ઝરીયા લઇ જવાની ઉત્કંઠા બતાવી. જેના મનોરથો જગત્ સર કરવાના હતા, જેને દુનિયાનાં અગાધ પાણી ડહોળવાં હતાં, જીવનમાં અનોખો ઇતિહાસ રચી જવો હતો, એવા નવજવાન પોષ્ટ માસ્તર 'કવર અને કાર્ડો'ની બિરાદરી છોડી કિસ્મત અજમાવવા ઝરીયાના પંથે પડયા અને એક સાધારણ દરજ્જા પર નોકરીનો કક્કો ઘૂંટવા માંડયા. ટુંક સમયમાં જ 'માઈનીંગ મેનેજર'નો અભ્યાસક્રમ પસાર કરી સર્ટિફીકેટ પ્રાપ્ત કરી 'ટીસરા'

ની એક બીજી કોલીયરીમાં મેનેજર નીમાયા. આ પછી બીસરા સ્ટોન લાઇન કું. લી. નામની એક યુરોપિયન કું. માં આ. મેનેજરનો માનવંતો હોદ્દો મેળવી ખાણોની વ્યવસ્થાને લગતો વધુ ઉંડો અભ્યાસ કર્યો. તે પછી જુદી જુદી કંપનીઓમાં કાર્યદક્ષતા, કુશળતા અને બાહોશીના બળે' કુશળ વ્યવસ્થાપક' તરીકે કીર્તિ પ્રાપ્ત કર્યા પછી ઈ. સ. ૧૯૧૫માં નાનાભાઇ શ્રી. પુરૂષોત્તમદાસને બોલાવ્યા, અને 'ઠક્કર એન્ડ કું'ની સ્થાપના' કરી. આ કંપનીએ કોલસાના વ્યાપારક્ષેત્રે ઉમદા પ્રગતિ દાખવી હતી.

પુલની સુગંધ સૌને મીઠી લાગે છે. કાર્યકુશળ દેવજીભાઈનું જીવન સદા બહેકતા પુલ જેવું જ રહ્યું છે. આવા માનવીઓને વિજય શોધતો ફરે છે અને તેમના કિસ્મતનાં દ્વાર સદા ખુલ્લાં જ રહે છે, ઇ. સ. ૧૯૧૭માં કલકત્તાવાળા શેઠશ્રી કેશવજી લાલજીએ તેમની કીર્તિ સાંભળી તેમને પોતાની ભાગીદારીમાં લઇ 'પ્યોર ઝરીયા કોલીયરી'ની સ્થાપના કરી. શ્રી. દેવજીભાઇએ વ્યવસાયને નવે માપે અને નવે તોલે જોખીને તેની શિકલ પલટી નાખવા ભગીરથ પ્રયાસો કરી નવા સાધનો અને નવી સાખ્યકળા વડે ઉદ્યોગને ઉમદા રૂપ આપી દીધું. પરિણામે ટુંક સમયમાં એક બાહોશ ઉદ્યોગપતિ તરીકે તેમની નામના કોલસાના વ્યાપાર ક્ષેત્રની ચોપાસ ફેલાઇ ગઇ અને આજે પણ તેમનો કીર્તિધ્વજ અજબ અદાથી ઉન્નત ઉભો છે.

'મહાન ઉદ્યોગપતિ'ની મહામૂલી કીર્તિ અને સમૃદ્ધિની ઉછળતી છોળોમાં જ પૂર્ણવિરામ પામીને તેમના દિલની દુનિયાના દ્વાર બીડાઇ ન ગયા, કોલસાખાણોની વ્યવસાયી દુનિયા વચ્ચેજ તેમની ધવલ કીર્તિ સપડાઇ ન રહી. આ દિલદાર આદમીને પૂરો ખ્યાલ હતો કે 'વ્યવસાયની સફળતા'માં જ ઇન્સાની ફરજો સમાપ્ત થતી નથી, આ વિરલ માનવીને પૂરૂં જ્ઞાન હતું કે તીજોરીને હાંફતી કરવામાં જ માનવતા મહત્તા પામતી નથી.

અને આલમે નિહાળી તેમની જ્વલંત સેવાભાવના, ખેલદિલ સખાવતો, તેમજ આસ્માનના તેજપૂંજ સમું ઝળકતું જાહેરજીવન.

ખુલનાના દુષ્કાળ અને બંગાળના રેલસંકટથી માંડીને ઈ. સ. ૧૯૪૦ માં ઝરીયામાં તેમણે હજારોને ખર્ચે સેંકડો નયનદર્દીઓની નેત્ર સારવાર માટે સ્થાપિત કરેલા પ્રસંગે તેમને લોકસેવાના ઝંડાધારી તરીકે અવિચળ રાખ્યા છે. ઇ. સ. ૧૯૩૦ માં ધનબાદની હોસ્પિટલમાં તેમણે હજારોને ખર્ચે ગુજરાતીભાઇઓ માટે એક સ્વતંત્ર વોર્ડ બંધાવી આપ્યો છે, ઝરીયા લેટરરી સોસાઇટી માટે તેમણે આપેલી રૂ. ૪૦૦૦ ની ભેટ તેમના સાહિત્યરસની ઝાંખી કરાવે છે અને ઝરીયા લોહાણા મહાજનવાડી બાંધવા માટે જમીન લઇ આપીને મોટી રકમનું કરેલું દાન તેમની જ્ઞાતિભક્તિનાં દર્શન કરાવી રહ્યું છે. આજ રીતે જૂદી જૂદી અનેક સંસ્થાઓ અને પ્રવૃત્તિઓમાં તેમજ પ્રસંગ વખતે તેમણે દિલાવર દિલે મોટી રકમોની ભેટ કરી છે.

બિહાર જીલ્લા તેમજ ઝરીયાના જાહેરજીવનમાં તેમનો ફાળો કીર્તિવંત છે. ઝરીયાની કોઇ સંસ્થા કે કોઈ પ્રવૃતિ તેમના તન, મન, ધનના ફાળાવિહોણી રહી જાણી નથી. તેમણે સર્વત્ર દાખવેલી ખેલદિલી અને અદ્‌ભૂત કાર્યશક્તિએ તેમને એક મહાન નાગરિકનું ઉચ્ચતમ આસન આપ્યું છે.

ભૂતકાળમાં તેમણે 'ઝરીયા માઈનીંગ ફેડરેશન'ના સેક્રેટરી તરીકે, ધનબાદ ડીસ્ટ્રીક જેલ કમિટીના મેમ્બર તરીકે અને ઇ. સ. ૧૯૩૫માં 'બિહાર ચેમ્બર્સ ઓફ કોમર્સ'ના પ્રમુખ તરીકે, ઇ. સ. ૧૯૩૭માં 'ઇન્ડિયન કોલીયરીયન એસોસિએશન'ના ચેરમેન તરીકે, ઇ. સ. ૧૯૩૮માં ઇન્ડિયન માઇનીંગ ફેડરેશન'ના પ્રમુખ તરીકે અને ઇ. સ. ૧૯૪૦માં 'માઇનીંગ–જ્યોલોજીકલ ઈન્સ્ટીટ્યુટ ઓફ ઇન્ડિયાના વાઇસ ચેરમેન તરીકે બતાવેલી ઝગકતી પ્રતિભાએ સૌકો'ને મુગ્ધ બનાવ્યા હતા.

આજે પણ તેઓ પુષ્કળ સંસ્થામાં હોદ્દાઓ જાળવી રહ્યા છે. છેલ્લા ૨૨ વર્ષથી માનભૂમ ડીસ્ટ્રીક બોર્ડના મેમ્બર અને ૨૦ વર્ષથી ઝરીયા વોટર બોર્ડના મેમ્બર છે. અને 'ઇન્ડિયન માઇનીંગ ફેડરેશન–ઝરીયા કોલફીલ્ડની ટેકનીકલ કમિટીના ચેરમેન તરીકે, ઇસ્ટ ઇન્ડિયન રેલ્વે એડવાઈઝરી બોર્ડ કલકત્તાના મેમ્બર તરીકે, 'ગુજરાતી સેવા સમાજ'ના પ્રમુખ તરીકે તેમજ વોરકમિટીઓમાં જૂદા જૂદા માનનિય હોદ્દાઓ તેઓ પૂરી સફળતાપૂર્વક ભોગવી રહ્યા છે. આટઆટલી પ્રવૃતિઓ ઉપરાંત જ્ઞાતિ ઉન્નતિના પ્રશ્નમાં તો તેમણે સદાકાળ ઉત્સાહભર્યો ભાગ લીધો છે. શરૂઆતમાં તેમણે 'લોહાણા સેવક મંડળ'ની સ્થાપના કરી તેના સેક્રેટરી તરીકે સેવા બજાવી હતી. આજે વર્ષોથી તેઓ 'ઝરીયા લોહાણા મહાજન'ના પ્રમુખ છે, અને લોહાણા જ્ઞાતિ પરિષદ'ની કારોબારી સમિતિના સભ્ય છે. તેમણે જ્ઞાતિ પ્રવૃતિઓ તેમજ જ્ઞાતિ સંસ્થાઓ પ્રત્યે ઉદાર દિલે હંમેશા હાથ લંબાવી જાણ્યો છે.

ઇ. સ. ૧૯૨૯ માં તેમને 'રાવબહાદુર' નો મહામૂલો ખિતાબ સાંપડયો. અને આજે તેઓશ્રી પ્રેસિડેન્સી ફર્સ્ટ કલાસ ઓનરરી મેજિસ્ટ્રેટની પદવી પર છે.

આટલી ઉન્નત સિદ્ધિઓથી સભર એવી એમની સફળ જીંદગાનીના ગૌરવથીય વિરલ એવું એમનું વ્યકિતત્વ છે. વ્યવસાયની અનેકવિધ જંજાળો વચ્ચે સદા જાગતા જાહેરજીવનના કાંટાળા ઝંઝાવાતો વચ્ચે પણ તેમણે મધુર સ્વભાવ, નમ્રતા, વિવેક અને પ્રેમાળતા કદીય છોડી નથી. એમની એ સૌથી મહાન સિદ્ધિ છે.

—:o:—

# શ્રી. શેઠ શૂરજી વલ્લભદાસ

[ મુંબઇ ]



સાહસ, સંસ્કાર, સેવાભાવ, સખાવત અને સ્વાર્પણની સુરભી થકી જેમનો જીવનબાગ મ્હેંક મ્હેંક બન્યો છે, એવા પ્રતાપી, પ્રતિભાશાળી અને પુરૂષાર્થી પુરૂષ શેઠ શૂરજી વલ્લભદાસની સુકીર્તિ ચોમેર પ્રસરેલી છે, સ્વદેશી ઉદ્યોગક્ષેત્રની બહેતરી કાજે ભારે સાહસો ખેડીને, માનવકલ્યાણના મનોરથોથી મહાકષ્ટો વેઠીને, તન, મન, ધનનો પૂરો ભોગ આપી શ્રી. શૂરજીભાઇ મુંબઇના મહાન નાગરિક બન્યા છે.

શ્રી. શૂરજીભાઇને સાહસિકતા, સેવાભાવના અને સંસ્કારિતા વારસામાં સાંપડેલી છે. તેમના પ્રપિતામહ સ્વ. વાલજીભાઇ દેવનાગરી-ભાષાના વિદ્વાન હતા, અને એ ભાષામાં સુંદર લેખો લખતા. વાલજીભાઇના પુત્ર સ્વ. કર્મસિંહ મુંબઇના એક સાહસિક વ્યાપારી

ગણાતા, અને કર્મસિંહભાઈના પુત્ર સ્વ. વલ્લભદાસ પણ સાહસિક, વ્યાપારી તેમજ સાહિત્યરસિક સદ્‌ગૃહસ્થ હતા. તેમના પુત્ર શ્રી. શૂરજીભાઇ સાહસિક, સંસ્કારી, સેવાભાવી અને સ્વાર્પણદિલી નીવડે એમાં નવાઈ ખરી? વતન કચ્છ સુંથરીમાં તેમનો જન્મ સંવત ૧૯૪૪માં માતા વાલબાઈની કૂખે થયો હતો.

સંસ્કારી માતપિતાની શીતળ છાયા તળે ઉછરતાં બાળક શૂરજીભાઈએ પાંચ વર્ષની ઉંમરે કચ્છ સુંથરીમાં અભ્યાસ શરૂ કર્યો. ગુજરાતી સાત તેમજ અંગ્રેજી બે ધોરણ ત્યાંજ પૂરા કરી સંવત ૧૯૫૬ માં બાર વર્ષની ઉંમરે તેઓ મુંબઈ આવ્યા. અને વધુ અભ્યાસે લાગ્યા. પરંતુ અંગ્રેજી ત્રણ ધોરણ પૂરા કરી માત્ર પંદર વર્ષની વયે સીડવીડના દલાલીના ધંધામાં એક ભાગીદાર સાથે જોડાયા. પરંતુ એ વ્યાપારની કેટલીક આંટીઘૂંટીઓ એમના પવિત્ર આત્માને ન રૂચી. અને માત્ર નવ મહીના પછી ઝવેરાતના એક દલાલ સાથે ભાગીદારી કરી. તે પછી રસાયન ક્ષેત્રમાં ઉમદા તાલીમ લીધી. પરંતુ સંવત ૧૯૬૪ માં તેમના શિરછત્ર સમા પિત્રાઈ ભાઈ ભાણજીભાઈનું અવસાન થતાં વડીલોના રંગના વ્યવસાયનો બધો બોજો તેમના શિરે આવ્યો. તે તેમણે ઉત્તમ રીતે શોભાવ્યો. અને ટુંક સમયમાં 'રંગના રાજા' તરીકે નામના પ્રાપ્ત કરી. આ વ્યવસાયને અંગે અનુભવ લેવા તેમણે ઈ. સ. ૧૯૨૧ માં ઈંગ્લાંડ, ફ્રાન્સ, બેલ્જીયમ, જર્મનિ, સ્વીટઝર્લાંડ, સીરીયા, ઓસ્ટ્રીયા, ઇજીપ્ત વગેરે રાષ્ટ્રોની સફર કરી હતી.

વ્યાપારની વિશાળતા છતાં વ્યાપારની દુનિયામાં જ તેમણે ઇતિશ્રી ન માની. છેક યૌવનકાળથી જ તેમણે જાહેરજીવનમાં રસ લેવો શરૂ કર્યો હતો. તેમણે જાહેરસંસ્થાઓ, જાહેરકાર્યો, જાહેરપ્રસંગો અને જાહેરસંમેલનોમાં સદા આગેવાનીભર્યો ફાળો આપ્યો છે. પરિણામે આજે તેઓ મહાન નાગરિક અને મહાન સમાજસેવકનું બિરૂદ પામ્યાં છે.

ઉછરતા યૌવનકાળથીજ તેમણે આર્યસમાજની દીક્ષા લીધી હતી. અને આર્યસમાજ દ્વારા થતી સમાજસેવાઓમાં અગ્ર હિસ્સો આપ્યો હતો. આજે પણ તેઓ મુંબઇ આર્યસમાજ મંદિરના મેનેજીંગ ટ્રસ્ટી છે. વડોદરામાં જુમાદાદા વ્યાયામ મંદિરની ઉદ્‌-ઘાટન ક્રિયા તેમના વરદ હસ્તે થઇ ત્યારે તેમણે તે સંસ્થાને રૂપિયા પાંચ હજારની સખાવત કરી હતી. ઇ. સ. ૧૯૧૯ માં માંડવી મુકામે મળેલા લોહાણા પરિષદના અધિવેશનના તેઓ ખજાનચી હતા. આ વેળાયે રૂપિયા એકાવન હજારની નાદર સખાવત કરીને તેમણે 'કચ્છ લોહાણા કેળવણી ફંડ' સ્થાપી કચ્છ પ્રદેશના અજ્ઞાન-તાનો અંધકાર મીટાવવા ગામડે ગામડે શાળાઓ સ્થાપી હતી. આજે આ સંસ્થા તરફથી ૫૩ શાળાઓ ચાલી રહી છે. શરૂઆતમાં તેના મંત્રી હતા, આજે ઉપપ્રમુખ તરીકે સેવા બજાવી રહ્યા છે. કચ્છની મૂંગી જનતાને નોકરશાહીની નાગચૂડમાં કચડાતી નિહાળી શ્રી. શૂરજીભાઇએ જાગૃતિના ઝંડાધારી બની વારંવાર આંદોલનો ઉઠાવ્યાં છે. ઇ. સ. ૧૯૨૧ માં કચ્છ રાજવીએ નીમેલી 'ખેડુત દુ:ખ તપાસ સમિતિ'ના તેઓ એકલા પ્રજાપ્રતિનિધિ હતા. આ સમિતિ દ્વારા તેમણે ઝળકતી પ્રજા સેવા બજાવી હતી.

ઇ. સ. ૧૯૨૬ માં કચ્છનો વિરાટ જાગ્યો અને કચ્છી પ્રજાની મહાસભા સમી 'કચ્છી પ્રજાકિય પરિષદ્'ની સ્થાપના થઇ. પહેલેજ પગલે–પહેલાજ અધિવેશને કચ્છનું 'રાષ્ટ્રપતિપદ' કચ્છી પ્રજાના આ વ્હાલા કર્મવીરને શિરે આવ્યું. તે ભારે શ્રમ વેઠીને સફળ બનાવ્યું. કચ્છને ગામડે ગામડે ઘૂમીને તેમણે સૂતી પ્રજાને જાગૃતિનો સાદ કર્યો. ઇ. સ. ૧૯૩૧માં સ્થપાયલી 'કચ્છ ખેડુત પ્રજા સંગઠન સમિતિ'ના પ્રમુખ ચૂંટાયા. અને કચ્છની કિસાન જનતાના કારમા કષ્ટો ટાળવાને ભારે યત્નો કર્યા. આજે પણ શ્રી. શૂરજીભાઇ 'કચ્છ પ્રજાકિય પરિષદ્'ના મોવડી છે. કચ્છી પ્રજાના હૃદયઆસને તેમનું ઉચ્ચું સ્થાન છે.

ઇ. સ. ૧૯૩૦–૩૨માં ભારતવર્ષની આઝાદીના આંદોલનો ઉઠયાં. મૈયાના એક સપૂત તરીકે શ્રી શૂરજીભાઇએ વ્યાપાર, વ્યવસાય અને વ્યવહારની ચિંતા છોડી તેમાં ઝંપલાવ્યું. કારાવાસનાં કષ્ટો સહ્યાં અને ભારે આર્થિક ભોગ આપ્યો. તેમનાં સુપુત્રી બ્હેન લક્ષ્મીબેને પણ સુખની છોળો છોડી વીરાંગના સ્વરૂપ ધરી આઝાદીયજ્ઞમાં ઝંપલાવ્યું. ભારે ઉજ્જવળ કારકિર્દી રચી–પિતાની યશગાથામાં ઉમેરો કર્યો.

સ્વદેશી ઉદ્યોગોની ખીલવણી અર્થે શ્રી. શૂરજીભાઇના મનના મનોરથો હંમેશા મહાન રહ્યાં છે. આકરા જોખમો વેઠીને પણ તેમણે તે માટે કમર કસી છે. ઇ. સ. ૧૯૩૦માં તેમણે 'શૂરજી વલ્લભદાસ સ્વદેશી બજાર'ની સ્થાપના કરી હતી. પરંતુ તેમાં ત્રણ ચાર લાખ રૂપિયાની ખોટ જતાં આજે માત્ર ઔષધિ વિભાગ સિવાય એ બજાર બંધ કર્યું છે. તે પછી તેમણે દેશી વહાણવટાની ખીલવણીમાં રસ લેવા માંડયો. 'ધોલેરા સ્ટીમ નેવિગેશન કું.ની સ્થાપના કરી. આજે તેઓ 'મલબાર સ્ટીમ નેવિગેશન કું'ના મેનેજીંગ એજન્ટ છે. ઉપરાંત અખબારી આલમમાં પણ તેમણે અગત્યનો રસ લીધો છે. 'જન્મભૂમિ' સંસ્થા 'સ્ટેટ પિપલ્સ લી.' સ્થાપવામાં તેમનો અગ્ર હિસ્સો હતો. તેના ડીરેકટર તરીકે તેમજ હિંદી પત્ર 'નવરાષ્ટ્ર'ના ડીરેકટર તરીકે એ પત્રોની ખીલવણીમાં તેમણે ભારે ભોગ આપ્યો છે.

આ રીતે શ્રી. શૂરજીભાઇએ જીવનને ઉજ્જળ રંગે રંગી દીધું છે. મુંબઇના 'કચ્છ કેસલ'ના આ કર્મવીરની કીર્તિકથા કાળાંતર સુધી લોકહૈયે કોતરાયલી રહેશે.



# શ્રી. ત્રિભુવનદાસ જ. રાજા

[ પ્રતાપગઢ–રજપૂતાના ]



લોહાણા જ્ઞાતિની તવારીખના સોનેરી પૃષ્ઠો પર અનેક રાજપુરૂષો નોંધાયા છે અને આજે પણ કેટલાક રાજદ્વારીઓ ધરાવવાનું સદ્‌ભાગ્ય લોહાણા જ્ઞાતિને સાંપડયું છે, તેમાં શ્રી. ત્રિભુવનદાસ જગજીવનદાસ રાજાનું સ્થાન અતિ કિંમતી છે. શ્રી. રાજાસાહેબે માત્ર ગુજરાતના રાજસ્થાનોમાં જ નહિ પણ સમસ્ત ભારતવર્ષની રિયાસતી દુનિયામાં અતિ મોભાભર્યું, અતિ માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેમના અપાર બુદ્ધિવૈભવ અને કુશળ મુત્સદ્દગીરીનાં પ્રભાવે તેમને સર્વત્ર ઉંચા આસનના અધિકારી બનાવ્યા છે.

જુનાગઢના પ્રખ્યાત શરાફ કુટુંબ 'લવા વેલા' ના વંશમાં શ્રી. ત્રિભુવનદાસભાઈનો જન્મ સંવત ૧૯૪૯ ની સાલમાં આસો વદી ૧૫ એટલે દીપોત્સવીને દિનેજ થયો હતો. તેમના પિતાશ્રી સ્વ. જગજીવનદાસ જુનાગઢના એક બાહોશ વકીલ હતા.

પિતા જગજીવનદાસની બાહોશી અને કર્તવ્યનિષ્ઠા તેમજ માતા દેવકુંવરબાઇની દયાવૃત્તિનાં શુભ સંસ્કાર મેળવીને બાળક ત્રિભુવનદાસે માત્ર પાંચ વર્ષની વયે હાથમાં પાટી પેન લીધા હતાં. અને દરેક વર્ગમાં પ્રથમ નંબર પ્રાપ્ત કરીને વિદ્યાર્થીજીવન ઉજ્જવળ બનાવ્યું હતું.

આમ ઇ. સ. ૧૯૦૯ માં તેમણે જુનાગઢની બહાદૂરખાનજી હાઈસ્કૂલમાં અભ્યાસ કરી મેટ્રીકની પરીક્ષા પસાર કરી. કોલેજજીવનના પ્રથમ પગરણ જુનાગઢમાંજ માંડીને મુંબઈની વિલ્સન કોલેજમાં જોડાયા. ખર્ચાળ નગરીમાં પોતાના પગ પર ઉભા રહી તેમણે અભ્યાસ કર્યો. અને ઇ. સ. ૧૯૧૧માં ઇન્ટર થયા પછી ઇ. સ. ૧૯૧૨માં શેઠ ના. ઈ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી છાત્રાલયમાં જોડાયા હતા. ઇ. સ. ૧૯૧૩ના નવેંબર મહીનામાં વીસ વર્ષનો આ યુવાન ઉચ્ચ કક્ષામાં બી. એ. થયો અને એકજ વર્ષમાં એમ. એ. ની ડીગ્રી પણ પ્રાપ્ત કરી લીધી.

જીવનની શરૂઆત વિલ્સન કોલેજમાં 'લેકચરર' તથા આ. પ્રોફેસર તરીકે કરીને ઇ. સ. ૧૯૧૬માં એમ. એ. એલ. એલ. બી. થયા. આ પછી તેમણે નાદુરસ્ત તબિઅતને કારણે મુંબઇ છોડયું અને રાજકોટ જઇ એજન્સી કોર્ટમાં વકીલાત શરૂ કરી.

૭ સાત મહીનાની વકીલાત પછી તરતજ વાંકાનેર સ્ટેટમાં નાયબ દીવાન અને સર ન્યાયાધિશની અતિ ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી. ઇ. સ. ૧૯૨૦માં જુનાગઢ સ્ટેટના ડેપ્યુટી રેવન્યુ કમિશનર નિમાયા અને ઈ. સ. ૧૯૨૧માં રૂા. ૩૫૦ના પગારથી લીંબડી નરેશના અતિ આગ્રહને કારણે તેમના પર્સનલ એસિસ્ટંટ તરીકે જોડાયા. અને રેવન્યુ કારભારી તરીકે પણ કામ કર્યું. ઇ. સ. ૧૯૩૦ સુધીની તેમની લીંબડી રાજ્યની કારકિર્દી ખૂબ ઉજ્જવળ હતી.

ઇ. સ. ૧૯૩૦માં લુણાવાડા સ્ટેટના દીવાન તરીકે તેમની નિમણુંક થઇ. ઇ. સ. ૧૯૩૩ના જાન્યુઆરીમાં બીકાનેર સ્ટેટના રાજદ્વારી અને નાણાંખાતાના પ્રધાન તરીકે જોડાયા.

ઈ. સ. ૧૯૩૪ માં પોરબંદર રાજ્યના દીવાનપદે તેમની પસંદગી થઈ. પોરબંદરમાં શ્રી. રાજાસાહેબે પોતાની પ્રતિભાનો પ્રબળ પરિચય આપ્યો. ચકોર અને પ્રજાવત્સલ્ય રાજવીએ એક ઉમદા સાથીદાર પ્રાપ્ત કરવા માટે સંતોષ અનુભવ્યો. પ્રજા હૈયે પણ મધુર મીઠાશ ઢાળી, સૌરાષ્ટ્રના મહાન સચિવ અને પ્રખર મુત્સદી તરીકે નામના પ્રાપ્ત કરી. પરિણામે પોરબંદર રાજ્યે રાજપૂત સરદારોનેજ અપાતું 'દોવડી તાઝીમ–તાઝીમે સરદાર'નું બહુમૂલું માન આપ્યું. તેમજ ઇ. સ. ૧૯૩૮માં વિદાય વેળાએ સોનું તથા રૂપિયા 'એક હજાર એક'નું વર્ષાસન આપ્યું. આ પછી રજપૂતાનાના વિશાળ સંસ્થાન પ્રતાપગઢના દીવાનપદે તેઓ સ્થાપિત થયા છે. પ્રતાપગઢ સ્ટેટ રજપૂતાનાનું મોભાભર્યું રાજસ્થાન છે. કાઠિયાવાડનાં જુનાગઢ, જામનગર, ભાવનગર, પોરબંદર વગેરે કરતાં તેની કક્ષા ઉંચી છે. આવા ઉચ્ચ રાજસ્થાનમાં શ્રી. રાજાસાહેબની દીવાનગીરીનો સૂર્ય આજે સોએ કળાએ ખીલી રહ્યો છે.

શ્રી. રાજાસાહેબની આખી જીવન કારકિર્દી અતિશય ઉજ્જવળ છે. નાની ઉંમરમાં તેમણે ભારે ઉચ્ચ સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. ઉજ્જવળ અભ્યાસકાળથી માંડી આજના ઉન્નત અધિકારકાળ સુધી એકસરખી ભવ્ય સિદ્ધિઓ તેઓ મેળવી શકયા છે. આજે અડતાળીસ વર્ષની જીંદગાનીમાં પૂરી પા સદી તો રાજસ્થાનોના અધિકારપદની ઉજ્જવળતામાંજ પસાર કરી છે, અને સમસ્ત રાજસ્થાની જગતના ઝળકતાં જવાહીર બની શક્યાં છે. તાજેતરમાં રજપૂતાનાના રાજવીઓની સંસ્થાએ તેમને પોતાના પ્રતિનિધિ તરીકે 'ઓલ ઇન્ડિયા સ્ટેટ મીનીસ્ટર્સ સ્ટેન્ડીંગ કમિટી'માં ચૂંટયા છે અને લુણાવાડા રાજ્યના 'રાજદ્વારી સલાહકાર' તરીકે પણ તેઓશ્રી કાર્ય બજાવી રહ્યા છે. હિંદના કેટલાય રાજવીઓ અને અંગ્રેજ અમલદારો તેમના મિત્રો છે.

આટલા ઉચ્ચ આસને બિરાજવા છતાં તેમણે જ્ઞાતિને કદી વિસારી નથી, જ્ઞાતિ ઉત્કર્ષની ઝંખના કદી છોડી નથી, જ્ઞાતિ-પ્રવૃતિઓમાં પૂર્ણપણે ભાગ લઇને જ્ઞાતિની સંસ્થાઓમાં સંકળાઇને અને જ્ઞાતિના ઉત્કર્ષમાં તન, મન, ધનથી ફાળો આપીને તેમણે અદ્દભૂત જ્ઞાતિપ્રેમ દાખવ્યો છે. વિલ્સન કોલેજમાં 'શેઠ ના. ઈ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી છાત્રાલય'ના છાત્રોની ૧/૩ ફી હંમેશ માટે માફ કરાવી હતી, છેલ્લી લોહાણા પરિષદ માંડવીમાં ઇ. સ. ૧૯૧૯માં મળી ત્યારથી તેના કાઠિયાવાડ વિભાગના સેક્રેટરી તરીકે સેવા બજાવતા આવ્યા છે, અને પરિષદની કારોબારી સમિતિના ત્યારથીજ માનવંતા સભ્ય છે, શેઠ ના. ઈ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી બોર્ડિંગના ટ્રસ્ટી તરીકે સેવા બજાવે છે. અને જુનાગઢ તેમજ વેરાવળ લોહાણા બોર્ડિંગોને સુંદર પાયા પર મૂકવા માટે તેમણે લીધેલો શ્રમ પણ જાણીતો છે. લોહાણાનગરી પોરબંદરમાં તેમણે લોહાણા જ્ઞાતિની સંસ્થાઓની ઉન્નતિ અર્થે દાખવેલી તમન્ના પણ કેમ ભૂલી શકીએ ?

આવા મહાઅમાત્યના ઉજ્જવળ જીવનના તેજસ્વી રંગોએ લોહાણા જ્ઞાતિની ઉજળી તવારીખ વિશેષ ઉજ્જવળ બની છે.



# શ્રી. શેઠ મૂળજી પ્ર. માધવાણી એમ.બી.ઈ

[ જીંજા-આફ્રિકા ]



સાહસ, શૌર્ય અને જોખમો સાથે બિરાદરી બાંધીને જેઓ મર્દાનગીભર્યું જીવન જીવી જાણે છે, તેમને જ કિસ્મતે મહાન થવાનું કોતરાયલું હોય છે. જીવનભર કર્મયોગનો મંત્ર રટતાં જીગરમાં પુરૂષાર્થ અને સેવાભાવની જ્યોતિ જલતી રાખનારા જ કીર્તિઆસન શોભાવી શક્યાં છે. સ્વદેશથી સુદૂર આફ્રિકાની અંધારી આલમમાં ભારે પરિશ્રમ અને અદ્‌ભૂત પુરૂષાર્થના પરિબળે ગૌરવ-ભરી વસાહતો સ્થાપી પોતાની દુનિયા રચનારા મહાન ઉદ્યોગપતિ-ઓમાં જીન્જાની 'વિઠ્ઠલદાસ હરીદાસનો કું.' પ્રથમ હારોલમાં સ્થાન ધરાવે છે. આ કંપનીના બાહોશ અને કુશળ કર્ણધાર જ્ઞાતિરત્ન શેઠ શ્રી. મૂળજીભાઇ પ્રભુદાસ માધવાણી સાહસ અને સેવાની મૂર્તિમંત તસ્વીર સમા છે. શૌર્ય, સાહસ, પુરૂષાર્થ, અને જીંદા-દિલીથી છલોછલ એવું એમનું જીવન એક અનોખી શૌર્યકથા છે.

બરડાના આંસીયાપાટમાં માધવાણી કુટુંબે જવાંમર્દી અને સદ્‌ગુણોથી અનેરી સુવાસ પાથરી હતી. આ કુટુંબમાં ઇ. સ. ૧૮૯૪ ના મે માસની ૧૮ મી તારીખે શ્રી. મૂળજીભાઇએ જન્મ ધર્યો. આ પછી બરાબર વર્ષ દિવસે માધવાણી કુટુંબ રાણાવાવ આવી વસ્યું. નાની વયે માતૃસુખથી વિમુખ બનેલા મૂળજીભાઇએ રાણાવાવની શાળામાં અભ્યાસ આદર્યો.

અભ્યાસે આદર્શ, સ્વભાવે શાણા, કુશળ અને ચતુર વિદ્યાર્થી મૂળજીભાઇએ બાર વર્ષની વયમાં તો ગુજરાતી સાત ધોરણ પસાર કરી દીધાં. અંગ્રેજી કેળવણી પ્રાપ્ત કરવાની આકાંક્ષા ઉરમાં ઉછાળા મારતી હતી. પરિણામે ઈ. સ. ૧૯૦૬માં પોરબંદરમાં તાજીજ સ્થપાયલી લોહાણા બોર્ડિંગમાં અવેતન છાત્ર તરીકે એ. બી. સી. ડી. ના અક્ષરો ઘૂંટવા માંડયા. વર્ષને અંતે ઉંચે નંબરે પાસ થયા. પરંતુ ખમીર, ખાનદાની, સ્વમાન ગળથૂંથીમાંજ સાંપડયું હતું. એવા બાળક મૂળજીભાઇને 'આ તો ધર્માદાસંસ્થા ગણાય' એ વિચારે મૂંઝવ્યા. પરિણામે અભ્યાસને પણ નમસ્કાર કરી, રાણાવાવમાં જ પરચુરણ વ્યવસાયમાં ગૂંથાયા.

ઈ. સ. ૧૯૦૬માં આફ્રિકા પહોંચેલા વડીલ બંધુ શ્રી. નાનજી-ભાઇએ ઈ. સ. ૧૯૦૮માં ઇગાંગામાં સ્વતંત્ર દુકાન સ્થાપી અને વતનમાંથી શ્રી. મૂળજીભાઇને બોલાવી લીધા.

ચોદિશ ઘેરા–કાળમીંઢ શા જંગલોથી ઘેરાયલો એ પ્રદેશ અને એ અગોચર, અંધારા અને અજાણ્યા જંગલોમાં માથું મૂકીને વ્યાપાર કરવાનો હતો. તેમાંય શ્રી. મૂળજીભાઈને ફાળે તો દિવસ-ભર એ જંગલો વિંધવાનું કર્તવ્ય આવ્યું. ઘનઘોર ઝાડીઓ, પ્રચંડ પહાડો, ભયંકર ગુફાઓથી આચ્છાદિત ખાડાટેકરાવાળા માર્ગો પર જંગલી જાનવરોની ભયાનક ત્રાડો વચ્ચે સુકુમાર મૂળજીભાઈ હૈયાને મજબૂત બનાવી હંમેશની સો સો માઇલની સાયકલ ઘફર કરતા. આ આકરી કસોટી પછી જ 'કલીરો'ની દુકાન

તેમને સ્વતંત્ર રીતે ચલાવવા મળી. અહિં કાર્યશક્તિ અને કુશળતા દાખવવાની તક સાંપડી. સર્વત્ર આ નાનકડો વ્યાપારી ચાહનાનું પાત્ર બન્યો, વડીલોનો પ્રેમ પણ તેમના પર ઉતરી પડ્યો.

કલીરોની કુશળ કાર્યદક્ષતાને પરિણામે તેમના કિસ્મતે અદ્દભુત પલટો લીધો. ઈ. સ. ૧૯૧૩માં 'વિઠ્ઠલદાસ હરીદાસ કું'ના નામે એકત્ર વ્યાપાર કરવાનો નિર્ણય થયો અને જીંજામાં હેડઓફીસ સ્થપાઈ. આ ઓફીસના વહીવટદાર તરીકે શ્રી. મૂળજીભાઈની પસંદગી થઈ. આટલી સુંદર તક સાંપડતાં તેમની શક્તિ અદ્દભૂત કળાએ ખીલી નીકળી. ઇ.સ. ૧૯૧૬માં' મોમ્બાસામાં એક વધુ શાખા સ્થાપવામાં આવી. યુગાન્ડામાં ખેતરો ખરીદી–કપાસની વાવણી શરૂ કરી. ઇ. સ. ૧૯૧૮માં બે જીનેરીઓની સ્થાપના કરી. ઇ. સ. ૧૯૧૯માં જીંજાથી નવ માઇલને અંતરે કકીરામાં ખેતરો લઇ કોફી અને શેરડીનું વાવેતર શરૂ કર્યું. આ રીતે શ્રી. મૂળજીભાઇએ નવાજ ક્ષેત્રમાં ડગ માંડવા માંડયા.

દિન–પ્રતિ–દિન કંપનીનું વટવૃક્ષ ફાલતું ફૂલતું જતું હતું. જાણે કોઈ ઇલમી આદમી ઇલમી સૃષ્ટિ સર્જી રહ્યો હતો. આ નવા ક્ષેત્રની ભવ્ય સફળતા પછી સારા પાયા પર ચાલતી મોંબાસા, જીંજા, ઇગાંગા વગેરે સંખ્યાબંધ ગામોની કાપડ તેમજ બીજી દુકાનો ઉઠાવી લઇ બધી શક્તિ અને સાધનો આ નવા ઉદ્યોગની ઉન્નત દુનિયા સર્જવાને રોકી દીધાં.

પરિણામે આજે આ કંપનીએ આફ્રિકાના ઉદ્યોગક્ષેત્રે એક અનોખો ઇતિહાસ રચ્યો છે. આ કંપની યુગાંડા, કેનિયા અને ટાંગાનિકામાં મળી ઓગણીસ જીનેરીઓ ધરાવે છે. કકીરાની સોળ હજાર એકર જમીનનો મોટો ભાગ શેરડીના વાવેતરમાં રોકયો છે. અને ખાંડ બનાવવા માટે 'યુગાંડા' શ્યુગર વર્કસ' નામે એક પ્રચંડ કારખાનું ચાલે છે. તેમાં દર વર્ષે વીસ હજાર ટન કરતાં

વધારે ખાંડ તૈયાર થાય છે. મોમ્બાસાની સોડમાં બેઠેલા રામીસીમાં અઢાર હજાર એકર જમીન લઈ તેમાં શેરડી તેમજ કેતકીનું વાવેતર કરવામાં આવે છે, અને 'કેનિયા શ્યુગર લી.'માં હજારો ટન ખાંડ તૈયાર કરવામાં આવે છે, કકીરામાં 'નાઇલ ઈન્ડસ્ટ્રીયલ એન્ડ ટોબેક્કો કું' સીગારેટનું મોટું ઉત્પાદન કરી રહી છે. બુકાબોલી, બુકોના, બુસોવા, વેલુગુ વગેરે સ્થળોએ મળી બીજી ચાર હજાર એકર જમીન પણ આ કંપની ધરાવે છે.

કકીરાની ભૂમિ એમની કર્મભૂમિ બની છે, 'યુગાંડા શ્યુગર વર્ક્સ'માં સાત હજાર આફ્રિકનો અને બસો હિન્દીઓ અને યુરોપિયનો કામ કરી રહ્યા છે. અહિં કંપનીની માલીકીની પાંચ લોકોમોટીવ અને ૩૦૦ કરતાંય વધારે ટ્રંકવાળી લગભગ પચાસ માઇલની સ્વતંત્ર રેલ્વે પણ સ્થાપિત થઇ છે. અને ૮૦ ફુટની ઉંચાઈએ સાત લાખ ગેલન પાણીનો ચશ્મો બાંધવામાં આવ્યો છે. તે કલાકની સીત્તેર હજાર ગેલનની ગતિએ વિકટોરીયા સરોવરમાંથી પાણી ખેંચી શકે એ માટે એક વિરાટ યંત્ર પણ સ્થાપ્યું છે. આ રીતે આ વસાહતને પાણી પૂરું પાડવામાં આવે છે.

કંપનીની આ ગૌરવશાળી કારકિર્દી તેના મેનેજીંગ ડીરેકટર શ્રી. મૂળજીભાઇની અદ્દ્ભૂત બાહોશીની પ્રતિતી કરાવે છે. આટઆટલા પરિશ્રમ અને અનેકવિધ જવાબદારીઓની જંજાળો છતાંય માત્ર વ્યવસાય વચ્ચેજ તેઓ અટવાઈ પડયા નથી. એમના ઉદ્યોગી આત્માએ જનકલ્યાણનો મંત્ર પણ ખોજ્યો છે. અનેકવિધ સંસ્થાઓમાં તેમણે તન, મન, ધનથી ઉજળી કારકિર્દી અર્પી છે. 'યુગાન્ડા કોટન એસોસિએશન–કમ્પાલાના પ્રમુખપદના ચાર વર્ષો, ઇસ્ટર્ન પ્રોવીન્સ ચેમ્બર ઓફ કોમર્સ–જીંજાના આગેવાનીના પાંચ વર્ષો, ઇન્ડિયન એસોસિએશન શાળા'ના પ્રમુખપદના વર્ષો, અને લોહાણા કોમની અનેક સંસ્થાના મોવડીપદના મહાકાળમાં તેમણે દાખવેલી કાર્યકુશળતા, મુત્સદગીરી અને નિર્ભેળ સેવાવૃતિ તેમજ

નિડતરતા તેમના મહાન આત્માના ગૌરવ સમાન છે. શ્રી. મૂળજી-ભાઇએ કદી કાયરતાનો શબ્દ ઉચ્ચાર્યો નથી, સદા થનગનતી ભાવનાએ તેમણે સમાજસેવાનો ઝંડો અજર અને અમર રાખ્યો છે.

અને માત્ર તીજોરીઓ તર કરવામાંજ શ્રી. મૂળજીભાઇએ જીવનધ્યેય માન્યું નથી. સાંપડેલી સમૃદ્ધિનો સુંદર સદુપયોગ તેમણે હંમેશા કર્યો છે. 'વિઠ્ઠલદાસ હરીદાસ કું.' દ્વારા થતી લાખોની સખાવત ઉપરાંત તેમણે હજારોની ખાનગી સખાવતો પણ કરી છે. એ યાદી અતિ લાંબી છે, તેમના ગૌરવને ઝેબ આપે એવી છે.

શ્રી. મૂળજીભાઇને હિંદીઓએ મોવડીપદે સ્થાપ્યા છે, લોહાણા જ્ઞાતિએ તેમના ગૌરવની પૂજા કરી છે અને દીનદુઃખીયાઓએ શ્રી. મૂળજીભાઇમાં તારણહાર નિહાળ્યો છે. પ્રજામાં પૂજાયલા આ પુરુષની પ્રતિષ્ઠા રાજદ્વારે પણ ઓછી નથી. ગવર્મેન્ટે તેમને કોટન એક્ચેંજ કમિટી અને કોરોનેશન કમિટીમાં નિમ્યા હતા. અને ઇ. સ. ૧૯૩૯-૪૦ લેજીસ્લેટિવ કાઉન્સિલ-યુગાંડાની ફીનાન્સ કમિટીના સભ્યપદે ચૂંટાયા હતા. તેમજ ઇ. સ. ૧૯૩૯ માં એમ. બી. ઇ. નો માનવંતો ઇલ્કાબ બક્ષી આ વિરલ હિંદીની કદર કરી છે.

મહાન સિદ્ધિઓના સાધક તરીકે તેમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી છે. એથી ય પવિત્ર એવું એમનું જીવન છે. સદા હસતાં, ખુશમિજાજી, નમ્રતાની આબેહૂબ મૂર્તિસમા શ્રી. મૂળજીભાઇ માટે લોહાણા જ્ઞાતિ ગર્વભર્યા દિલે મગરૂર છે.

——:०:——

# શ્રી. શેઠ કાનજીભાઇ નારણજી

[નૈરોબી–આફ્રિકા]



પુરૂષાર્થ, પરિશ્રમ અને આત્મશ્રદ્ધાના ઇલમથી જાદુઇ સૃષ્ટિ ખડી કરનારા મહારથીઓ તવારીખના પૃષ્ઠો પર ઉજ્જવળ સ્થાન પામે છે. ઇલમની લાકડીના સ્પર્શે પળવારમાં સૃષ્ટિની શિકલ પલટી જવાની તિલસ્માતી કથાઓ અનાદિકાળથી વહેતી આવે છે. એજ અદાએ માત્ર પુરૂષાર્થના ઇલમે શુન્યમાંથી સૃષ્ટિ સૃજનારા મહાવીરો યુગયુગો સુધી સુધી અજર અને અમર રહેશે.

સૃષ્ટિભરના સમૃદ્ધિવંતોની હરોળમાં ઉભા રહી શકે એવા નૈરોબીના મહાન નાગરિક, ગૌરવશાળી જમીનદાર અને સોનાખાણના સ્વામી શેઠ શ્રી. કાનજીભાઇ નારણજીએ માત્ર સાહસના બળે નૈરોબીમાં નાનું સરખું રજવાડું સ્થાપ્યું છે. વિશાળ વ્યાપાર, સંખ્યાબંધ બિલ્ડીંગો, હજારો એકર જમીન, અને એક ભવ્ય સોનાખાણના સમૃદ્ધિવંત સ્વામી હોવા છતાં સાદાઇ, સજ્જનતા, સરળતા અને સદા ધીખતા સેવાભાવે તેમને વધુ મહાન બનાવ્યા છે.

સુદામાપુરીના પુણ્ય પ્રદેશમાં વાડોત્રા ગામમાં ઇ. સ. ૧૮૯૩ના મે માસની ૬ ઠ્ઠી તારીખે શ્રી. કાનજીભાઇનો જન્મ લાખાણી કુટુંબમાં થયો હતો. તેમના પિતા સ્વ. નારણજી વાલજી વાડોત્રામાં અનાજ, કપાસીયા, ઘીનો સામાન્ય વ્યાપાર કરતા. વાડોત્રામાં ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ પૂર્ણ કર્યા પછી ગામમાં વધુ શિક્ષણની સગવડ નહિ હોવાના કારણે શ્રી. કાનજીભાઈ રાણાકંડોરણા જઇ ઇ. સ. ૧૯૦૭ માં ગુજરાતી સાત ધોરણ પૂરા કરી આફ્રિકામાં દોઢેક વર્ષથી વસતા વડીલ બંધુ શ્રી. વિઠ્ઠલદાસના બોલાવ્યા ઇ. સ. ૧૯૦૮ માં આફ્રિકાને કિનારે પહોંચ્યા.

હૈયામાં હોંશ હતી, મનોબળ અગાધ હતું, અંતર આત્મશ્રદ્ધાથી છલકાતું હતું, દેહમાં તાકાત તરવરતી હતી, નયનોમાં અદ્દભૂત ચમકાર હતો. એવા આ પંદર વર્ષના કિશોરે એક પંજાબી વ્યાપારીને ત્યાં નોકરી પ્રાપ્ત કરી. તેમની હૈયાઉકલત, કુશળતા અને ખંતને પરિણામે પંજાબી વ્યાપારીના ચારે હાથ તેમના પર રહેતા. તેમણે નોકરીમાં ભારે પ્રગતિ બતાવી. ૭ વર્ષના એ નોકરીકાળ દરમ્યાન તેમણે પેઢીની ઉન્નતિની હજાર હજાર વાતો લોકહૃદયે વહેતી કરી, પેઢીની ભવ્ય જમાવટ કરીને શ્રી. કાનજીભાઇ ઇ. સ. ૧૯૧૪ માં પ્રભુતામાં પગલાં પાડવાને વતનને કિનારે ઉતર્યા. તેમનું લગ્ન ધ્રાફામાં સૌ. ઉજમગૌરી સાથે થયું.

તત્કાળ વતનની વિદાય લઇ કર્મવીર કાનજીભાઇ ફરી કિસ્મતના ખેલ ખેલવાને નૈરોબી આવી પહોંચ્યા. નોકરીમાં નહિ જોડાતા નૈરોબીમાં 'પ્રોવીઝન સ્ટોર્સ'ની સ્થાપના કરી. કાર્યવટે કુશળ શ્રી. કાનજીભાઇ આ નૂતન વ્યવસાયમાં રોજ–બ–રોજ ભવ્ય સફળતા પ્રાપ્ત કરતા ગયા. ઇ. સ. ૧૯૨૦ માં તો શહેરના સુપ્રસિદ્ધ અને વિશાળ એવા બે નવા સ્ટોર્સો પણ તેમણે ખરીદી લીધા. તેમજ યુરોપ, અમેરિકા વગેરે દેશોથી સીધો માલ મગાવી જથ્થાબંધ વ્યાપાર શરૂ કર્યો. ભાગ્યદેવી અદ્દભૂત અદાએ ફળી.

પ્રોવીઝનના વિશાળ વ્યવસાયમાં જેમ જેમ લક્ષ્મીની નીકો વહેવા માંડી તેમ તેમ તેમણે નૈરોબીમાં મકાનો અને જમીનો ખરીદવા માંડી, નવા મકાનો બંધાવવા માંડયા. એમની એ જંગમ મિલ્કત આજે લાખો શિલીંગનું ભાડું ઉપજાવી રહી છે. તેમનું કોરોનેશન બિલ્ડીંગ ત્રણચાર લાખ શિલીંગને ખર્ચ બંધાયલું છે. અને તે નૈરોબીનું એક આકર્ષણ બન્યું છે. એવું જ બીજું મકાન ગવમેંન્ટ રોડ પર દસ લાખ શિલિંગને ખર્ચે તૈયાર થયું છે. આ મકાન પણ કલા અને રચનાની દ્રષ્ટિએ નૈરોબીનું અદ્‌ભૂત બિલ્ડીંગ છે. આ રીતે નૈરોબીની આસપાસ હજુ વધુ મકાનો ખડાં કરવાની તેમની ગણતરી છે, અને મોમ્બાસામાં ચોત્રીસ હજાર એકરના ખેતરો તેઓ ધરાવે છે. ખેતીવાડીની ભવ્ય યોજના તેમણે કરી છે,

આ મકાનો જમીનો અને ખેતરો ઉપરાંત ઇ. સ. ૧૯૩૫માં તેમણે એક સોનાની ખાણ ખરીદીને તો આફ્રિકાના ઉદ્યોગના ઇતિહાસે પણ અદ્‌ભૂત એવું પગલું ભર્યું છે. આફ્રિકામાં હજુ આ ઉદ્યોગની 'પા પા પગલી' છે, સૌથી પહેલું ગજબનાક સાહસ આપણા આ પ્રખર ઉદ્યોગપતિએ કર્યું છે. આ ખાણ નૈરોબીથી બસો માઇલ દૂર લોલ્ગોરીયન પ્રદેશમાં આવેલી છે. આવું અદ્‌ભૂત સાહસ ઉઠાવવા માટે શ્રી. કાનજીભાઇ હજારો અભિનદનના અધિકારી બન્યા છે.

આવા આ વિરલ પુરૂષે કરોડોની થાપણો ઉભી કરીને જ સંતોષ નથી સેવ્યો. તેમના આંગણેથી વહેલો ધનગંગાનો પ્રવાહ વિપુલ છે. ખાસ કરીને તો ધર્મ અને કેળવણી પ્રત્યે તેમને ભારે અનુરાગ છે. એટલે એ ક્ષેત્રોમાં જ તેમનાં દાનનાં ઝરણાં અખૂટ વહ્યાં છે. નાથદ્વારામાં આજસુધીમાં તેમણે લગભગ ત્રીસથી ચાલીસ હજાર જેટલી રકમ આપી છે. વાડોત્રામાં વૈષ્ણવ હવેલી બાંધવામાં મોટો હિસ્સો તેમનો હતો. એ હવે-

લીને તેઓ વર્ષોથી વર્ષાસન આપતા રહ્યા છે. દૈયર ગામે ઇ. સ. ૧૯૪૦ માં રૂ. ૧૫૦૦ ના ખર્ચે એક રામમંદિર પણ તેમણે બંધાવી આપ્યું છે. ઇ. સ. ૧૯૩૪ માં કંડોરણામાં હજારોને ખર્ચે કન્યાશાળાની સ્થાપના તેના ભવ્ય મકાન સાથે તેમના હસ્તે થઇ, વાડોત્રામાં મોટાભાઇના સ્મરણાર્થે 'વિઠલદાસ ગુજરાતી સ્કૂલ' તેના મકાન સાથે રૂપિયા સાડાત્રણ હજારને ખર્ચે તેમણે સ્થાપી આપી છે. ઇ. સ. ૧૯૩૪ માં દૈયરમાં પણ એક ગુજરાતી શાળા મકાન સાથે રૂ. ૨૫૦૦ ના ખર્ચે સ્થાપન કરી છે. ઉપરાંત કંપાલા લોહાણા વિદ્યાર્થી ભુવન, વડોદરા આર્યકન્યા વિદ્યાલય, અને આફ્રિકાની તેમજ હિંદની ઘણી સંસ્થાઓમાં તેમણે હજારો રૂપિયાનું દાન કર્યું છે. વાડોત્રામાં પાણીની તંગી નિહાળી તેમણે ઉચ્ચ વર્ણ તેમજ હરિજનો માટે એમ બે કુવાઓ બંધાવી આપ્યા છે, બોરડીમાં પણ પાણીનો ત્રાસ ટાળવાને એક કુવો બંધાવી આપ્યો છે. નૈરોબીની હોસ્પિટલમાં ઇ. સ. ૧૯૩૭ માં પચીસ હજાર શિલીંગને ખર્ચે 'એશિયન વોર્ડ' બંધાવ્યો છે.

તાજ્જુબીની બીના તો એ છે કે આવા આ મહાન સમૃદ્ધિવાન પુરૂષે રૂવાબ, દમામ અને ઘમંડને સદા અળગો રાખ્યો છે. તેમની સાદાઈ, સરળતા, નિખાલસતા અને પ્રેમાળતા ભારે માન ઉપજાવે છે.

જ્ઞાતિ ઉન્નતિના પ્રશ્નમાં તો તેમણે દિલના તાર મિલાવીને સદાય રસ લીધો છે. સમાજની અટપટી સમશ્યાઓને તેઓ પોતાના સ્વતંત્ર દૃષ્ટિબિંદુથી નિહાળે છે અને સાહિત્યક્ષેત્રે પણ ભારે રસ ધરાવતા રહ્યા છે. આટલી સમૃદ્ધિ, આટલી સિદ્ધિ, આટલો વૈભવ, આટલી ઇજ્જત પછી પણ એમણે સાચવેલી સૌજન્યતા અને શીતળતા વંદનને યોગ્ય છે.

—=:*:=——

# શ્રી. શેઠ મૂળજીભાઈ કે. દેવાણી

[ કેશોદ ]



આફ્રિકાની હિંદી વસાહત આજના જોરે જામી ન્હોતી. એવા ઇ. સ. ૧૮૯૫ના કાળમાં આફ્રિકાની પ્રથમ લોહાણા પેઢી સ્વ. શેઠ કેશવજી આણંદજીએ સ્થાપી. આજે પણ આ પેઢી પ્રખર પ્રતિભાશાળી અને પ્રતિષ્ઠિત પેઢી છે. તેના આજના મોવડી શેઠ મૂળજીભાઈ કેશવજી જાણીતા સમાજસેવક, જ્ઞાતિઅગ્રેસર અને સખાવતી પુરુષ છે. તેમણે સૌજન્યતા, પ્રખર સેવાભાવ અને ઉદાર સખાવત થકી સર્વત્ર સુનામના જમાવી છે.

પોરબંદર પાસે આવેલા કડછ ગામમાં દેવાણી કુટુંબ વસવાટ કરતું હતું. શ્રી. મૂળજીભાઈનો જન્મ સંવત ૧૯૩૯ના આસો શુદ ૭ના દિને થયો હતો. ગુજરાતી અભ્યાસ કડછમાંજ સંપૂર્ણ કર્યો. એટલામાં તો ઝાંઝીબારથી પિતાનું કહેણ આવ્યું અને આખા કુટુંબ સાથે ઇ. સ. ૧૮૯૭માં શ્રી. મૂળજીભાઇ પિતાની વ્યવસાયભૂમિમાં આવી ખંતથી અંગ્રેજી અભ્યાસ કરવા માંડયા.

પરંતુ ટુંકા સમયમાં જ પેઢીના વ્યવહારમાં જોડાઇ જવું પડયું. સુખ, સમૃદ્ધિ અને સંતોષભર્યા વાતાવરણમાં જીવનકિતાબના પ્રથમ અક્ષરો આલેખનાર શ્રી. મૂળજીભાઈએ વ્યવસાયજીવનમાં ભારે પુરુષાર્થ, પરિશ્રમ અને કૌશલ્યતા દાખવી. પેઢીની પ્રગતિ દિન–પ્રતિ દિન વધારી અને પ્રતિભા વધારે ઉજ્જવળ બનાવી છે.

આજે આ પેઢીનું વટવૃક્ષ સુંદર રીતે ચોમેર પ્રસર્યું છે. દારેસલામ અને મોમ્બાસામાં 'દેવાણી બ્રધર્સ' નામે કાપડની વિશાળ દુકાનો ચાલી રહી છે, જાપાનના કોબે શહેરમાં ઇ. સ. ૧૯૩૪થી 'દેવાણી કું. કમિશન એજન્ટ તરીકે કામકાજ કરી રહી છે, મુંબઇની 'વૃંદાવન ચંદુલાલની' કું. પણ આજ પેઢીનું ફરજંદ છે.

આમ પેઢીની પ્રગતિ પાછળ ભારે પુરૂષાર્થ રેડયા છતાં શ્રી. મૂળજીભાઇએ ચાર દીવાલોની દુનિયા વચ્ચેજ ઝકડાઇ રહેવાનું પસંદ કર્યું નથી. યૌવનકાળ મોજ અને મસ્તી માણવાનો કાળ છે, એમ નવજવાન મૂળજીભાઇએ માન્યું જ નહિ, અને જીવનના પહેલા પ્હોરથી જ જાગતા યૌવનકાળે તેમણે સમાજસેવાની દીક્ષા લીધી. સંખ્યાબંધ સંસ્થાઓ દ્વારા તન, મન, ધનથી સમાજસેવા બજાવવી શરૂ કરી. આર્યસમાજે તેમનું આકર્ષણ કર્યું: અને માત્ર ત્રેવિસ વર્ષની વયે આર્યસમાજીસ્ટ બન્યા. એ પછી ત્રણ વર્ષના કાળમાં જ ઝાંઝીબાર આર્યસમાજની કારોબારી સમિતિમાં તેમની ચૂંટણી થઈ, અને ઈ. સ. ૧૯૧૪ માં તો એ સમિતિના પ્રમુખ તરીકે તેમની વરણી થઈ. આમ આર્યસમાજ દ્વારા તેમણે સમાજસેવાના ક્ષેત્રે પ્રવેશ કર્યો.

આજ અરસામાં તેમણે જ્ઞાતિપ્રવૃત્તિમાં પણ રસ લેવા માંડયો, જંગબાર, દારેસલામ અને મોમ્બાસા લોહાણા મહાજનના મોવડી તરીકે તેમણે ઉમદા અને ઝળકતી કાર્યદક્ષતાનો પરિચય આપ્યો.

હિન્દુ મંડળની પ્રવૃતિઓમાં પણ તેમણે ઉજ્જવળ હિસ્સો આપ્યો છે. ઈ. સ. ૧૯૩૬થી ૩૮ સુધી તેની કારોબારી સમિતિના

સભ્ય હતા. મંડળ તરફથી ચાલતી દારેસલામ હિન્દુ હોસ્પિટલ'ના ખજાનચી તરીકે અને મંડળની બીજી મિલ્કતોના ટ્રસ્ટી તરીકે પણ તેમણે વર્ષો સુધી સેવા બજાવી. વ્યાપારીઆલમમાં પણ એક બાહોશ અને કુશળ વ્યાપારી તરીકે સ્થાન જમાવ્યું. ઈ. સ. ૧૯૩૬ માં 'ફેડરેટેડ ચેમ્બર ઓફ કોમર્સ'–ટાંકાનિકાના ઉપપ્રમુખ તરીકે સેવા બજાવી.

આમ સર્વ ક્ષેત્રે એક સરખી પ્રતિષ્ઠા પામેલા શ્રી. મૂળજી-ભાઇએ સંખ્યાબંધ સંસ્થાઓને ઉદાર હૃદયે આર્થિક સહાય કરી છે. એની યાદી અતિ લાંબી છે.

માધવપુરમાં ચાલતી 'શેઠ કેશવજી આણંદજી લોહાણા બોર્ડિંગ'ને તેમની પેઢી તરફથી પાંચ હજાર રૂપિયાની સહાય આપવામાં આવી છે. દારેસલામમાં 'કેશવજી આણંદજી ધર્મશાળા' બાંધવા માટે અર્ધું ખર્ચ એટલે આઠ હજાર શિલીંગ તેમની પેઢીએ આપ્યા છે, વડો-દરા આર્યકન્યા વિદ્યાલયમાં ત્રણ હજાર રૂપિયા, ઘાટકોપર આર્ય ગુરૂકુળને એક હજાર રૂપિયા, તેમજ દારેસલામ દેવકુંવર કન્યાશાળા અને હિન્દુ હોસ્પિટલમાં પણ હજારોની રકમ આપી છે. ઉપરાંત જંગબાર લોહાણા મહાજનવાડી અને બગીચો પણ તેમની પેઢીએજ બંધાવી આપ્યો છે. આ ઉપરાંત તો પુષ્કળ સંસ્થાઓ, પ્રવૃતિઓ અને ફંડફાળાઓમાં શ્રી. મૂળજીભાઈનો ફાળો સદા અતિ ઉદાર રહ્યો છે.

આજે વનપ્રવેશ પછીના સાતમા વર્ષે વ્યવસાયની આધિવ્યાધિનો બધો બોજો નાના બંધુ શ્રી. મથુરાદાસભાઇ, મોટા પુત્ર શ્રી. વૃંદા-વનદાસ અને ભત્રિજા શ્રી. ચંદુલાલને સોંપીને નિવૃતિનિવાસ માટે આફ્રિકા છોડી સોરઠના સોહામણા ગ્રામ્યનગર કેશોદમાં વસવાટ કર્યો છે. અહિં બેઠા પણ તેઓ દરેક પ્રવૃતિમાં રસ લઈ રહ્યા છે.

ઇ. સ. ૧૯૩૯ ના માર્ચ માસમાં તેમણે આફ્રિકાનો કિનારો છેલ્લી વેળા છોડયો ત્યારે તેમને દારેસલામની હિન્દુ જનતાએ ભવ્ય વિદાયગીરી આપી હતી. સૌના માયાળુ મિત્ર અને મીઠા મોવડી શ્રી. મૂળજીભાઇને વિદાય આપતાં કેટલીય આંખો સજળ બની હતી,

કેટલાંય હૃદયો હચમચ્યાં હતાં. દારેસલામ લોહાણા મહાજને ચાંદીના કાસ્કેટમાં અને હિન્દુ મહાજને સુખડના કાસ્કેટમાં તેમની વિશાળ સેવાવૃત્તિને અંજલિ આપતાં માનપત્રો આપ્યા હતાં. દારેસલામ આર્યસમાજ, હનુમાન વ્યાયામશાળા, દેવકુંવર કન્યાશાળા વગેરે સંસ્થાઓએ પ્રેમભર્યા વિદાયસમારંભો યોજયા હતા. શ્રી. મૂળજી-ભાઈને વિદાય આપતાં નિર્જીવ માર્ગો પણ જાણે આંસું સારતાં હતાં, એવા ભવ્ય અને ગંભીર વાતાવરણ વચ્ચે તેમણે આફ્રિકાનો કિનારો છોડયો હતો.

તેમના નાના બંધુ શ્રી. મથુરાદાસભાઈ પણ જાણીતા જ્ઞાતિસેવક અને પ્રખર સમાજસુધારક છે. તેમણે શ્રી. મૂળજીભાઇની સેવાવૃત્તિને ઉત્તમ પીઠબળ આપ્યું છે. શ્રી. વૃંદ્રાવનદાસ પિતા સમ સેવાભાવી દિલ ધરાવે છે, આશા આપતા સાહિત્યરસિક અને સેવાભાવી યુવાન છે. તેમણે દારેસલામની પેઢીનું મેનેજરપદ શોભાવ્યું હતું. આજે મુંબઇમાં 'વૃંદ્રાવન-ચંદુલાલ કું.' નો વહીવટ કરી રહ્યા છે.

વ્યાપારે કુશળ સમાજસેવાએ ધીર, સખાવતે શૂર એવા શ્રી. મૂળજીભાઇ જુદા જુદા અનેક ધર્મના ઉંડા અભ્યાસી છે, વિદ્વાન છે, અચ્છા વકતા છે, સંસ્કારી અને સાહિત્યપ્રેમી એવા આ સજ્જનની સુનામના સદાકાળ ચિરાયુ બનો!



# શ્રી. શેઠ મથુરાદાસ કા. મહેતા એમ.બી.ઈ

[ લીન્ડી–આફ્રિકા ]



આલમના અંધારા ખૂણા સમો આફ્રિકા ખંડ વિકરાળ વનો, રાક્ષસી પહાડો, ભયંકર ઝાડીઓ, ક્રૂર પશુઓથી છવાયલો છે. અંધકાર, અઘોરતા અને અજ્ઞાનતાની એ ઇન્સાનિયત-વિહોણી ભયંકર ભૂમિમાં જઇ સાહસ, શૌર્ય, અને જોખમ વચ્ચે ભય, ત્રાસ, આફતની આલમમાં આગ સાથે ખેલ ખેલીને લોહાણા વ્યાપારીઓએ 'નવી દુનિયા' વસાવી છે. અને જ્ઞાતિના કેટલાય વીરરત્નોએ કલ્પના પણ પૂર્ણવિરામ પામે એટલા સાહસો ખેડીને ભવ્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. આફ્રિકાના આવા અંધારા મુલકમાં લોહાણા રત્નોએ અદ્દભૂત ઓજસ પાથર્યું છે. એ રત્નેશ્વરોમાં શેઠ શ્રી. મથુરાદાસ કાળીદાસ મહેતાનું નામ પ્રથમ હારોળમાં બિરાજે છે. વડીલ બંધુ શ્રી. નાનજીભાઈ કાળીદાસ મહેતાને પગલે પ્રયાણ કરીને એમણે એક ઉમદા ઉદ્યોગપતિ, સમાજસેવક તેમજ સખાવતી તરીકે ચોમેર સુનામના પ્રસરાવી છે. રામલક્ષ્મણની જોડી

સમી આ બાંધવએલડી ઇતિહાસને ઉજળે પૃષ્ઠે ગૌરવભર્યું સ્થાન પામશે.

વડીલોની વ્યવસાયભૂમિ ગોરાણામાં ઈ. સ. ૧૮૯૩માં શ્રી. મથુરાદાસભાઈનો જન્મ થયો હતો. ગોરાણાની ગુજરાતી શાળામાં ચારપાંચ ધોરણના અભ્યાસ પછી—સોળ વર્ષના સુકુમાર શ્રી. મથુરાદાસભાઇએ ઈ. સ. ૧૯૦૯માં વડીલ ભાઇઓ સ્વ. ગોરધનદાસ અને શ્રી. નાનજીભાઇના ઇજને આફ્રિકામાં પગ મૂકયો અને તેમના વ્યવસાયમાં સહકારી બન્યા.

ઇલ્મી અદાથી શ્રી. નાનજીભાઇનો વ્યવસાયવિસ્તાર દિનપ્રતિદિન વિકાસ પામતો ફાલતો ફૂલતો હતો. એમાં શ્રી. મથુરાદાસભાઇએ પૂરા પરિશ્રમ, વ્યાપારી કુનેહ અને પુરૂષાર્થથી પોતાનો ફાળો આપ્યો હતો. ઈ. સ. ૧૯૧૭ થી શ્રી. નાનજીભાઇએ તેમના પર કિંમતી જવાબદારીઓ છોડવા માંડી હતી. અને કેટલાક સ્થળોના સ્વતંત્ર વહીવટદાર બનાવ્યા હતા. શ્રી. નાનજીભાઇની કાર્યકુશળતા તેમજ કાબેલિયતનો ચેપ શ્રી. મથુરાદાસભાઇને પૂરેપૂરી રીતે લાગી ગયો હતો, એટલે દરેક કાર્યમાં તેમની પ્રવિણતા અને પાવરધાઈ દૃષ્ટિગોચર થવા માંડી.

વ્યાપારે વીર અને કાર્યશક્તિએ કાબેલ એવા કર્મવીર મથુરાદાસભાઈનું અંતર સ્વતંત્ર સાહસો ખેડવા ઉછળાટ કરવા માંડયું. તેમના હિંમતબાજ હૈયાએ અને મજબૂત મનોબળે સ્વતંત્ર કાર્યક્ષેત્ર ઇચ્છયું, પરિણામે ઈ. સ. ૧૯૨૫ માં શ્રી. મથુરાદાસભાઇ એક સ્વતંત્ર સોદાગર બન્યા.

સ્વતંત્ર વ્યાપારક્ષેત્રે તેમની શક્તિ વધુ ખીલી નીકળી અને મહાન સિદ્ધિઓ સાંપડી. વ્યાપારી કુનેહ, ભારે પરિશ્રમ, ધીરજ, ખંત અને પુરૂષાર્થને બળે ચંદરોજમાં શ્રી. મથુરાદાસ યુગાંડાના મહાન ઉદ્યોગપતિ ગણાઇ ગયા. આજે દિનપ્રતિદિન તેમની કીર્તિસુવાસ વધુ ને વધુ પ્રસરતી જાય છે.

આજે શ્રી. મથુરાદાસભાઇ આફ્રિકાના જુદા જુદા સ્થળે કેતકીના પાંચ પ્રચંડ ખેતરો ધરાવે છે. કહેવાય છે કે કેતકીના વાવેતરમાં આખી દુનિયામાં તેમનું ત્રીજું સ્થાન છે. ઉપરાંત તેમની કપાસની સંખ્યાબંધ જીનેરીઓ ચાલે છે. સ્થળે સ્થળે તેમના ભવ્ય અને વિશાળ મકાનો છે અને વીસ હજાર એકર જમીનના તેઓ સ્વામી છે.

યુગાંડાના હિન્દી જાહેરજીવનમાં તેમણે મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. કેટલીક સંસ્થાઓના મોવડી તરીકે તેમણે ઇજ્જત જમાવી છે. દારેસલામ હિન્દુ મહાજનના તેઓ પ્રમુખ અને અગ્રેસર છે. જનસેવા અર્થે બુદ્ધિશક્તિ ખર્ચવા સાથે તેમણે ઉદાર દિલે અને છૂટે હાથે વિશાળ પ્રવાહે સખાવતનાં નીર વહાવ્યાં છે. ખાસ કરીને કન્યા કેળવણી માટે તેમણે અઢળક ધન વહેતું કર્યું છે, દારેસલામ કન્યાશાળા, દારેસલામ મહાજનવાડી, વડોદરા આર્ય કન્યા ગુરૂકુળ, ઘાટકોપર ગુરૂકુળ ઉપરાંત આફ્રિકા અને ભારતવર્ષની સંખ્યાબંધ સંસ્થાઓમાં તેમણે હજારોની રકમ આપી છે. હમણાં જ પુત્રલગ્ન પ્રસંગે તેમણે સાંઠય હજારની સખાવત કરી છે, અને ટાંગાનિકામાં લગભગ બે લાખ શિલીંગની તેમની ઉજ્જવળ સખાવત છે.

રાજદ્વારે પણ તેમનું ભારે સન્માન થતું રહે છે, હમણાં જ બ્રિટિશ સરકારે તેમને એમ. બી. ઇ. નો માનવંતો ખિતાબ અર્પ્યો છે.

સમાજસેવાની ઉંડી ભાવના અને જ્ઞાતિઉન્નતિના મનોરથો તેમના ઉદ્યોગી દિલમાં સદાકાળ જાગૃત રહેતાં ભાસે છે. તેમનું તેજસ્વી વ્યક્તિત્વ, સ્પષ્ટ વાણી અને નિખાલસ સ્વભાવ તેમની ઇજ્જતમાં ઔર ઉમેરો કરી રહે છે.



# શ્રી. શેઠ નાનજી પ્ર. માધવાણી

[ પોરબંદર ]



અહીં તેરસો બરડાની દિવ્યભૂમિમાં બીલેશ્વરી નદીના પંથકમાં આવેલા આંસીયાપાટમાં જ્યારે માધવાણી
કુટુંબનો સીતારો સોળે કળાએ ચમકતો હતો. નાની સરખી વસા-
હત-જાગીર જમાવીને સ્વમાન, શૌર્ય, ખમીર અને ખાનદાનીની
ગૌરવભરી અદાએ કિલ્લોલ કરતાં એ કુટુંબને આંગણે સમૃદ્ધિની
છોળો ઉડતી હતી. એવા એ કાળમાં ઈ. સ. ૧૮૮૮ના એપ્રિલ
માસની ૯ મી તારીખે શ્રી. શેઠ નાનજીભાઇનો જન્મ થયો હતો.

સુખ અને સમૃદ્ધિના ઉછળતા પૂરમાં બાળક નાનજીભાઈનું
બાળપણ ઝબોળાયું હતું; પરંતુ બાળવયમાંજ કુદરતે માતૃસુખ
ઝુંટવી લીધું, પિતા સ્વ. પ્રભુદાસભાઇની શીળી છાંયા તળે શ્રી.
નાનજીભાઇએ ચાર પાંચ ગુજરાતી ધોરણનો અભ્યાસ કર્યો.

દિલના એક પરિતાપે માધવાણી કુટુંબ આંસીયાપાટની
જમીન-જાગીર, માલમિલ્કત, સુખ અને સમૃદ્ધિ છોડી
ઈ. સ. ૧૮૯૬માં રાણાવાવ આવ્યું. સ્વમેળે સ્વીકારેલી ફકી-
રીમાં અમીરી માનતાં આ ગૌરવશાળી કુટુંબે રાણાવાવમાં

પણ એજ ખાનદાની, એજ ઇજ્જત અને આબરૂ જમાવી દીધાં. પરંતુ આંસીયાપાટની અઢળક સમૃદ્ધિ તો ન્હોતી જ. પરિણામે અત્યંત નાની ઉંમરે બાળક નાનજીભાઇને જીવનસંગ્રામમાં ઝંપલાવવું પડયું.

એ યુગમાં સાગરસફર આજના સમી આસાન ન્હોતી. સાહસ અને જોખમને જોરે કેટલાય દૂધમલ નવજવાનો માતાપિતાની હૂંફ છોડી, ભાઇભાંડુઓની માયા તજી, દોસ્ત–બિરાદરોની ભેરૂબંધી અળગી કરી–કિસ્મત અજમાવવાને નાની નાની નૈયાઓમાં સાગરસ્વારી કરતા હતા. સ્વ. પ્રભુદાસભાઇના વડીલ બંધુ સ્વ. વિઠલદાસભાઇએ આંસીયાપાટની હિજરત પછી આફ્રિકાના અઘોર મુલ્કમાં વસવાટ કર્યો હતો. તેમના બોલાવ્યા યૌવનનો પ્હેલો પ્હોર અનુભવતા શ્રી. નાનજીભાઇ ઇ. સ. ૧૯૦૬ માં એક વહાણમાં બેસી જીંજા જઇ પહોંચ્યા અને વ્યવસાયે લાગી ગયા.

નવજવાન નાનજીભાઇની આશાઓ આસ્માન જેટલી ઉન્નત હતી, અંતરમાં પુરૂષાર્થ ભારોભાર ભર્યો હતો, હૈયે ખંત હતો, અને કુટુંબની સાહસવૃત્તિ તો સદાકાળ જીગરમાં ભંડારેલી હતી. તેમણે કુનેહ અને કુશળતાથી કામ લેવા માંડયું. એ જમાનો આફ્રિકાનો સંક્રાતિકાળ હતો. યુગાંડા પર અંગ્રેજી સલ્તનત તાજીજ આવીને શ્વાસ ખાતી હતી. સાહસિક વ્યાપારીઓનો એ કિસ્મતકાળ હતો. શ્રી. નાનજીભાઇએ ઇ. સ. ૧૯૦૭ માં કગાંગામાં એક સ્વતંત્ર કાપડની દુકાન સ્થાપી. નાનાભાઈ શ્રી. મૂળજીભાઈને ગણાવાવથી બોલાવી લીધા. વ્યાપારક્ષેત્રને સર કરવાની મહત્વાકાંક્ષાથી બન્ને ભાઇઓએ ભારે પુરૂષાર્થ ખેડવા માંડયો.

ઉછરતી ઉંમરના આ સાગરસમી શક્તિ દાખવતા નવજવાન ભાઈઓની પ્રગતિ નિહાળી સ્વ. વિઠલદાસભાઇનું અંતર નાચી ઉઠયું. તેમના દિલમાં ભારે સંતોષ વ્યાપ્યો. અને બધી શકિત સંગઠિત કરવાના ઇરાદાએ ઇ. સ. ૧૯૧૩ માં 'વિઠલદાસ હરીદાસ કું.' ની સ્થાપના થઇ સમૃદ્ધિ અને શકિતનો સુમેળ સધાયો. જોત જોતામાં આ કંપનીની કીર્તિપ્રભા આફ્રિકાના વ્યાપારક્ષેત્રે અદ્ભુત વેગે પ્રસરી ગઈ.

આજે આફ્રિકામાં આ કંપની જે ભારે પુરૂષાર્થ ખેડી રહી છે, કલ્પનાની સરહદો પણ ચીરીને ઠેર ઠેર કારખાનાઓ, ખેતરો જમાવી રહી છે તેની પાછળ કંપનીના મૂખ્ય કર્ણધાર શ્રી. મૂળજીભાઇની સાથે બીજા ભાગીદારોનો શ્રમ પણ અવશ્ય છે. તેમાંના એક શ્રી. નાનજીભાઇએ કંપનીને ગૌરવ આપવા ઓછો શ્રમ નથી ઉઠાવ્યો, સાથે સાથે વારસામાં સાંપડેલા સેવાભાવના સિદ્ધાંતને એમણે કદી અળગો નથી કર્યો. આફ્રિકાની કેટલીક સંસ્થાઓના સંચાલન પાછળ તેમણે શ્રમ ઉઠાવ્યો છે. તન, મન, અને ધનનો ઉમદા ફાળો આપ્યો છે. જીંજા લોહાણા જ્ઞાતિના એક અગ્રેસર તરીકે તેમણે કિંમતી સેવા બજાવી છે,

આજે શ્રી. નાનજીભાઈ નિવૃતિનિવાસની ઇચ્છાએ વર્ષનો મોટો હિસ્સો વતનમાંજ વીતાવે છે; પરંતુ સુદામાપુરીનો તેમનો વસવાટ પુણ્ય પ્રવૃતિમાંજ ફેરવાઈ ગયો છે. ભૂતકાળમાં 'રાણાવાવ લોહાણા મહાજન'ના પ્રમુખ તરીકે તેમણે રાણાવાવની લોહાણા જ્ઞાતિનું ઉચ્ચ બંધારણ ઘડયું હતું. આજે પણ પોરબંદરની બધી જ્ઞાતિસંસ્થાઓમાં તેઓ અગ્રપદે બિરાજે છે. 'પોરબંદર રઘુવંશી મિત્રમંડળ'ના પ્રમુખ તરીકેની તેમની લાંબી કારકિર્દી અતિ ઉજ્જવળ હતી.

તેમણે વહાવેલાં દાનનાં ઝરણાં પણ પારવાં નથી. 'વિઠલદાસ હરીદાસ'ની કું. મારફત થતી વિશાળ સખાવતો ઉપરાંત તેમની પોતાની ખાનગી સખાવતો પણ પુષ્કળ પ્રમાણમાં છે. રૂા. ૨૫૦૦ ખર્ચીને તેમણે સીમરમાં ગુજરાતી સ્કુલ સ્થાપી છે, જુનાગઢ લોહાણા બોર્ડિંગને રૂા. ૩૦૦૦ બક્ષ્યા છે, ઘણી સંસ્થાઓમાં મોટી રકમો આપી છે, પોરબંદર લોહાણા બોર્ડિંગનો વિશાળ વ્યાખ્યાન ખંડ તેમણે મોટે ખર્ચે બંધાવી આપ્યો છે, અને ઘરઆંગણાના પુંણ્ય પ્રસંગોએ તો હજારોની સખાવત સંખ્યાબંધ સંસ્થાઓમાં તેમણે પહોંચાડી છે. ઉપરાંત જ્ઞાતિજનોના દુઃખથી દ્રવતા તેમના કોમળ હૈયાએ કોણ જાણે કેટલીય ગુપ્ત સખાવતો કરી હશે !

શ્રી. નાનજીભાઈ સમાન નરરત્નો થકી લોહાણા જ્ઞાતિ ઉજળી બની રહી છે.

# શ્રી. અમૃતલાલ વિ. ઠક્કર

[ દિલ્હી ]



લક્ષ્મીનું દાન કરનારા દાનેશ્વરીઓ તો અનેક જાણ્યા છે, પરંતુ રાષ્ટ્રને પોતાની કિંમતી જીંદગાનીનું દાન કરનારા 'ઠક્કરબાપા' સમા વિરલ દાનેશ્વરી અને તપસ્વી યોગીપુરૂષ અતિ ઓછાં છે. 'પોતે તાપે તપીને અવરની શાંતિ સૃજવા'ની ઝંખનાથી સુખ, સમૃદ્ધિ, અધિકાર અને કિંમતી આવકને લાત મારનારા ભારતવર્ષના આ પ્રથમ કોટીના ત્યાગવીર અને સેવાવીર આજે માનવી મટીને દેવ થયા છે, વ્યક્તિ મટીને સંસ્થા બન્યા છે અને અમૃતલાલ મટીને 'ઠક્કરબાપા' બન્યા છે.

ભાવનગરની લોહાણા જ્ઞાતિના એ વેળાના મોવડી સ્વ. વિઠલદાસ લાલજી ઠક્કરના ગરીબ ગૃહે ઈ. સ. ૧૮૬૯માં નવેંબરની ૨૯મી તારીખે તેમનો જન્મ થયો. વીસ—પચીસ રૂપિયાની મામૂલી નોકરી કરતાં આ પિતાને પુત્રોને કેળવણીનો પ્રશ્ન મૂંઝવતો હતો. પરંતુ જીવનમાં આદર્શમાં

આકરી તપશ્ચર્યાઓ વેઠી, ઘરનું રાચરચીલું અને દરદાગીનો પણ ફૂંકીને એ મહત્વાકાંક્ષી પિતાએ પુત્ર અમૃતલાલને ઉચ્ચ અભ્યાસે વાળ્યા હતા. શ્રી. અમૃતલાલ આખી લોહાણા જ્ઞાતિના પ્રથમ ગ્રેજ્યુએટ થયા. તે પછી પુના એન્જીનિયરીંગ કોલેજમાં જોડાઇ ઈ. સ. ૧૮૯૦માં એલ. સી. ઇ.ની ડીગ્રી પણ પ્રાપ્ત કરી.

ઈ. સ. ૧૮૯૧ થી ૯૯ સુધીના વર્ષોમાં નવજવાન અમૃતલાલે બી. જી. જે. પી. રેલ્વેના બાંધકામ ખાતામાં અને વઢવાણ, પોરબંદર વગેરે રજવાડાઓના એન્જીનિયર તરીકે ઉચ્ચ હોદ્દાની નોકરી કરી.

ઇ. સ. ૧૮૯૯ માં આફ્રિકા જઇ 'કેનિયા યુગાંડા રેલ્વે'ના એન્જીનિયર તરીકે ત્રણ વર્ષની બંધણીમાં જોડાયા, અને ઇ. સ. ૧૯૦૪ માં વતન આવી સાંગલી સ્ટેટમાં એન્જીનિયર નિમાયા. ઇ. સ. ૧૯૦૫ માં મુંબઈ મ્યુનિસિપાલિટીના રોડ એન્જીનિયર તરીકે કારકિર્દી શરૂ કરી. એન્જીનિયરને મજુરોની દુનિયાના દર્દોનો સ્વાભાવિક રીતેજ પરિચય થાય છે. શ્રી. અમૃતલાલ ઠક્કરનું કોમળ દિલ બાળપણથી જ દયાભાવે તેમજ સેવાભાવે રંગાયલું હતું, તેમણે કંગાળ મજુરોની કારમી કંગાલિયતનાં દર્શન કર્યાં અને મુંબઇ મ્યુનિસિપાલિટીની નોકરી દરમ્યાન હડધૂત હરિજનોની કાળી વેદનાઓ પણ નિરખી, દિનપ્રતિદિન તેમનું હૈયું અકળાવા માંડયું. અને ઇ. સ. ૧૯૧૪ ના ફેબ્રુઆરી માસમાં તો તેમણે ઠંડે કલેજે એ ઉચ્ચ હોદ્દાનું રાજીનામું લખી નાખ્યું. સૌને ભારે આશ્ચર્ય ઉપજ્યું. માત્ર પાંચ વર્ષ પછી તો તેમનો પેન્શનકાળ શરૂ થતો હતો. શ્રી. ઠક્કરે આમ કાં કર્યું ! પરંતુ અમૃતલાલે તો ગોખલેની 'સર્વન્ટસ્ ઓફ ઇન્ડિયા સોસાઈટી'ની દીક્ષા લીધી અને 'અધિકારી' માંથી સ્વેચ્છાએ ફકીર બન્યા. દિલમાં જાગેલી જનસેવાની તમન્નાએ તેમણે દુન્યવી દરેક લાલસાનો ત્યાગ કરી સાચી સાધુતા ધારણ કરી.

અહિંથી શ્રી. અમૃતલાલના જીવનનો ઇતિહાસકાળ શરૂ થયો. રાતદિવસ જોયા વિના એક વખતના અમલદાર અમૃતલાલે ફકીરી-ભર ગરીબો વચ્ચે ઘૂમવા માંડયું. ૧૯૧૪ ના યુકત પ્રાંતના દુષ્કાળ

વખતે, ૧૯૧૬ ના કચ્છના દુષ્કાળ વખતે, ૧૯૨૨ના પંચમહાલના દુષ્કાળ વખતે, ૧૯૨૭ માં ગુજરાત–સિંધની રેલ વખતે, ૧૯૨૯ની આસામ રેલ વખતે તેમણે જનતાની ભારે સેવાઓ ઉઠાવી. મુંબઈમાં તેમજ અમદાવાદમાં હરિજનઉદ્ધારના ઝંડાધારી બન્યા. તેમની સંસ્થાઓ સ્થાપી. સહકારી મંડળીઓ સ્થાપી. મજુરવર્ગો માટે શાળાઓ સ્થાપી, પંચમહાલના ભીલપ્રદેશમાં થાણું નાખી ભીલોની હાલત સુધારવા ભારે પુરૂષાર્થ કર્યો. ખેડા જીલ્લાના ખેડુતોની સ્થિતિનો ઉંડો અભ્યાસ કર્યો, કાઠિયાવાડમાં ખાદીપ્રચાર માટે ભારે ઝુંબેશ ઉઠાવી.

ઇ. સ. ૧૯૨૬માં ભાવનગરમાં ભરાયલી પ્રજાપરિષદના પ્રમુખ તરીકે સેવા અર્પી. અ. હિં. રાજસ્થાન પ્રજાપરિષદ્‌ના મંત્રી તરીકે કામ કર્યું, ઇ. સ. ૧૯૨૭માં કાઠિયાવાડ રાજકિય પરિષદના પ્રમુખ ચૂંટાયા, ઇ. સ. ૧૯૨૮માં અખિલ હિ. રાજસ્થાન પ્રજા પરિષદે નીમેલી પતિયાળા તપાસ સમિતિના પ્રમુખ તરીકે સેવા બજાવી. ઇ. સ. ૧૯૩૨માં મહાત્માજીએ 'હરિજન સેવક સંઘ'ના મંત્રી નિમ્યા. અને મહાત્માજી સાથે તેમણે આખા હિંદનો પ્રવાસ કર્યો. ઇ. સ. ૧૯૩૫માં મદ્રાસ જઈ ત્યાંની જંગલી જાતિઓ અને હરિજનોના ઉદ્ધાર માટે પ્રવૃતિ આદરી હતી. આજે તેઓશ્રી 'હરિજન સેવક સંઘ'ના મંત્રી તરીકે દિલ્હીમાં થાણું નાંખીને આજની બૂઝર્ગ વયે પણ આખા દેશમાં ઠેર ઠેર ઘૂમીને હરિજનોના ઉદ્ધાર માટે વિવિધ પ્રવૃતિઓ ચલાવી રહ્યા છે.

ઇ. સ. ૧૯૩૯ના નવેંબર માસની ૨૯મી તારીખે પા સદીની ઉજ્જવળ કારકિર્દીની કદર તરીકે સમસ્ત ભારતવર્ષે હોંશે હોંશે તેમની એકોતેરમી જન્મજયંતિ ઉજવી અને એક લાખ કરતાં વધુ રકમની થેલી તેમના સેવાકાર્યો માટે અર્પણ થઇ.

આવા આ અવધૂત શા બૂઝર્ગ છતાં નવજવાનીની અદાએ આતમદીવડો પેટાવી સેવાક્ષેત્રે ઘૂમનારા દેહ, દિલ અને દિમાગનું દાન દેનારા મહાન દાનવીરની સેવાનાં મૂલ્ય આંકવાનું ગુલામ ભારતવર્ષનું શું ગજું !

# શ્રી. માવજી ગોવિંદજી શેઠ

[ મુંબઇ ]






જગતની કંઇક કડવીમીઠી નિહાળી, સમાજસેવાની આકરી તપશ્ચર્યા સાધી, અને જાહેરજીવનની ઉચ્ચ કક્ષા સુધી પહોંચી, કાર્યશકિતના કુબેરભંડારી અને અનુભવની ખાણુ બનેલા લોહાણા જ્ઞાતિના જીવંત સર્વસંગ્રહ સમા મહારથી શ્રી. માવજી ગોવિંદજી શેઠ આજે બુઝર્ગ અવસ્થાએ પણ જ્ઞાતિસેવાની ઉન્નત ભાવનાઓ દિલમાં સંઘરીને બેઠા છે.

કચ્છના ઇતિહાસપ્રસિદ્ધ દીવાન દેવચંદ શેઠના વંશમાં સંસ્કારી શિક્ષક પિતા ગોવિંદજી રામજીને ત્યાં શ્રી. માવજીભાઇનો જન્મ ઇ. સ. ૧૮૮૩ના જુન માસની ૧૨ મી તારીખે કચ્છની પાટનગરી ભૂજમાં થયો હતો. ૧૮૯૯માં મેટ્રીક થયા. રાજ્યની અને જ્ઞાતિની શિષ્યાવૃતિઓ મેળવી ભાવનગર સામળદાસ કોલેજ તેમજ અમદાવાદની ગુજરાત કોલેજમાં ઇ. સ. ૧૯૦૩ સુધી અભ્યાસ કર્યા પછી તેમને અભ્યાસ છોડી જીવનસંગ્રામમાં ઝંપલાવવું પડ્યું, શરૂઆત ભૂજના

રેજીમેન્ટલ ઓફીસરોના ઉર્દુ અને પરશિયન ભાષાના મુનશી તરીકે કરી તે પછી અમદાવાદમાં થોડો વખત શિક્ષકગીરી કરી ઈ. સ. ૧૯૦૫ થી ૧૯૦૯ સુધી રાજકોટના 'કાઠિયાવાડ ટાઈમ્સ'ના તંત્રી તરીકે કાર્ય કર્યું હતું. થોડો વખત ધરમપુર યુવરાજના કમ્પેનિયન તરીકે પણ જોડાયા હતા.

ઇ. સ. ૧૯૦૯માં મુંબઈ આવ્યા. 'હિન્દ કો-ઓપરેટીવ સ્વદેશી સ્ટોર્સ લી.' ની સ્થાપનામાં અગ્રભાગ લઇ તેના એક ડીરેકટર ચૂંટાયા તે પછી તો તેમનું જીવનવ્હેણ પલટી ગયું અને એક બાહોશ વ્યાપારી તરીકે જાહેર થયા. જુદા જુદા અનેક વ્યાપારક્ષેત્રમાં ઝંપલાવ્યું અને આજે કેટલીક કંપનીઓના ડીરેકટર છે. ખાસ કરીને વીમાઉદ્યોગમાં તેઓ વધુ રસ લ્યે છે. 'ગ્રેટ સોશિયલ લાઇફ એન્ડ જનરલ ઈ. કંપની'ના એક ડીરેકટર છે.

જાહેરજીવનની ટોચે પહોંચેલી એમના આખી કારકિર્દીની સંપૂર્ણ નોંધ અહીં આલેખવી કઠીણ છે. રાજકિય, સામાજીક, આર્થિક અને ધાર્મિક એમ અનેકવિધ ક્ષેત્રે તેમણે આગેવાની-ભર્યો ઉજ્જવળ ફાળો આપ્યો છે. ઇ. સ. ૧૯૦૪ થી તેઓ મહાસભાવાદી બન્યા હતા અને મહાસભાની દરેક પ્રવૃતિઓમાં અગ્ર ભાગ લેતા હતા. ઇ. સ. ૧૮૧૮ માં મુંબઇમાં મળેલી મહાસભાના અધિવેશનના મંત્રી હતા, અને છેક ૧૯૨૦ સુધી મહાસભા સમિતિના સભ્ય રહ્યા હતા. 'હોમરૂલ લીગ'ના ઉપપ્રમુખ તરીકે રાષ્ટ્રને ખૂણે ખૂણે ફરી લોકજાગૃતિ આણી હતી. પણ ૧૯૨૦માં મતભેદ પડતાં ડો. એની બીસેન્ટની આગેવાની તળે તેમણે મહાસભાની પ્રવૃતિઓમાંથી નિવૃતિ લીધી. મહાસભા ઉપરાંત તેઓ મજુરમંડળોના પણ આગેવાન હતા. બોમ્બે પ્રેસિડેન્સી એસોસિએશન, ગુજરાત રાજકિય મંડળ, જી. આઈ. પી. રેલ્વે વર્કર્સ યુનિયન, પતિત વર્ગ મીશન, કાઠિયાવાડ હિતવર્ધક સભા, ઇન્ડિયન મરચન્ટસ્ ચેમ્બર, પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસો-

સિએશન વગેરે અનેક સંસ્થાઓના મોવડી તરીકે તેમણે સેવા બજાવી હતી. ઓલ ઇન્ડિયા ટ્રેડ યુનિયનના ઉપપ્રમુખ હતા, પ્રેસ વર્કર્સ યુનિયનના પ્રમુખ હતા. અને ઇ. સ. ૧૯૨૩ માં ઇન્ડિઅન મરચન્ટસ્ ચેમ્બરના મોકલ્યા ધારાસભા સભ્ય હતા. મુંબઈ ધારાસભાના સભ્ય તરીકેની તેમની ઉજ્જવળ કારકિર્દી આગેવાન નેતા તરીકેનું ગૌરવ આપે એવી હતી.

થીઓસોફીસ્ટ સોસાઈટીથી તેઓ આકર્ષાયા છે. આ સંસ્થા દ્વારા ચાલતી ઘણી પ્રવૃત્તિઓમાં તેમનો અગ્ર હિસ્સો છે. ઇ. સ. ૧૯૨૨માં ગોધરામાં અને ૧૯૩૨માં વડોદરામાં મળેલા થીઓસોફીકલ ફેડરેશનના પ્રમુખ તરીકે તેમની વરણી થઇ હતી. ઉપરાંત 'બ્લેવે-ટસ્કી લોજ' ના ઉપપ્રમુખ તરીકે પણ તેમણે સેવા બજાવી છે.

લોહાણા જ્ઞાતિની દરેક પ્રવૃતિઓમાં શ્રી. માવજીભાઇનો ઉત્તમ ફાળો નજરે પડે છે. ઈ. સ. ૧૯૧૦માં મળેલી પ્રથમ પરિષદના તેઓશ્રી જનરલ સેક્રેટરી હતા. શેઠ ના. ઇ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી બોર્ડિંગના સ્થાપનારાના વ્યવસ્થાપક તેમજ પ્રથમ સેક્રેટરી તરીકે અગિયાર વર્ષ અને આજે તેના ટ્રસ્ટી તેમજ કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે સેવા બજાવી રહ્યા છે. બીજી ઘણી જ્ઞાતિ સંસ્થાઓ સાથે તેમનો સબંધ છે અને દરેક પ્રવૃતિમાં ઉમંગભેર ભાગ લઇ રહ્યા છે.

—=:*:=—

## ડૉ. પોપટલાલ અ. ભૂપતકર એમ. એલ. એ.

[ કરાંચી ]



જેણે જીવનભર સદાય જનતાજનાર્દનની સેવાનાં સ્વપ્નોજ રચ્યાં છે, જેણે આખી અવસ્થામાં માનવસેવાના મહામોંઘા મંત્ર સાથે જ મીઠી મમતા અને મહોબ્બત બાંધી છે, એવા સેવાપંથના ભેખધારીઓ થકી લોહાણા જ્ઞાતિ વધુ ઉજ્જવળ બની છે. ડૉ. પોપટલાલ અમરશી ભૂપતકર સિંધના રાજકરણ તેમજ જાહેરજીવનમાં પ્રથમ હારોળમાં બિરાજે છે. વિવિધ ક્ષેત્રોની તેમની અનેકવિધ સેવાઓએ તેમને સિંધના અગ્રગણ્ય મોવડી બનાવ્યા છે.

ડૉ. પોપટલાલનો જન્મ ભાવનગરના એ રેળાના એક બાહોશ પેઢીપતિ અમરશી વાલજીને ત્યાં ઇ. સ. ૧૮૮૯ ના જુલાઇ માસની

સાતમી તારીખે થયો હતો. સ્વ. અમરશીભાઇ બાબરાના વતની હતા. સુખ સાહ્યબીમાં ઉછરતા કિશોર પોપટલાલે અભ્યાસે ઉન્નત સ્થાન પ્રાપ્ત કર્યું હતું. મેટ્રીક પછી સામળદાસ કોલેજમાં જોડાઈ ગ્રેજ્યુએટ થયા. મુંબઈ જઇ ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં તબીબી-શાસ્ત્રનો અભ્યાસ કરી ઈ. સ. ૧૯૧૩ માં એમ. બી. બી. એસ. થયા.

ઉછરતી જીંદગાની હતી, ઉછળતું યૌવનતેજ હતું, કંઈ કંઇ ઉન્નત્ત આદર્શો હૈયે સમાવીને અજાણ્યા અને અણપ્રીછયા કરાંચી નગરમાં તેમણે પગ મૂકયો. દિલમાં આત્મશ્રદ્ધાનો આતમદીવડો પેટાવીને અજાણી આલમમાં ચોવીસ વર્ષના નવજવાને પોતાની દુનિયા વસાવી. નાના પાયા પર ડોકટરી પ્રેકટીસ ઈ. સ. ૧૯૧૪માં શરૂ કરી.

વિરલ કાર્યશકિત, અગાધ બુદ્ધિ અને સુમધુર સ્વભાવે ટુંક વેળામાં તો એક મહાન તબીબ તરીકે કરાંચીમાં જાણીતા થયા. અને આ સફળતાએ દિલને ઉંડે ખૂણે વસેલી સેવા-વૃત્તિ જાગી ગઇ. ઈ. સ. ૧૯૨૧ માં મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં ઉભા રહ્યા અને વિજયી નીવડયા. આજે આપણી સામે તેમની વીસ વીસ વર્ષની જાજરમાન કારકિર્દી પડી છે. હમવતનની આઝાદીના નાદે તેમને મહાસભાવાદી બનાવ્યા, આજે વર્ષોથી તેઓ સિંધના મહાસભાવાદી નેતા છે. કરાંચી ડીસ્ટ્રીક કોંગ્રેસ કમિટીના પ્રમુખ છે. ઇ. સ. ૧૯૩૭ થી કોંગ્રેસપક્ષ તરફથી સિંધ ધારાસભાના સભ્ય તરીકે ઉજળી કારકિર્દી જમાવી રહ્યા છે. ધારાસભાની કોંગ્રેસ પાર્ટીના સેક્રેટરી છે. વર્ષોથી અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય છે. ધારાસભાની તેમની કારકિર્દીએ ઉજ્જવળ ઇતિહાસ રચ્યો છે. આજસુધીમાં તેમણે સામાજીક, રાજ-કિય, અને આર્થિક સમસ્યાઓના સાંઠય જેટલા બીલો રજુ કર્યા છે. તેમાં મૃત્યુભોજનનિષેધ બીલ અને ગુમાસ્તાબીલ વગેરે છે.

કરાંચીની ભાગ્યેજ એવી કોઇ સંસ્થા હશે કે જેમાં ડોકટર સાહેબનું ઉન્નત સ્થાન ન હોય. સંખ્યાબંધ સંસ્થાઓના પ્રમુખ, ઉપપ્રમુખ, સેક્રેટરી અગર તો કાર્યવાહક સભ્ય તરીકે તેમની સેવા-

ઓની વિશાળ ઝળકતી કારકિર્દી પડી છે. હેલ્થ અને ડીસ્પેન્સરી કમિટીના ચેરમેન તરીકે, કરાંચી હેલ્થ એસોસિએશનના સેક્રેટરી તરીકે, કરાંચી સિવિલ હોસ્પિટલની કાર્યવાહક સમિતીના ચેરમેન તરીકે, કાઉન્સીલ ઓફ મીડવાઇફ એન્ડ નર્સિંઝ કમિટીના સેક્રેટરી તરીકે, કરાંચી લોહાણા સેવક સંઘના પ્રમુખ તરીકે, લેડી ડફરીન હોસ્પિટલ, નર્સિંગ એસોસિએશન અને સેલ્ફ ગવર્મેન્ટ ઇન્સ્યુટયુટના સભ્ય તરીકે તેમણે સેવા બજાવી છે. ઉપરાંત કરાંચીની સંખ્યાબંધ મજદૂર સંસ્થાઓ તેમજ ગુમાસ્તા મંડળોના તેઓ પ્રાણ સમા સંચાલક છે. પીડાયલી, પછડાયલી, દબાયલી અને રીબાયલી દુઃખી દુનિયાના ડોકટર સાહેબ સાચા ડોકટર બન્યા છે.

તેમનું દવાખાનું દેહના દર્દોનુંજ દવાખાનું નથી રહ્યું. ત્યાં તો જનતાની વસમી વેદનાઓનું વાઢકામ વિરલ અદાએ થતું જોવાય છે. રંગબેરંગી ઔષધિઓને બદલે આત્માનું અમી વહાવીને અને લોહી સૂકાતી તપશ્ચર્યા કરીને ડોકટર પોપટલાલ કરાંચીના મહાન કર્મવીર બન્યા છે.

વિશાળ સેવાક્ષેત્રના રાતદિવસના પૂરા પરિશ્રમ છતાં એજ મીઠો સ્વભાવ, એજ માયાળુવૃત્તિ અને એજ અભંગ નિરભિમાનતા અને નમ્રતા તેમના જીવનમાં જોઇ શકાય છે. તેમની અદ્‌ભૂત કેળવણીપ્રિયતાએ સંતતિને સુસંસ્કૃત બનાવી છે. મોટા પુત્ર શ્રી. રમણિકલાલ વીમાક્ષેત્રમાં ઉંચુ સ્થાન ધરાવે છે અને જે. પી. છે. જ્ઞાતિ અભિમાનનો વિષય બનનાર મહત્વાકાંક્ષી સાહસિક યુવાન સ્વ. હિંમતલાલ ઉડયયન વિદ્યાની ઉંચી પાયરી પર પહોંચ્યા હતા. તેમના કરૂણ અવસાને આખી જ્ઞાતિને તેમજ ગુજરાતી જનતાને ન પૂરાય એવી ખોટ પડી છે. ચિ. પ્રવિણકુમાર ડબલ બી કોમ એલ. એલ. બી. થયા છે અને કુમારી જયાબ્હેન બી. એસ સી.ની ડીગ્રી પ્રાપ્ત કરીને સમસ્ત લોહાણા નારીદુનિયાનાં ગૌરવ સમાન બન્યાં છે.

આવું ઉજ્જવળ જીવન જીવી જાણનાર મહારથી સમા પોપટલાલ લોહાણા જ્ઞાતિની ઇજ્જત છે. જનસેવાના કોડ હૈયામાં કંડારીને તેમણે અદ્‌ભૂત જીવનસાફલ્ય સાધ્યું છે.

## શ્રી. શેઠ રતનશી હીરજી જે. પી.

[ મુંબઇ ]



સાહસદિલ અને પુરૂષાર્થી વ્યાપારવીરોએ લોહાણા કોમને ઉજ્જવળ બનાવી છે, એથીય વધુ ઉજ્જવળતા એમના સેવાભાવ અને સખાવતી સ્વભાવે દાખવી છે. વ્યાપારની ચાર દીવાલોમાં જ તેમની કાયાઓ ઘસાઇ ગઇ નથી, પરંતુ સેવાક્ષેત્રે ઘૂમીને જીંદગીનું સાર્થક કર્યું છે. મુંબઈના મહાન વ્યાપારી શેઠશ્રી રતનશી હીરજીનું જીવન એક પ્રતાપી પુરૂષનું જીવન છે. મુંબઈના વ્યાપારક્ષેત્રે મહારથી શા પંકાયલા એ પુરૂષાર્થી નરરત્ને સેવાક્ષેત્રે પણ ઉજ્જવળ હિસ્સો પૂર્યો છે. તેમનો જન્મ કચ્છ વાંકુમાં સંવત ૧૯૪૫માં થયો હતો.

મુંબઇની સેંટ ઝેવિયર્સ હાઇસ્કૂલની કેળવણી પ્રાપ્ત કર્યા પછી તેમણે ઇ. સ. ૧૯૦૫થી વ્યાપારમાં રસ લેવા માંડયો હતો. હૈયામાં હિંમત હતી, અને ખેલદિલભર્યું મનોબળ હતું, એવા આ વ્યાપારવીરને યારી મળી. ટુંક સમયમાં એક મહાન વ્યાપારી તરીકે તેમની ગણના થવા માંડી. સિદ્ધિ સાંપડી, યશ મળ્યો, સંપત્તિ પ્રાપ્ત થઇ, સદુપયોગ કરવાની તમન્ના પણ જાગી. અનેક નાની મોટી સખાવતો તેમને આંગણેથી થવા માંડી, અનેક સંસ્થાઓમાં જવાબદારીભર્યા હોદ્દા પર નિમાઇ સેવાવૃતિએ જીવન રંગ્યું.

ઇ. સ. ૧૯૩૪ માં તેમણે જબલપુરમાં એક કન્યાશાળા તથા આયુર્વેદિક ઔષધાલયની સ્થાપના કરી મ્યુનિસિપાલિટીને તેના સૂત્રો સોંપ્યા છે, કચ્છ વાંકુમાં દવાખાનું તેમજ કન્યાશાળા વર્ષોથી સ્વખર્ચે ચલાવી રહ્યા છે. બીજી ગુપ્ત સખાવતો તો ઘણી છે.

એવોજ જ્વલંત એમનો સેવાભાવ છે. લોહાણા જ્ઞાતિની સેવાની તમન્ના તો સદાય દિલે જાગતી રાખી છે. ઉપરાંત 'ધી ગ્રેન મર્ચન્ટસ્ એસોસિએશન'ના પ્રમુખ તરીકે મુંબઈના અનાજના વ્યાપારી આલમની તેમણે ઉત્તમ સેવા બજાવી છે. ઇ. સ. ૧૯૩૯ માં કચ્છ દુષ્કાળ રાહત સમિતિના પ્રમુખ તરીકે તેમણે દાખવેલી દિલેરી કેમ વીસરી શકાય ? ઇ. સ. ૧૯૩૨ના હુલ્લડ વેળાએ માંડવી લત્તામાં તેમણે બજાવેલી લાગણીભરી અને સાહસભરી સેવાની કદર કરીને મુંબઇ સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ બક્ષ્યો છે.

આવીજ સેવાદિલી તેમના સંસ્કારી સુપુત્ર શ્રી. દેવજીભાઇને વારસામાં ઉતરી છે, તેમણે પણ મુંબઇના એક જાણીતા સેવાવીર તરીકે નામના પ્રાપ્ત કરવા માંડી છે.

——:૦:——

## શ્રી. શેઠ નેણશી તેજપાળ સોમૈયા

[ મુંબઇ ]



સાચું છે કે સિદ્ધિઓ આકાશમાંથી ઉતરી આવતી નથી, સાચું છે કે લક્ષ્મીનો વરસાદ વરસતો નથી અને સાચું છે કે કોઇ બજારમાં 'મહત્તા'ના સોદા થતાં નથી. આકરો પુરૂષાર્થ, સાહસિક ગુણો, સ્વાશ્રયી જીંદગાની અને સાચો સેવાભાવજ માનવીને આપોઆપ મહાન બનાવે છે.

શેઠશ્રી નેણશી તેજપાળને તેમના આ ગુણોએ મહાન બનાવ્યા છે. તેમનો જન્મ કચ્છ ભૂજના કલ્યાણપુર ગામમાં સંવત ૧૯૪૦ ના જેઠ શુદ ૧૫ ના દિને એક બહોળા વ્યાપારી કુટુંબમાં થયો હતો. ખરેખર મહાન થવા સર્જાયેલા શ્રી. નેણશીભાઇનું બાળપણ પણ એક મહાબાળક તરીકેજ વિત્યું. ગામના બાળસામ્રાજ્યના તેઓ સમ્રાટ બન્યા, તેમની નેતાગીરીએ તેમના એકચક્રી અમલની

ફેં ફટાવી. બાળદુનિયાના ટંટાફીસાદોના અદલ ઇન્સાફી કાજી બનીને અને અવનવા આદેશો આપીને સર્વમાન્ય બાળમોવડી બન્યા હતા.

આવું પ્રેરક તેમનું બાળજીવન હતું. પણ વિદ્યાર્થીજીવન તો અતિશય ટુંકુંજ હતું. તેર વર્ષની ઉંમરે પિતા તેજપાળભાઇએ મુંબઇમાં વસવાટ કર્યો. અને કોલાબા લત્તામાં અનાજની દુકાન નાંખી. દુકાનમાં બાળ નેણશીભાઇ પણ જોડાયા, પરંતુ મહાન સ્વપ્નાઓના સંગાથી એવા એમના દિલે આ નાનકડી દુકાનની દુનિયામાં જીવનની સાર્થકતા ન દીઠી. યુવાન વય પ્રાપ્ત થતાં તેમણે નાના પાયાપર સ્વતંત્ર વ્યવસાય શરૂ કર્યો. તેમને હૈયે ઉન્નત સાહસો ખેડવાની હામ હતી, તેમણે જી. આઇ. પી. રેલ્વેના નાના કોંટ્રાકટો લેવા માંડયા. તેમાં અદ્‌ભૂત સફળતા સાંપડી. થોડા કાળમાં જી. આઈ. પી. અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના મહાન કોંટ્રાકટર તરીકે મશહૂર થયા.

પુરૂષાર્થબળે તેઓ લક્ષ્મીનંદન બન્યા; પરંતુ લક્ષ્મીની પૂજામાં અટવાઇ રહેવાની કંજુસાઇ તેમણે દાખવી નહિ. જીવન વાડીને સેવાની સુવાસે મઘમઘાવી દીધી. જાહેરકાર્યોમાં તેમજ જાહેરસંસ્થાઓમાં આગેવાનીભર્યો ભાગ લેવા માંડયા. તન, મન ધનના પૂરા ભોગે શ્રી. નેણશીભાઇ ખરેખર મહાન નાગરિક બન્યા.

તેમની સખાવત હજારોની છે. ભૂજમાં મળેલા લોહાણા યુવક સંમેલન વખતે તેમણે જુદા જુદા ફંડમાં કિંમતી ફાળો આપ્યો હતો. કલ્યાણપુરમાં પાંજરાપોળ તેમજ ધર્મશાળા તેમની સખાવત થકીજ સ્થાપાયા છે. કલ્યાણપુરના તળાવની બાંધણી પણ તેમના મોટી રકમના હિસ્સાથી જ બંધાઇ હતી.

સંવત ૧૯૮૫ના ચૈત્ર શુદ ૯ના દિને કચ્છી પાટનગરી ભૂજમાં મળેલા 'સમસ્ત લોહાણા યુવક સંમેલન'નું પ્રમુખપદ તેમનેજ અર્પણ થયું હતું. એ વેળાએ કચ્છ ભૂજની લોહાણા જનતાએ તેમનું બાદશાહી સ્વાગત કર્યું હતું. ઈ. સ. ૧૯૩૧ માં મુંબઈમાં મળેલા એજ

સંમેલનના બીજા અધિવેશનના સ્વાગત પ્રમુખ તરીકે તેમણે તેની સફળતામાં કિંમતી શ્રમ ઉઠાવ્યો હતો. અને પ્રમુખ શ્રી. નાનજી કાળીદાસ મહેતાની ગેરહાજરીમાં તેમના વતી પ્રમુખપદ પણ શોભાવ્યું હતું.

આજે તેઓ કેટલીક સંસ્થાના પ્રમુખ, સેક્રેટરી અને કાર્યવાહી સમિતિના માનવંત સભ્ય અને ટ્રસ્ટી છે. તેમના દિલમાં ભરેલી સેવાભાવના અદ્દભૂત છે.

આ રીતે નાની ઉંમરમાં જીવનસંગ્રામે ઝંપલાવી. સ્વબળ થકી ભારે સિદ્ધિઓ પ્રાપ્ત કરી મહાન આગેવાન અને સખાવતી તરીકે નામના કાઢનાર શ્રી. નેણશીભાઈનું જીવન ઉજ્જવળ દૃષ્ટાંત પૂરૂં પાડે છે.



# શ્રી. શેઠ શિવજી વે. કોઠારી જે. પી.

## [ કરાંચી ]



શ્રી. શિવજી વેલજી કોઠારી કરાંચીના ગુજરાતી જાહેર-જીવનના અને જ્ઞાતિપ્રવૃત્તિના સ્થંભ સમા કર્મવીર છે. કરાંચીની ભાગ્યેજ એવી કોઈ જાહેરપ્રવૃત્તિ કે જાહેરસંસ્થા હશે કે જેમાં તેમનો તન, મન કે ધનનો ફાળો ન હોય. સંખ્યાબંધ સંસ્થાના વહીવટમાં તેમનો અગ્ર હિસ્સો છે અને સંખ્યાબંધ પ્રવૃત્તિઓ તેમના પરિશ્રમ કે પ્રેરણા વડે ફાલીફૂલી છે.

કચ્છના મોથારા ગામેથી વ્યાપાર અર્થે કરાંચી આવેલા એમના પિતાશ્રી સ્વ. વેલજી અર્જુનને ભાગ્યદેવીએ યારી આપી, અઢળક ધનસંપત્તિના સ્વામી બનાવ્યા. આવા લક્ષ્મીનંદન પિતાને ત્યાં શ્રી. શિવજીભાઈનો જન્મ ઇ. સ. ૧૯૧૦ના ઓગષ્ટ માસની ૨૨મી તારીખે થયો હતો. કરાંચીની એન. જે. હાઇસ્કૂલમાં અભ્યાસ કરી મેટ્રિક સુધી પહોંચી ઈ. સ. ૧૯૨૮માં તેમણે અભ્યાસ

છોડયો. કંઇક 'નવું જ્ઞાન' પ્રાપ્ત કરવાના ઉત્કટ કોડને કારણે ઉડ્ડયનકળા પ્રત્યે આકર્ષાયા. માત્ર ઓગણિસ વર્ષની વયના આ યુવાને સિંધના ગુજરાતીઓમાં સૌથી પ્રથમ આ કળા સાધ્ય કરી. સર્ટિફીકેટ મેળવ્યું.

આશ્ચર્ય છે કે લક્ષ્મીની ઉછળતી છોળો વચ્ચે શ્વાસ લેનારા આ ઉછરતા યુવાને મોજશોખ અને વૈભવ-વિલાસને બદલે ઉન્નત આદર્શો તેમજ મહામૂલી મહત્વાકાંક્ષાઓથી યૌવનને યશસ્વી બનાવ્યું. સંસ્કારિતા અને સાહિત્યશોખ જનસેવાના ક્ષેત્રે ખેંચી ગયો. સમાજની સેવા સાધવાના અભિલાષ એમનાં અંતરમાં જાગ્યા. પરિણામે માત્ર ત્રેવિસ વર્ષની વયના આ યુવાનને ઇ. સ. ૧૯૩૩માં 'ઓનરરી મેજીસ્ટ્રેટ'ની પદવી મળી.

ઇ. સ. ૧૯૩૪માં માત્ર ચોવિસ વર્ષની વયે કરાંચી મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં કરાંચીભરમાં સૌથી વધુ મતે ચૂંટાયા. આ કાળથી જ તેમણે જાહેરજીવનમાં વિશેષ અને વિશેષ રસ લેવા માંડયો. અનેક સંસ્થાઓ અને અનેક પ્રવૃતિમાં જોડાયા. રાષ્ટ્ર, સમાજ અને જ્ઞાતિ સેવાના નાદે તેમનું જીવન રંગાઇ ગયું.

કચ્છી લોહાણા નારાયણ સરોવરીયા મહાજનમાં તેમની વર્ષોની સેવા નોંધાઇ છે. સાત વર્ષ સુધી ઉપપ્રમુખ તરીકે અને છેલ્લાં એક વરસથી પ્રમુખ તરીકે સેવા બજાવી છે. ઉપરાંત તેઓ કચ્છી લોહાણા વિદ્યાવર્ધક મંડળના પ્રમુખ છે, કરાંચી લોહાણા એસોસિએશનના પ્રમુખ છે, કરાંચી ચીલ્ડ્રન વેલફેર સોસાયટીના સેક્રેટરી અને ખજાનચી છે, કરાંચીની મધ્યસ્થ વ્યાપારીસંસ્થા બાયર્સ એન્ડ શીપર્સ એસોસિએશનના સેક્રેટરી છે, કરાંચી બોયઝ સ્કાઉટ એસોસિએશનના પ્રમુખ છે, સિંધ બોયઝ સ્કાઉટ એસોસિએશનના ખજાનચી છે, સિંધ પોસ્ટલ કોન્ફરન્સના પ્રમુખ છે, ગુજરાતી એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરી છે. સિંધ ક્ષય નિવારણ સમિતિના ખજાનચી છે, તેમજ છેલ્લા ત્રણ વર્ષથી કરાંચી એરો

કલબના પ્રમુખ છે. આ સંસ્થામાં આવું સ્થાન ભાગ્યે જ કોઇ હિંદીને સાંપડે છે. નોર્થ વેસ્ટ રેલ્વેની જોઇન્ટ એન્ડ એડવાઇઝરી કમિટિના સભ્ય છે, 'બાયર્સ શિપર્સ ચેમ્બરના પ્રતિનિધિ તરીકે પોર્ટટ્રસ્ટના ટ્રસ્ટી છે. આ ઉપરાંત શહેરની બીજી પચીસેક જેટલી સંસ્થાના તેઓ કાર્યવાહક અને ટ્રસ્ટી છે. ઇ. સ. ૧૯૩૬-૩૭માં સિવિલ હોસ્પિટલના ગવર્નર તરીકે, અને ઇ. સ. ૧૯૩૭માં 'ગુજરાતી સાહિત્ય સંમેલન'ની સ્વાગત સમિતિના ઉપપ્રમુખ તરીકે સેવા બજાવી હતી.

તેમની આટ આટલી ઉજ્જળ ઉમદા સેવાની કદર તરીકે સિંધ સરકારે ઇ. સ. ૧૯૩૮ માં જે. પી. નું બહુમાન આપ્યું છે.

પત્રકારિત્વમાં પણ તેમણે રસ લીધો છે. સિંધના જાણીતા પ્રતિષ્ઠિત દૈનિક અખબાર 'સિંધ ઓબ્ઝર્વર' લી. ના મેનેજીંગ ડીરેકટર છે.

જાહેરજીવન વિશાળ છે, એટલાજ આગેકદમી આદર્શો ધરાવે છે. સામાજીક જીવનમાં ઝેર છાંટતા પ્રત્યાઘાતી તત્વોને રૂખસદ આપવાની તમન્ના તેમણે સદાય સેવી છે. મોટા માતુશ્રી માનબાના અવસાન પાછળ જ્ઞાતિભોજન ન કરતાં રૂ. બે હજારનું કેળવણી ફંડ સ્થાપ્યું. મોભાદાર કુટુંબથી આવી શરૂઆત થતાં સમાજ ખળભળ્યો, પરંતુ કર્મવીર શિવજીભાઇએ સિદ્ધાંત ખાતર વિરોધના વંટોળીયાને ગણકાર્યો જ નહિ. આવા આદર્શપાલનના એક નહિ, અનેકાનેક દાખલા તેમના જીવનમાંથી જડે છે. તેમનાં ધર્મપત્ની સૌ. સુંદરબાઇ પણ પતિને પગલે પ્રયાણ કરી રહ્યાં છે. જાહેરજીવનમાં રસ લ્યે છે. અને ઉડ્ડયન કળાની તાલીમ પણ પ્રાપ્ત કરી છે.

કરાંચી મ્યુનિસિપાલિટીએ તેમની કદર કરી બંદર રોડપરના એક બાગને 'શિવજી વેલજી કોઠારી ગાર્ડન'નું નામ આપ્યું છે.

રાષ્ટ્રિય, સામાજિક અને જ્ઞાતિની પ્રવૃતિમાં મોખરે રહી સેવાવૃતિથી તેમજ સખાવતોથી તેમણે આટલી નાની ઉંમરે જીવનને ઝળહળતી જ્યોત સમાન બનાવ્યું છે.

# શ્રી. શેઠ નરસિંહદાસ મોનજી

[ મુંબઈ ]



આસ્માન સમા ઉન્નત અને ખેલદિલીભર્યાં સાહસો ખેડી ભવ્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી જીવનપંથને ઉજાળનાર મહારથીઓ તવારીખને પૃષ્ઠે મહામૂલું સ્થાન પામે છે. શેઠ નરસિંહભાઇ મોનજીનું જીવન એટલે આશા, ઉત્સાહ અને અભિલાષાનો અનેરો પયગામ. એ પ્રતાપી પુરૂષે શ્રદ્ધાના બળ પર મુસ્તાક રહીને જીવનને કેવળ સાહસોથી સભર બનાવ્યું છે અને એમાં એમની ઉજ્જવળ સખાવતવૃતિએ ઓજસ પાથર્યું છે.

કચ્છ લાખણીયામાં તેમનો જન્મ સંવત ૧૯૪૪ના ફાગણ શુદ ૫ના દિને થયો હતો. પિતા મોનજીભાઈ એક કુશળ વ્યાપારી હતા. તેમણે પુના, રંગુન વગેરે સ્થળે વ્યાપાર જમાવ્યો હતો.

પરિણામે શ્રી. નરસિંહભાઇનું બાળજીવન અને વિદ્યાર્થીકાળ લાખ-ણીયા, પુના અને રંગુનમાં વીત્યો. 'પુત્રના લક્ષણ પારણામાંથી પરખાય' એ સૂત્રની પ્રતીતિ કરાવતો તેમનો પહેલો પ્હોર અતિશય ઓજસ્વી હતો. ગુજરાતી અને જરૂર પુરતા અંગ્રેજી અભ્યાસ પછી શ્રી. નરસિંહભાઇ રંગુનમાં પિતાના તાલપત્રીના વ્યાપારે અતિ નાની વયે જોડાયા હતા.

સંવત ૧૯૫૮માં નિવૃતિનિવાસ માટે પિતા વતન જઇ વસ્યા. કિશોર નરસિંહભાઇએ માત્ર ચૌદ વર્ષની કુમળી વયે બાર-દાન, તાલપત્રી અને ભંગારનો વિશાળ વ્યવસાય ખેડયો. અને ભારે સફળતા મેળવી, એ ઉગતી અને ઉછરતી વયમાં તેમણે દાખવેલી કુશાગ્ર વ્યાપારબુદ્ધિ અને વ્યવહારચમક તેમના ભવ્ય ભાવીની આગાહી ગાતી હતી. સંવત ૧૯૬૧-૬૨માં તેમણે કરીયાણા ક્ષેત્રે પણ ઝંપલાવ્યું. એક ભાગીદાર સાથે આ વ્યવસાયને આંતરરાષ્ટ્રિય સ્વરૂપ આપી છેક ચીન જાપાન સુધી વ્યાપારી સંબંધ બાંધ્યો હતો.

સંવત ૧૯૬૮ માં વધુ વિશાળ ક્ષેત્રની ઝંખના કરતાં શ્રી. નરસિંહભાઇએ મુંબઇનગરીમાં ડગલાં માંડયા. અને કરીયાણાનો વ્યાપાર શરૂ કર્યો. સંવત ૧૯૭૦ માં રંગના વ્યાપારક્ષેત્રે પણ ઝંપ-લાવ્યું. થોડા જ કાળમાં રંગબજારમાં અદ્ભુત સીક્કો સ્થાપી દીધો. 'રંગના રાજા'નું માનભર્યું બિરૂદ પ્રાપ્ત કર્યું. સંવત ૧૯૭૩-૭૪ માં કંતાન, રદ્દી અને કપુરનો વ્યાપાર પણ મોટા પાયાપર ખેડયો હતો.

આ રીતે વિવિધ વ્યાપારક્ષેત્રે પ્રવિણતા પ્રાપ્ત કરી સંવત ૧૯૭૪ માં શેરબજારની મોહક સૃષ્ટિએ અંજાયા. શેઠ મેઘજી લક્ષ્મીદાસ સાથે 'મેઘજી લક્ષ્મીદાસ એન્ડ કાં, ના નામે શેરદલાલ તરીકે નવી કારકિર્દીનો આરંભ કર્યો. સાથે સાથે બારદાન, કરીયાણા તેમજ કમિશન એજન્ટ તરીકેનો વ્યવસાય તો સંભાળી જ રાખ્યો

હતો. દરેક વ્યાપારક્ષેત્રમાં જીંદાદિલીભરી કાર્યવાહીથી બાહોશ વ્યાપારી તરીકે પંકાઇ વ્યાપારીઓમાં સારી પ્રતિભા પાડી હતી. સંવત ૧૯૭૪માં કંતાનબજારની સ્થિતિ અતિશય કટોકટીભરી બની. વ્યાપારીઓ તળીયાઝાટક બન્યા ત્યારે વ્યાપારી મંડળોએ શ્રી. નરસિંહભાઇને લવાદ નિમી દરેકના લેણદેણનો ઝઘડો ટાળવાની વિનંતી કરી. બાહોશ, ચકોર અને કાર્યદક્ષ શ્રી. નરસિંહભાઇએ બધા વ્યાપારીઓના ચોપડા જોઇ કુશળ ધારાશાસ્ત્રીની અદાથી જુદા જુદા ૩૦૦ જેટલા ચુકાદા આપ્યા હતા, તે દરેકે માન્ય રાખ્યા હતા. આવા તો સંખ્યાબંધ પ્રસંગો તેમના જીવન સાથે જડાઈ ગયાં છે. લેણદારો અને દેણદારો વચ્ચેના કંકાસ તેમણે અનેક વેળા ઓછુંવત્તું અપાવીને પતાવ્યાં છે. પરંતુ ગમે તેવી નાજુક પરિસ્થિતિમાં 'નરસિંહ મોનજી' એક ટકો પણ ઓછું ન ચૂકવે એવી એમની અડગ ટેક તેમણે સદાકાળ ગર્વભર્યા મસ્તકે સાચવી છે. સિવાય કે શેરબજારમાં એક મોટી સીંડીકેટ નિષ્ફળ નીવડયાથી તેના ભોગ બન્યા હતા.

દરેક વ્યાપારક્ષેત્રમાં આટલા ઉંડાં ઉતર્યા પછી તેમને કોઇ ઉદ્યોગ ખીલવવાનાં કોડ જાગ્યાં અને સીગારેટ પાછળ હિંદને લાખો રૂપિયા પરદેશ મોકલતું જોઇ હિંદમાં સીગારેટનું કારખાનું સ્થાપવાનો તેમણે નિર્ણય કર્યો. ઇ. સ. ૧૯૩૧ માં વીલેપાર્લેમાં તદ્દન નાના પાયા પર 'ગોલ્ડન ટોબેકો કું.'નું મંગળાચરણ કર્યું. તેમનું આ સાહસ કેટલાકને આગ સાથે આથડવાની ઘેલછા સમાન લાગ્યું હતું. આજના જમાનાને સર કરી ગયેલી સાધનસંપન્ન અંગ્રેજી ફેકટરીઓ સાથે તેમને મુકાબલો કરવાનો હતો. પણ હૈયામાં સદાય હામ સાચવી બેઠેલા આ હિંમતવીરે ટુંક સમયમાં આજનું વિરાટ અને ભવ્ય સ્વરૂપ આપી દીધું. માત્ર ૨૦ કારીગરોથી આરંભાયલું એ કારખાનું આજે ૩૦૦ માણસોની રોજીનું સ્થાન બન્યું છે. અને હંમેશા આઠ લાખ સીગારેટ તૈયાર

થઈ રહી છે. માત્ર એક દશકામાં 'ગોલ્ડન ટોબેકકો કું' ની સીગારેટોએ સમસ્ત હિંદના સીગારેટ બજારને સર કર્યું છે. અનેક જુદા જુદા અઢાર ચંદ્રકો મેળવીને શેઠ નરસિંહદાસ હિંદના મહાન ઉદ્યોગપતિ જાહેર થયા છે.

આ ઉપરાંત તાજેતરમાં તેમના હસ્તે જોગેશ્વરીમાં બાયક્રોમેટ બનાવવા માટે 'ગોલ્ડન કેમિકલ લી. ની સ્થાપના થઇ છે. તેના તેઓ મેનેજીંગ ડીરેકટર છે, અને અમ્બરનાથમાં સ્ટ્રોબોર્ડ બનાવવાનું એક કારખાનું સ્થાપવાનો નિર્ણય તેમના ઉદ્યોગી દિલે દૃઢ કર્યો છે. આ રીતે સ્વદેશી ઉદ્યોગક્ષેત્રની ખીલવણી અર્થે તેઓ વધુને વધુ સાહસો ખેડી રહ્યા છે.

ઉન્નત સ્વપ્નાંઓ સેવી સદાય સફળતા તેમજ યશ પામનાર આ મહાન ઉદ્યોગપતિએ સમાજ અને જ્ઞાતિની ભક્તિ જરાય વીસારી નથી. જ્ઞાતિઉન્નતિને ખાતર આ ખેલદિલ આદમીએ ઉદાર દિલે ભવ્ય સખાવતો કરી છે. માંડવીમાં મળેલી લોહાણા પરિષદમાં તેમણે એક લાખ ૮૨ હજાર રૂપિયાની બાદશાહી સખાવત હોસ્પીટલ, કેળવણી, લોહાણા અનાથાશ્રમ અને સસ્તા ભાડાની ચાલી માટે કરી હતી. શેર બજારની કારકિર્દી વેળાએ કંપની તરફથી 'તીલક સ્વરાજ ફંડ'માં રૂપિયા વીસ હજાર ભર્યા હતા. આ ઉપરાંત નાની મોટી જાહેર અને ગુપ્ત એવી એમની હજારોની સખાવત છે. દર વર્ષે તેમના હસ્તે દસથી પંદર હજાર જેટલી રકમની સખાવત થતીજ રહે છે.

આવા પ્રતાપી, પુરૂષાર્થી, પુણ્યશાળી અને પ્રતિભાશાળી આત્માઓ અમર થવાનેજ અવતરે છે.



## શ્રી. શેઠ દેવચંદ ધ. શેઠીયા જે. પી.

[મુંબઇ]



પ્રબળ પુરૂષાર્થના બળે જેમણે જીવનની નંદનવાડી ખીલવી છે અને તેની સુરભિ સર્વત્ર પ્રસરાવી છે, એવા સહૃદયી અને સેવાભાવે સતેજ શેઠ દેવચંદભાઇ ધર્મસિંહ શેઠીયાનો જન્મ સંવત ૧૯૪૩ના ચૈત્ર શુદ ૨ના દિને કચ્છ અંજારમાં થયો હતો.

કચ્છ પ્રદેશે 'શેઠીયા' કુટુંબના પરાક્રમ અને પરમાર્થની અનેક પ્રેરકકથાઓ પ્રચલિત છે. આવા ગૌરવશાળી કુટુંબમાં અંજાર લોહાણા મહાજનના મોવડી તેમજ ધર્મનિષ્ઠ પુણ્યપુરૂષ સ્વ. ધર્મસિંહભાઇના ગૃહે એવાંજ કર્તવ્યપરાયણ વીર માતા રાજબાઇનો ખોળો ખૂંદીને શ્રી. શેઠ દેવચંદભાઇએ સેવાવૃત્તિનો ગુણ જીલ્યો છે. સાહસભર્યો બાલ્યકાળ વીતાવી ગુજરાતી સાત અને અંગ્રેજી

એક ધોરણના અભ્યાસ પછી અતિ નાની ઉંમરે તેઓ ભાગ્ય અજમાવવાને મુંબઇ આવ્યા. વિવિધ વ્યાપારક્ષેત્રે નાની મોટી નોકરી કરી, વ્યાપારક્ષેત્રનો બહોળો અનુભવ પ્રાપ્ત કર્યો. તે પછી ભારતવર્ષના જુદા જુદા વ્યાપારીસ્થળોમાં પણ તાલીમ મેળવી. ઇ. સ. ૧૯૧૧માં મુંબઈમાં નાના બંધુ શ્રી. શિવજી-ભાઇ સાથે 'એસ. ડી. શેઠીયા'ને નામે હેસીચન અને બારદાનનો વ્યાપાર શરૂ કર્યો. ઈ. સ. ૧૯૧૩માં કલકત્તા ખાતે મેંગેનીઝ ખાણોના કોંટ્રાકટ લેવા શરૂ કર્યા. ઇ. સ. ૧૯૧૫માં કોલ-સાના વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું. બન્ને બંધુઓની વિરલ કાર્યશકિત, અથાગ બુદ્ધિબળ અને કુશળતાને પરિણામે જ્યાં જ્યાં પાસા નાંખ્યા ત્યાં સફળતા સાંપડી. આજે કોલસાના વ્યાપારક્ષેત્રે 'એસ. ડી. શેઠીયા કંપની'ની અનેરી પ્રતિષ્ઠા જામેલી છે. સંખ્યાબંધ કોલ કંપનીઓની એજન્સી તેઓ ધરાવે છે. શરૂઆત બંગાળી કોલસાના વ્યાપારથી કરી. વચ્ચે કેટલોક સમય વિલાયતી અને આફ્રિકન કોલસા પણ મંગાવતા; આજે તો તેમનો વ્યાપાર અજબ અદાએ ફાલ્યોફૂલ્યો છે, વ્યાપારક્ષેત્રે ગૌરવભરી નામના જમાવી છે, અદભૂત કીર્તિ પ્રાપ્ત કરી છે. કલકત્તા, અમદાવાદ, ભાવનગર વગેરે સ્થળે શાખાઓ ચાલે છે.

વ્યાપારક્ષેત્રે ભવ્ય વિકાસ સાધીનેજ સાહસદિલ શ્રી. દેવચંદભાઇની કાબેલિયત વિરમી નથી. સમાજસેવા અર્થે એમણે દાખવેલી ખેલદિલી, ઉદારતા અને પરિશ્રમ અતિશય ઉજ્જવળ છે. તન, મન, ધનથી તેમણે બજાવેલી સમાજસેવાનો ઇતિહાસ ગરવો છે. દિલમાં જાગેલી તમન્નાને કારણે 'પાછું વળી જોયા' વિના જીંદાદિલીથી વિરલ જનસેવા બજાવી છે. જ્ઞાતિ, સમાજ અને જાતિના ઉત્કર્ષ માટે તેમણે હંમેશા ઝંખના કરી છે. મજૂર આંદોલનમાં રસ ધરાવ્યો છે, વ્યાપારપ્રવૃતિમાં હિસ્સો આપ્યો છે અને કેળવણીક્ષેત્રે પણ ફાળો અર્પ્યો છે.

ઇ. સ. ૧૯૨૦માં કલકત્તામાં તેમના પ્રમુખપદે 'લેબર્સ' યુનિયન'ની સ્થાપના થઈ હતી. અને એજ વરસમાં કલકત્તાના ટ્રામ્વે કામદારોએ હડતાળ પાડતાં તેની સમાધાન-સમિતિના માનવંતા પ્રમુખ તરીકે તેમણે સેવા અર્પી હતી. આ સમિતિમાં સ્વ. જે. એમ. સેનગુપ્તા જેવા મહારથી સભ્યો હતા. એજ રીતે મજૂરોની કારમી કંગાલિયતથી તેમના કાળજે હંમેશા કંપ અનુભવ્યો છે. કલકત્તાના વસવાટ દરમ્યાન મજૂરોની બહેતરી કાજે તેમણે પ્રયાસો કર્યા હતા. હિન્દુ જાતિના અધ:પતનનું દુ:ખ પણ એમને દિલે ઓછું નથી. જાતિના ઉત્કર્ષ માટે તેમણે જાહેર અને ખાનગી રીતે વિરલ અને અદ્દભૂત પ્રયાસો કર્યા છે. તેના અનેક પ્રસંગો નોંધાયા છે. મુંબઇ પાંતિક હિન્દુ મહાસભાના ઉપપ્રમુખ તરીકે તેમણે ઉજ્જવળ સેવા આપી હતી. આજે તેઓશ્રી માંડવી જીલ્લા હિન્દુ સભાના પ્રમુખ તરીકે કિંમતી સેવા બજાવી રહ્યા છે. ઇ. સ. ૧૯૨૦ થી માંડીને 'ગુરખા જાતિ'ની ઉન્નતિ માટે તેમણે ભારે ભોગ આપ્યો છે. 'ગુરખા સંઘ'ના પ્રમુખ તરીકે એ શૌર્યજાતિના શૌર્યને ઉજ્જવળ બનાવવા એમણે કિંમતી સેવા ઉઠાવી છે. મુંબઈમાં છાશવારે જાગતા હુલ્લડોમાં શ્રી. દેવચંદભાઇએ 'રક્ષણાર્થે ભજવેલો ભાગ' તેમની સાહસિકતા, ઉદારતા, અને જાતિઅભિમાનનું અનેરૂં દૃષ્ટાંત છે.

એજ રીતે જ્ઞાતિઉન્નતિના પ્રશ્નમાં તેઓ કિંમતી ફાળો આપતા રહ્યા છે. જ્ઞાતિની બધી પરિષદોમાં એમણે હાજરી આપી હતી. અને દરેક પ્રસંગે સેવા ઉઠાવી છે. ઇ. સ. ૧૯૨૩માં તેમના પ્રયત્ને ભૂજમાં લોહાણા બોર્ડિંગ સ્થપાઇ. તેની આજ સુધી સેવા બજાવતા રહ્યા છે. આજે તેઓ તેના ટ્રસ્ટબોર્ડના પ્રમુખ છે. ઉપરાંત મુંબઇ 'કચ્છ લોહાણા બે તડા મહાજન'ના પ્રમુખ છે, 'મઝગાંવ કચ્છી લોહાણા નિવાસ ટ્રસ્ટના ટ્રસ્ટી છે. આ સિવાય બીજી સંખ્યાબંધ સંસ્થાઓ સાથે સંકળાયલા રહ્યા છે. જુદા જુદા

પાંચ છ ટ્રસ્ટના તેઓશ્રી ટ્રસ્ટી છે. વર્ષોથી 'કચ્છ પ્રજાકિય પરિષદ'ના ખજાનચી છે.

તેમણે ઉદાર હસ્તે હજારોની સખાવત કરી છે. વર્ષોથી જુદી જુદી પ્રવૃતિઓ, સંસ્થાઓ અને પ્રસંગોમાં તેમણે કિંમતી રકમો અર્પણ કરી છે. એની યાદી અતિ લાંબી છે. અંજારમાં કુટુંબે સ્થાપન કરેલા 'મહાદેવ મંદિર'ને તેમણે ભવ્ય અને સુંદર સ્વરૂપ આપ્યું છે. સાથે ધર્મશાળા અને અવેડો પણ સ્થાપિત કર્યાં છે. એજ રીતે અંજારમાં વ્યાયામશાળાની સ્થાપનામાં તેમનો અગ્ર હિસ્સો હતો. અંજારમાં દરિયાસ્થાનની જગ્યાને સ્વખર્ચે સુવ્યવસ્થિત કરાવી છે, ઇ. સ. ૧૯૩૯માં અંજારમાં માતુશ્રીને નામે 'રાજબાઈ શેઠીયા તથા મોંઘીબાઇ મજીઠીયા કન્યાશાળા' સ્થાપન કરવા માટે તેમણે રૂ. પાંચ હજારની સખાવત કરી હતી. સંવત ૧૯૯૬ના કચ્છના ભયંકર દુષ્કાળમાં શેઠ દેવચંદભાઇની તન, મન, ધનની વિપૂલ સેવાએ જનતાના આશિર્વાદ પ્રાપ્ત કર્યાં હતાં.

વ્યાપારક્ષેત્રે પણ તેમનું સ્થાન અગત્યનું રહ્યું છે, વર્ષો સુધી તેઓ 'ધી ઈસ્ટર્ન સ્ટીમ નેવિગેશન કંુ. લી. અને 'ન્યુ કયૈસરે હિન્દ મિલ્સ લી. ના ડાયરેકટર હતા. વર્ષોથી 'ઇન્ડિયન મરચન્ટસ્, ચેમ્બર'ના સભ્ય છે.

ઈ. સ. ૧૯૩૪માં બ્રિટિશ સરકારે તેમની બહોળી સેવાઓની કદર કરી 'જે. પી.' ના માનથી નવાજયા છે.

શ્રી. દેવચંદભાઇની વિરલ સમાજસેવા અને ઉદારતા જ્ઞાતિના ઇતિહાસમાં અગત્યનું સ્થાન પામશે.

——o——

# શ્રી. શેઠ પ્રાગજી દ. હરિયાણી

¤ —————— [મુંબઇ] —————— ¤





સદાય અણુપલટ વ્હેણે એકધારી ગતિએ ખળખળ વહેતી નિર્મળ સરિતા સમું ગરવું અને મહાન જીવન જીવનારી વિભૂતિઓ સર્વત્ર સુરભિ પાથરે છે. નિર્ભેળ સેવાભાવના થકી ભવ્ય સ્વરૂપ પામેલા એ મહાન આત્માના આદમીઓ આલમને ઓવારે શીતળતાના અમીછાંટણા છાંટે છે. પરહિત કાજે તલસતા એ પુણ્યપુરૂષો જીવન સાર્થકતા સાધે છે. શેઠ પ્રાગજીભાઇ દયાળ હરિયાણી આવા પુણ્યશાળી પુરૂષ તરીકે લોહાણા સમાજમાં લબ્ધ પ્રતિષ્ઠા પામ્યા છે. તેમના સેવાભાવી અને સખાવતી દિલે સદાય જ્ઞાતિ ઉન્નતિની ઝંખના સેવી છે.

શેઠ પ્રાગજીભાઈના વડીલો આજથી લગભગ સો વર્ષ પહેલાં વતન કચ્છ ગઢસીસાથી મુંબઇ આવેલા. અને વ્યાપારે ઉન્નત સાધના સાધી લાખોની લક્ષ્મી પ્રાપ્ત કરવા ઉપરાંત 'કચ્છ લોહાણા

મહાજન'ના મહારથી તરીકે પંકાયલા, એ સ્વ. હરિદાસ પ્રેમજી અને દેવજી પ્રેમજીની બાંધવબેલડીમાં શેઠ દેવજી પ્રેમજીના પુત્ર સ્વ. દયાળજીભાઇ તે શેઠ પ્રાગજીભાઇના પિતાશ્રી. આવા પુરૂષાર્થી, સેવાભાવી અને સખાવતી ગર્ભશ્રીમંત કુટુંબમાં શેઠ પ્રાગજીભાઈનો જન્મ સંવત ૧૯૪૨ માં થયો હતો. મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી તેમણે ચાલુ વ્યવસાયની વ્યવસ્થા સંભાળી હતી.

ધીખતી તવંગરી છતાં નવજવાન પ્રાગજીભાઇમાં તવંગરીનો તોર પ્રકટયો નહિ, શુદ્ધ, પવિત્ર અને નિર્ભેળ જીવનની ઉજ્જવળતાથી ઓપતા એ ઉછળતા આત્માના નવજવાનનું દિલ પ્રથમ પ્હોરથી જ સેવાભાવે રંગાઈ ગયું. જ્ઞાતિપ્રવૃતિઓમાં નવજવાનીના કાળથીજ શેઠ પ્રાગજીભાઈએ હિસ્સો આપવા માંડયો. ઈ. સ. ૧૯૧૦માં મળેલી પ્રથમ પરિષદથી જ પરિષદ્‌ના એક આગેવાન કાર્યકર તેમની ઉજ્જવળ સેવાઓ નોંધાઇ ગઇ, એક વર્ષ સેક્રેટરી તરીકે પણ અથાક સેવા ઉઠાવી, એ પછી આજ સુધી તેઓ કારોબારી સમિતિના સભ્યસ્થાને રહ્યા જ છે. અને ઇ. સ. ૧૯૧૧ થી 'શેઠ નાઈ. તથા ભૂ. મે. લોહાણા બોર્ડિંગના આજ સુધી માતબર ટ્રસ્ટી છે, એજ રીતે કાનબાઈ ટ્રસ્ટ વગેરે સંખ્યાબંધ ટ્રસ્ટોના ટ્રસ્ટી અને સંખ્યાબંધ સંસ્થાઓની કારોબારી સમિતિઓમાં તેમનું ગૌરવભર્યું આસન સદા ઉજળું જ રહ્યું છે. ઉપરાંત તેઓ નાશિકમાં પિતામહના સ્થાપેલા 'દેવજી પ્રેમજી સેનિટરીયમ'ની ઉજ્જવળ વ્યવસ્થા તો વર્ષોથી સંભાળતા આવ્યા છે.

તન, મનની અથાગ સેવાઓ ઉપરાંત તેમણે આંગણેથી સંખ્યાબંધ સંસ્થાઓને સદાય સહાય સાંપડતી રહી છે. સંખ્યાબંધ ફંડફાળાઓમાં શેઠ પ્રાગજીભાઈનો કિંમતી હિસ્સો નોંધાતો રહે છે. એ ઉપરાંત સ્વ. પત્ની લક્ષ્મીબાઇના સ્મરણાર્થે તેમના તરફથી લગભગ એક લાખ રૂપિયાની સખાવત 'હિંદુ સ્ત્રી મંડળ, જીવદયા મંડળી,' હાયર એ. બોર્ડિંગ વગેરે સંસ્થાઓમાં થઇ છે. આ રીતે

શેઠ પ્રાગજીભાઈની સખાવતનો આંકડો લગભગ બે લાખ ઉપર થવા જાય છે. આવા શાંત, નિરભિમાની સખાવતીઓનું ધન પણ ધન્ય બને છે.

આમ તેમના ઉન્નત સેવાભાવ, ઉજ્જવળ સખાવતો ઉપરાંત સંસ્કારપ્રેમ પણ વિરલ છે. કાકાના પુત્ર સ્વ. વીસનજી માધવજીની મિલ્કતના સદુપયોગ માટે શેઠ પ્રાગજીભાઇએ કિંમતી પરિશ્રમ ઉઠાવ્યો હતો. આજે મુંબઇ યુનિવર્સિટીમાં દર વર્ષે જુદા જુદા વિદ્વાનો પાસે 'વિસનજી માધવજી વ્યાખ્યાનમાળા ગોઠવાય છે. તેના મૂળમાં પણ શેઠ પ્રાગજીભાઇનો પરિશ્રમ, પ્રેરણા અને સંસ્કાર ભક્તિ પડી છે. આવા કેટલાંય ઉજ્જવળ કાર્યો અતિ ગુપ્ત રીતે તેમને હસ્તે થયા હશે !

આવા સેવાભાવી, સખાવતી ધન્ય પુરૂષ શેઠ પ્રાગજીભાઈ લક્ષ્યાધિપતિ છતાં આડંબર, મોટાઇ કે તૂમાખીથી સદાય દૂર રહી સદા શાંત, સદા સરળ, સદા ભભકતા સેવાભાવી સ્વભાવથી સર્વત્ર ચાહના પામ્યા છે. આવા પ્રતિભાશાળી અને પુણ્યશાળી પુરૂષનું જીવ્યું સાર્થકતા પામ્યું છે.



# શ્રી. શેઠ સુંદરજી નાનજી

[રંગુન]



સ્વતાકાતે શાહસોદાગરી જમાવીને જીવનને અદ્ભૂત જ્ઞાતિ-
પ્રેમ, સેવાભાવના અને વિપૂલ સખાવતપ્રવાહથી
સાર્થકતા અર્પનાર મહારથી.



# શ્રી. શેઠ ભગવાનજી કાકુભાઇ

—[ લોરેન્સોમાર્કવીસ–આફ્રિકા ]—



આફ્રિકાના પ્રદેશમાં વ્યાપારક્ષેત્રે ભવ્ય પ્રતિષ્ઠા અને પ્રભુત્વ પ્રાપ્તકરનાર મેસર્સ બી. કાકુભાઈની કું; ના મેનેજીંગ ડીરેકટર

● શ્રી. શેઠ ભગવાનજી કાકુભાઇ ●

જેમણે આફ્રિકામાં અને હિંદમાં લાખો રૂપિયાની સખાવત કરી છે.





આફ્રિકાની મહાન અને ગૌરવશાળી કીર્તિવંત
વ્યાપારીસંસ્થા
'વિઠલદાસ હરિદાસ કું. લી.'
જીંજા ( યુગાંડા )
ના સેવાભાવી અને સખાવતી સૂત્રધારો.



# સ્વ. શેઠ ખીમજીભાઈ દયાળ વાઘાણી



લાખો રૂપિયાનો સખાવતપ્રવાહ વહેવડાવનાર આ સેવાભાવી અને અગ્રણી મહાપુરૂષે 'બીજી લોહાણા પરિષદ'નું પ્રમુખસ્થાન સંભાળ્યું હતું.



# સ્વ. શેઠ ચન્નાભાઈ પે. મસ્કાઇ



મસ્કાઇ કુટુંબના મહારથી એવા મહાન સખાવતી અને સેવાભાવી નરરત્ન, જેમણે ત્રીજી પરિષદનું પ્રમુખસ્થાન શોભાવ્યું હતું.



# સ્વ. શેઠ ગોરધનદાસ ગો. ભાણુજી



આ પ્રતિભાશાળી અને તેજસ્વી આત્માએ લોહાણા પરિષદના
ચોથા અધિવેશનનું સુકાન સંભાળ્યું હતું.



# સ્વ. શેઠ દામોદરદાસ ભ. માવાણી



આ મહાન, ગૌરવશાળી સખાવતી જ્ઞાતિઅગ્રણીએ
'પંચમ પરિષદ્'નું પ્રમુખપદ સંભાળ્યું હતું



# •લોહાણા પરિષદ્‌ના સ્વર્ગસ્થ સ્તંભો•




સ્વ. સી. વી. વકીલ



સ્વ. કાનજી ઓ. હિંડોચા.

## સ્વ. શેઠ દામોદરદાસ ગો. સુખડવાળા
જે. પી.



પ્રથમ લોહાણા પરિષદ્‌ના સ્વાગત પ્રમુખ—જેઓ લાખોની સખાવત કરી અમર નામના મૂકી ગયા છે.



# સ્વ. શેઠ ચત્રભૂજ પેરાજ



મસ્કાઇ કુટુંબના આ પુણ્યશાળી આત્માએ કીર્તિવંત કુટુંબનું ગૌરવ વધાર્યું.



## સ્વ. શેઠ ગિરધર જેઠાભાઈ

જે. પી.



પ્રાણવાન પુરૂષાર્થને કારણે લક્ષ્મી પ્રાપ્ત કરી હજારો રૂપિયા સમાજશ્રેય અર્થે છૂટે હાથે વેરનાર બાહોશ અને મહારથી નરરત્ન.



## સ્વ. શેઠ માધવજી જેસંગ



જેમણે
અદ્ભુત જીવનસંગ્રામ ખેલી સ્વબળે શ્રીમંતાઈ પ્રાપ્ત કરી
લાખોનો લક્ષ્મીપ્રવાહ જનહિત કાજે વહેતો કર્યો.



# સ્વ. શેઠ માધવજી કાનજી



સોરઠ પ્રદેશના શાહસોદાગર, સેવાભાવી અને સખાવતી નરરત્ન.



# શ્રી. શેઠ વલ્લભજી રામજી

[મુંબઇ]



સભાઓ, વ્યાખ્યાનો અને વ્યાખ્યાનપીઠથી સદા દૂર રહી; એકધારી, અવિરત, મુંગી છતાં ઉમદા સેવાભાવનાથી સમસ્ત જીવનને ઉજ્જવળતા અર્પનાર શ્રી. શેઠ વલ્લભજી રામજીનું સ્થાન લોહાણા જ્ઞાતિના જીવનમાં અગત્યનું છે.

કચ્છ અંજાર પ્રદેશના વાગુરાના વતની સ્વ. રામજી ધ્રુબજીને ત્યાં સંવત ૧૯૩૪માં તેમનો જન્મ થયો હતો. બાલ્યવયેજ માતૃ-સુખથી પર બની પાંચ અંગ્રેજી ધોરણના અભ્યાસ પછી અઢાર વર્ષની વયે મુંબઇમાં કાકા નારણજી ધ્રુબજીની પેઢીમાં જોડાયા હતા. અને ટુંક સમયમાં પેઢીનો બોજો ઉઠાવી લીધો હતો.

વ્યાપારના ભવ્ય વિકાસ વચ્ચેય તેમણે સેવાની ધૂણી ધખાવી. લોહાણા જ્ઞાતિની પ્રવૃતિઓમાં ભાગ લેવા માંડયા. વડીલ બંધુ

સ્વ. ગોપાળજી રામજી સાથે કાકા નારાયણજી ઇબજીના નામે રૂ. ત્રીસ હજારની સખાવત કરી લોહાણા જ્ઞાતિની રત્નગર્ભા નિવડેલી મુંબઇની 'ઉચ્ચ કેળવણી બોર્ડિંગ'ની સ્થાપનામાં અગ્ર હિસ્સો લીધો અને સંસ્થાને વ્હાલું સંતાન માનીને ઉછેરી એના ઉત્કર્ષ માટે રાતદિન પરિશ્રમ વેઠયો. વર્ષોથી તેની કાર્યવાહક સમિતિના પ્રમુખ તરીકે કિંમતી જવાબદારી ઉઠાવી છે. ઉપરાંત તેમણે સંખ્યાબંધ જ્ઞાતિસંસ્થાઓમાં નાની મોટી રકમોની સખાવત કરી છે.

ઘણી સંસ્થાઓએ તેમની આગેવાનીનાં અમૃત પીધાં છે. ભાવનગર, રાજકોટ અને કરાંચી લોહાણા પરિષદ્દના જનરલ સેક્રેટરી તરીકે, કચ્છી લોહાણા બાળાશ્રમના સેક્રેટરી તરીકે તેમજ 'કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ'ના પ્રમુખ તરીકેની તેમની કારકિર્દી ઉજ્જવળતા પામી હતી. સંખ્યાબંધ જાહેર અને ખાનગી ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે તેમણે એક અનોખા પ્રકારના ટ્રસ્ટી તરીકે છાપ જમાવી છે. 'આગુસે ચલી આતી હૈ'ની નીતિ શ્રી. વલ્લભજીભાઇ પાસે ચાલતી નથી. એ ટ્રસ્ટોની ઉપયોગિતા વધારવા અને તેની મહત્તાને ઝેબ આપવા તેમણે હરદમ પ્રયાસો કર્યા છે. ટ્રસ્ટ સ્થાપી જનારા સ્વર્ગસ્થોનાં આત્માને સાચી શાંતિ બક્ષવા આ વિરલ ટ્રસ્ટીએ સદાય ઝંખના કરી છે. આકરા ઝંઝાવાતો વેઠીને પણ તેના સદ્ઉપયોગ માટે તેમણે કિંમતી પરિશ્રમ ઊઠાવ્યો છે. મુંબઇનું 'પાર્વતિબાઇ પુસ્તકાલય' તેમની અદ્ભૂત બાહોશીનું પ્રતિક છે. બીજા ટ્રસ્ટીઓ સાથે લડીઝઘડીને પણ તેમણે એ સંસ્થાનું સર્જન કર્યું છે. આવા તો સંખ્યાબંધ દાખલા તેમના ઉજ્જવળ જીવનની આસપાસ વણાઇ ગયા છે.

સ્વ. કાકા નારણજી ઇબજી તથા બાહોશ અને કાર્યકુશળ સેવાવીર વડીલ બંધુ સ્વ. ગોપાળજી રામજીને પગલે ચાલી તેમની યશકલગીમાં શ્રી. વલ્લભજીભાઇએ ઓજસ પાથર્યું છે.

ઝંઝાવાતી વ્યાપારીજીવન અને જાહેરકાર્યોની અટપટી સમસ્યાઓ છતાં તેમને સાહિત્ય પ્રત્યે અગાધ અનુરાગ છે. આજે વૃદ્ધ વયે પણ સાહિત્યવાડીનાં છેલ્લામાં છેલ્લા ફાલ સાથે પરિચય સાધીને તેમણે સાહિત્યભક્તિની પ્રતીતિ આપી છે. ગુજરાતી સાહિત્યના આજના ઘણા ધૂરંધરો સાથે મિત્રાચારી ધરાવવાનું આ વ્યવસાયી વ્યાપારી સદ્ભાગ્ય ધરાવે છે.

લોહાણા જ્ઞાતિના આ ગૌરવશાળી મહારથીનું સમસ્ત જીવન જ્ઞાતિની વિવિધ અને રચનાત્મક પ્રવૃતિથી સભર બન્યું છે. દરેક ક્ષેત્રમાં શ્રી. વલ્લભજીભાઇએ અનેરી પ્રતિભા પાડી છે. સદા ઉદ્યોગી અને અદા સેવાભક્ત એવા આ ભૂષણપુરુષની કારકિર્દી કીર્તિવંત છે.



# શ્રી. શેઠ રતિલાલ ત્રિ. ઠક્કર

[ મુંબઈ ]



મુંબઈ નગરીના મહાન નાગરિક, બાહોશ વ્યાપારી અને પ્રખર સમાજસેવક શેઠ રતિલાલ ત્રિભુવનદાસ ઠક્કર લોહાણા જ્ઞાતિના તેજસ્વી રત્ન છે. સાહસ અને સ્વબળે શ્રીમંતાઈ પામ્યાં છતાં એનું ઘેન એમને ચડયું નથી. સદાકાળ સ્વદેશ, સમાજ અને જ્ઞાતિસેવાના મનોરથો સેવતાં એમણે જીવનને સાર્થક કર્યું છે.

સુરતના એક સુખી, સમૃદ્ધ લક્ષ્યાધિપતિ કુટુંબમાં પિતા ત્રિભુવનદાસ પરમાણંદદાસને ત્યાં તેમનો જન્મ ઈ. સ. ૧૮૮૭ માં થયો હતો. તમાકુ અને વ્યાજવટાવનો વ્યવસાય કરતું એ કુટુંબ ભારે જાહોજલાલી ભોગવી રહ્યું હતું, પણ તેમાં ઓટ

આંચ્યો. ભયંકર જ્વાલાઓમાં વખારો ખાક બની અને સંવત ૧૯૫૪ તથા ૧૯૫૬ ના કારમા દુષ્કાળમાં હજારોની ઉઘરાણી એળે ગઇ પરિણામે બાળવયમાં શ્રી. રતિલાલભાઇને વસમી વેદનાઓ વેઠવી પડી, તેજસ્વી વિદ્યાર્થીજીવન રૂંધાઈ ગયું અને સામાન્ય અભ્યાસ પછી નાની ઉંમરે વ્યવસાયે લાગવું પડ્યું, સંવત ૧૯૬૨માં સુરતમાં શાકભાજીની કમિશન પેઢી સ્થાપી–તેને વધુ વિશાળ સ્વરૂપ આપવાની ઇચ્છાએ સંવત ૧૯૬૫માં મુંબઇ આવ્યા, અને ધંધાને પૂરજોશમાં જમાવ્યો. ઇ. સ. ૧૯૧૦માં ભવ્ય હોટલો સ્થાપી. ઇ. સ. ૧૯૧૫માં રૂના વ્યાપારક્ષેત્રે તેમનું આકર્ષણ કર્યું. તેમાં પણ યારી મળી. ઇ. સ. ૧૯૧૮માં ઇમ્પોર્ટ એક્ષપોર્ટની પેઢી સ્થાપી અને ઇ. સ. ૧૯૨૦માં 'રતિલાલ એન્ડ કું.' ને નામે રૂની દલાલી શરૂ કરી. આજે આ કંપની મુંબઈના રૂ બજારની એક પ્રતિષ્ઠિત અને અગ્રગણ્ય કંપની છે. આમ મહાન સાહસો ખેડી નવા નવા ક્ષેત્રોમાં ઝંપલાવી શ્રી. રતિલાલભાઈએ જીવનને પુરૂષાર્થથી રંગ્યું છે. લક્ષ્મીપતિ બનીને લક્ષ્મીનો સદ્‌ઉપયોગ સાધ્યો છે.

સેવાભાવી એવા એમના દિલે સેવાભાવનો દીવડો સદા જલતો રહ્યો છે. તેઓ ઈ. સ. ૧૯૨૪માં 'કોટન બ્રોકર્સ એસોસિએશન'ના મંત્રી નિમાયા હતા. આ મહાન સંસ્થાએ મૈયાના મુક્તિસંગ્રામમાં મહાસભાને કિંમતી સહાય આપી છે. શ્રી. રતિલાલભાઇ પણ વતનભક્તિએ સદા રંગાયલા રહ્યા છે. ઈ. સ. ૧૯૩૦ના સંગ્રામ વખતે તેમણે તન, મન અને ધનના પૂરા ભોગે સહાય આપી હતી. ઈ. સ. ૧૯૩૨નો સત્યાગ્રહસંગ્રામ શરૂ થતા સરકારે તેમને હદપારીનો હુકમ આપ્યો. પરંતુ ક્ષત્રિયવટથી રંગાયલા એમના સ્વમાની આત્માએ તેનો અનાદર કર્યો. પરિણામે કારાવાસ મળ્યો. તે હસતે મૂખે સહન કર્યો. મુક્તિ મેળવ્યા પછી બહાર આવીને એમણે જોયું કે ધંધાને ભારે જફા પહોંચી છે, ભારે નુકશાન

સહન કરવું પડયું છે. છતાં એમના દેશભક્ત દિલે દેશભક્તિનો નાદ જરાય ઝાંખો ન બનવા દીધો. પૂર્વવત્ એમણે રાષ્ટ્રિયપ્રવૃતિ-ઓમાં રસ લેવો જારી રાખ્યો. જ્યારે જ્યારે મહાસભાનો કે સેનાનીનો આદેશ આવ્યો છે, ત્યારે ત્યારે તેઓ તન, મન, ધનથી સેવા બજાવી છૂટયા છે. ઇ. સ. ૧૯૩૪માં મુંબઇમાં મળેલી મહા-સભા વખતે તેની વ્યવસ્થામાં તેમનો કિંમતી ફાળો હતો. એજ રીતે રાષ્ટ્રના દરેક પ્રસંગોએ તેમણે વ્યવસ્થાનો ભાર સહ્યો છે. તેમની વ્યવસ્થાશક્તિ માટે મહાસભાના મોવડીઓ મગરૂર રહ્યા છે. ઇ. સ. ૧૯૩૯ની મ્યુનિસિપલ ચૂંટણીમાં મહાસભાના પ્રતિ-નિધિ તરીકે ચૂંટાઇને 'શહેરીબાવા'નું પદ પામ્યા છે.

ઉપરાંત શહેરની ઔદ્યોગિક અને સામાજીક દરેક પ્રવૃત્તિઓમાં તેઓ અગ્ર રહ્યા છે. ઇ. સ. ૧૯૩૫ થી 'ઇસ્ટ ઇન્ડીયા કોટન એકચેંજના ડાયરેકટર નિમાતા આવે છે. પરંતુ બે વર્ષથી તેમણે સૌનો આગ્રહ છતાં ઉમેદવારીજ કરી નથી. લોહાણા જ્ઞાતિની પ્રવૃતિઓમાં તો શેઠ રતિલલાલભાઇ મહારથી સમું સ્થાન ધરાવે છે. જ્ઞાતિની દરેક પ્રવૃતિઓ અને સંસ્થાઓમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો છે. હાલાઇ લોહાણા મહાજનના અગ્રેસર અને વર્ષોથી ટ્રસ્ટી છે. મહાજન સાથે સંકળાયલા ટ્રસ્ટફંડો ઉપરાંત બીજાં કેટલાય ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. ઇ. સ. ૧૯૩૧માં મળેલા 'લોહાણા યુવક સંમેલન'ની સફળતામાં તેમનો અગ્ર હિસ્સો હતો. સ્વાગત સમિતિના ઉપપ્રમુખ તરીકે તેમણે કિંમતી સેવા બજાવી હતી. વર્ષોથી 'હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'ના મુરબ્બી સભ્ય છે.

શ્રી. રતિલાલભાઇની સેવાભક્તિ અને કાર્યશક્તિ એટલી ઉન્નત છે કે તેમણે ધાર્યું હોત તો રાજદ્વારે મહાન ઇલ્કાબો પામી શકત, પરંતુ શાંત, નિસ્વાર્થ અને મૂંગી સેવાભાવના સ્વભાવે જામી છે એવો એમનો આત્મા સત્તાલાલસાથી સદાય દૂર રહ્યો છે. એમનો એ નોંધનિય ગુણ છે.

——:o:——

# રા. સા. શેઠ નેણશી મોનજી

[ મુંબઈ ]



જીવનને ઉજ્જવળ રંગોએ રંગવા માટે પાઠશાળાઓની પદવીઓની આવશ્યકતા નથી. એ સૂત્રની પ્રતીતિ કરાવતી રાવસાહેબ શેઠ નેણશી મોનજીની વિરલ કાર્યસિદ્ધિ અનેરી પ્રેરણા જગાવી રહી છે. વિકટ સંજોગોમાંથી એમણે સ્વબળે અને સ્વાશ્રયે આજની અદ્‌ભૂત જીવનસિધ્ધિ સાધી છે.

સૌરાષ્ટ્રના પાટનગર રાજકોટમાં એક સામાન્ય સ્થિતિના કુટુંબમાં તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૧માં થયો હતો. અતિશય ગરીબાઈમાં જીવનવ્યવહાર ચાલતો હતો. એમાં વીજળી તૂટી પડી. માત્ર ત્રણ મહિનાની વયે નેણશીભાઈએ પિતા ગૂમાવ્યા. કર્તવ્યપરાયણ પ્રેમાળ માતાએ ભારે મુશિબતોની બરદાસ કરીને લાડકવાયા બાળકને ઉછેર્યો; પરંતુ એ રહ્યું સહ્યું સુખ પણ કુદરતે છીનવી લીધું, બાર વર્ષના દૂધમલ બાળકને મૂકીને માતાએ પણ સ્વર્ગનો

પંથ પકડયો. કુમળા કિશોર નેણશીભાઈ ભારે આફત વચ્ચે ઘેરાઈ ગયા. 'ઉપર આભ અને નીચે ધરતી' સિવાય કોઇ સહારો ન્હોતો. પરિણામે જેમ તેમ થોડો ગુજરાતી અભ્યાસ આટોપી અતિ નાની ઉંમરે રાજકોટની એક વ્યાપારી પેઢીમાં નેણશીભાઇએ નોકરી નોંધાવી. નિરાધારતા અને આપત્તિઓ વચ્ચે આ કુમળા કિશોરે ગુમાસ્તાગીરીનાં દર્દ સહ્યાં.

કેટલાક સમયની આ ગુમાસ્તાગીરી પછી જુનાગઢ રાજ્યમાં નોકરી મળી. કારકુની કરતાં આઠ વર્ષ વિત્યાં. એ પછી જામનગર સ્ટેટના મહેસુલી ખાતામાં તલાટી તરીકે તેમની નિમણુંક થઈ. અહિં એમનો બુદ્ધિપ્રભાવ ઝળકી ઉઠયો. નોકરીમાં ભારે કૈવત દાખવ્યું. મર્હુમ જામસાહેબ રણજીતસિંહજીનું એમણે આકર્ષણ કર્યું. કાર્યશકિત, બુદ્ધિબળ, અને કુશળતાને કારણે ટુંક સમયમાં સ્વ. રણજીતસિંહજીના એક મજબૂત હાથ થઇ પડયા. એક સામાન્ય તલાટી એક મહાન રાજવીના અંગત સ્ટાફમાં સ્થાન પામે એ એક આશ્ચર્ય હતું. સ્વ. રણજીતસિંહજી ઘણાં જોખમી અને જવાબદારીભર્યા કાર્યોની સોંપણી શ્રી. નેણશીભાઇને કરીને નિરાંતનો શ્વાસ લેતા. આવી ઉજ્જવળ અને અનોખી કારકિર્દી રચીને જીવનના વધુ વિકાસ અર્થે એમણે જામનગર છોડયું. સ્વ. રણજીતસિંહજીએ વેદના અનુભવી.

ઉન્નત જીવનના ઉજ્જવળ સ્વપ્નો રચીને ઈ. સ. ૧૯૨૦માં સ્વપ્નદર્શી શ્રી. નેણશીભાઈએ પુરૂષાર્થપુરી મુંબઇમાં પગ મૂકયો. શરૂઆત એક ઇસ્ટેટના મેનેજર તરીકે કરી. પરંતુ મહાન સ્વપ્નોમાં રાચતાં એમના હૈયાને એ 'નોકરી' સંતોષ આપી શકી નહિ. તેમણે વધુ વિશાળ ક્ષેત્ર માટે ઝંખના કરી. ઇ. સ. ૧૯૨૧માં એક યુરોપિયન ઓફિસર મિત્રની મદદથી તેમણે કોંટ્રાકટર તરીકે નાના પાયા પર વ્યવસાયના મંડાણ માંડયા. ઉછરતા કોંટ્રાકટર નેણશીભાઇ પાસે વર્ષોનો બાંધકામનો અનુભવ હતો, અનેરી કાર્યદક્ષતા હતી, દરેક કાર્યને માપવાની અનોખી તાકાત હતી, ભારે કુશળતા હતી. આ ગુણોએ તેમને

ચારી આપી. દરેક કાર્યોમાં તેમણે ભારે બાહોશી દાખવી. મુંબઈના કેટલાંય ભવ્ય રસ્તાઓની બાંધણી તેમના હસ્તે થઇ.

આજે મુંબઇના કોંટ્રાકટરોમાંની શેઠ નેણશી મોનજી'નું નામ પ્રથમ હરોળમાં શોભે છે. મુંબઇને આજનું સૌંદર્ય બક્ષવામાં જે થોડા કોંટ્રાકટરોનો હિસ્સો છે, તેમાં શ્રી. નેણશીભાઇનું નામ અતિ ઉજ્જવળ અક્ષરોએ આલેખાયલું છે. ભારતવર્ષમાં અજોડ એવો 'મરીનડ્રાઇવ રોડ', સર્જવાનું માન પણ આ મહાન કોંટ્રાકટરને ફાળે ગયું છે.

એક સામાન્ય કારકુન આજે કીર્તિવંત કોંટ્રાકટર બન્યા છે. એટલુંજ નહિ પણ સેવાભાવે પણ જીવનને અતિશય ઉજાસ બક્ષ્યો છે. રાજદ્વારે સન્માન સાંપડયાં છે. રાજકોટ સ્ટેટના બાંધકામખાતાના વડા તરીકે સેવાભાવે રાજ્યની કિંમતી સેવા બજાવી હતી. રાજકોટ સ્ટેટ ટ્રામવેના મેનેજીંગ એજન્ટ તરીકે કામ કરીને. ટ્રામ્વેની કુલ આવક રાજકોટ સ્ટેટની મેટરનિટી હોસ્પિટલને અર્પણ કરતા હતા.

શેઠ નેણશીભાઇનો જ્ઞાતિ પ્રેમ પણ અગાધ છે. વર્ષોથી તેઓ રાજકોટ લોહાણા મહાજનની કારોબારી સમિતિના સભ્ય છે. છેલ્લાં છ વર્ષથી તેના પ્રમુખ તરીકે ઉજ્જવળ સેવા બજાવી રહ્યા છે. તેમની નાની મોટી-ગુપ્ત અને જાહેર સખાવતો પણ કિંમતી છે.

ઇ. સ. ૧૯૪૧ના જાન્યુઆરીમાં બ્રિટિશ સરકારે તેમને 'રાવસાહેબ'નો ખિતાબ અર્પણ કર્યો છે. તે તેમની મહત્તાને ઝેબ આપે છે. આ સમયે રાજકોટ લોહાણા મહાજને તેમને માનપત્ર અર્પણ કર્યું હતું.

આમ શ્રી. શેઠ નેણશીભાઇ કરૂણ અને કારમી પરિસ્થિતિમાંથી મજબૂત મનોબળ અને અડગ આત્મશ્રદ્ધાને કારણે જ આજની ભવ્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકયા છે. એજ રીતે તેમના મોટા સુપુત્ર શેઠ દેવકરણભાઈ આજે પિતાના નિવૃતિકાળમાં વ્યવસાયનાં સૂત્રો સંભાળી રહ્યા છે, તેમનામાં પણ સેવાભાવ, સખાવતવૃતિ, સાહિત્યપ્રેમ, પ્રેમાળતા અને ઉદારતા દ્રષ્ટિગોચર થાય છે. તેઓ પિતાના સેવાભાવને પીઠબળ આપતા રહ્યા છે.

# શ્રી. નરસિંહદાસ મો. બુદ્ધદેવ

[ મુંબઈ ]



આફ્રિકાના ધારાશાસ્ત્રજગતમાં વર્ષોની જ્વલંત કારકિર્દીથી મહાન બેરિસ્ટર તરીકે ઉજ્જવળ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર શ્રી. નરસિંહદાસ મોતીચંદ બુદ્ધદેવનું જીવન કપરી યાતનાઓ વચ્ચે અગાધ આત્મશ્રદ્ધા અને આપબળની માટીમાંથી સર્જાયેલું અદ્‌ભૂત જીવન છે. સંસ્કારી પિતા સ્વ. મોતીચંદ હીરજી જામનગર સ્ટેટના કેળવણીખાતામાં શિક્ષક હોવા ઉપરાંત સારા લેખક અને કવિ તથા વૈદ તરીકે નામના પામ્યા હતા. તેમણે જામનગરમાં 'આર્યહિતવર્ધક' નામના માસિકના માલિક અને તંત્રી તરીકે કાર્ય કર્યું હતું. આવા બાહોશ પિતાને ત્યાં શ્રી. નરસિંહદાસભાઇનો જન્મ ઈ. સ. ૧૮૯૩ના નવેંબર માસની ૨૧મી તારીખે થયો હતો.

બાળપણથી જ તેમના અંતરમાં વસેલા ઉમદા ગુણો દૃષ્ટિગોચર થતા હતા. વિદ્યાભ્યાસે પણ અતિ ઉજ્જવળતા પ્રાપ્ત કરી હતી; પરંતુ કુશળ, ચાલાક અને ચબરાક બાળક નરસિંહદાસ પર આપત્તિઓના ઓળા ઉતરવા માંડયા. માત્ર સાત વર્ષની ગભરૂ વયે માતા મોંઘીબાઈ સ્વર્ગે સંચર્યાં. ત્રણેક વર્ષ પછી 'ઓરમાન માતા'-ની પ્રાપ્તિ થઈ, અને એકેક વર્ષે એમનું પણ અવસાન થયું. વિદ્યાર્થી નરસિંહદાસ પર ઘરકામનો બોજો પણ આવી પડયો. સંસ્કારી પિતાએ એકના એક લાડીલા પુત્રનું જીવન રૂંધાતું જોયું, અભ્યાસ અટવાતો નિહાળ્યો. એમણે ઈ. સ. ૧૯૦૬માં નરસિંહદાસને જામનગરના "શ્રી વિઠ્ઠલદાસ ડોસા જીવણ લોહાણા વિદ્યાર્થી ભુવન"માં મૂકયા. અને ત્યાર પછી પિતાએ પણ ગણ્યા ગાંઠયા મહિનાના ગાળામાં આ દુનિયાની વિદાય લીધી. તેર વર્ષની કૂમળી વયે બાળક નરસિંહદાસ પર આપત્તિઓનું જાણે આભ તૂટી પડયું. આમ એકલા અટૂલા બનવા છતાં મનોબળ મજબૂત બનાવી હિંમત હાર્યાં વિના પૂર્વવત્ અભ્યાસ ચાલુ રાખી, દરેક વર્ગમાં ઉન્નત નંબર પ્રાપ્ત કરતાં ઇ. સ. ૧૯૧૧માં નવાનગર હાઇસ્કૂલમાંથી યુનિવર્સિટીની પરીક્ષામાં ગયેલા વિદ્યાર્થીઓમાં સૌથી પ્રથમ નંબરે મેટ્રિક થયા.

એ પછી તરતજ મુંબઇમાં "ના. ઇ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી લોહાણા વિદ્યાર્થી ભવન"માં સ્થાન મેળવી. કોલેજજીવન શરૂ કર્યું. ઇ. સ. ૧૯૧૬માં સંસ્કૃતમાં સેકંડ કલાસ ઓનર્સ સાથે બી. એ. થયા એ પછી સંસ્થા તરફથી ફી તેમજ પુસ્તકો પ્રાપ્ત કરી, અન્ય ખર્ચ માટે એક શાળામાં નોકરી કરી તથા 'ટયુશનો' આપી કાયદાશાસ્ત્રનો અભ્યાસ ચાલુ રાખ્યો. ઈ. સ. ૧૯૧૮માં એલ. એલ. બી. ની ડીગ્રી પ્રાપ્ત કરી. અનુભવની ઇચ્છાએ ઈ. સ. ૧૯૧૯ના માર્ચ મહિનામાં 'મુલ્લાં એન્ડ મુલ્લાં' સોલિસિટરની પેઢીમાં જોડાયા.

અગાધ વિપત્તિઓ વચ્ચે જીવનને આટલો વિકાસ બક્ષનાર વ્યકિત માટે સૌને પ્રેમ ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક છે. ઉછળતા સાગરસમા ઉત્સાહ અને ઉર્જવળતાથી ઓપતા નવજવાન નરસિંહદાસને હજુ વિરાટ સિદ્ધિ ખપતી હતી. સહારો સાંપડી ગયો,

જ્ઞાતિરત્ન સ્વ. શેઠ ગોપાલજી રામજીએ તેમને રૂા. દસ હજારની લોન આપી. ઈ. સ. ૧૯૧૯ના નવેંબરમાં નરસિંહદાસ બેરિસ્ટર થવા ઇગ્લાંડ ગયા. સફળતા પ્રાપ્ત કરી ઈ. સ. ૧૯૨૧ના જુલાઈમાં માતૃભૂમિને કિનારે ઉતર્યા.

બાર–એટ–લો બનીને ધારાશાસ્ત્રની દુનિયામાં ઝંપલાવવાને આ ઉગતા ધારાશાસ્ત્રીની આંખ આફ્રિકા પ્રત્યે ઢળી. મોંબાસાનું ક્ષેત્ર પસંદ કરી, એ અજાણી આલમમાં ઇ. સ. ૧૯૨૨થી પ્રેકટીસનાં પગરણ માંડયા. ટુંક સમયમાં ફ-તેહ પર ફ-તેહ મેળવી જાણીતા બેરિસ્ટર બન્યા. અનેક અટપટા કેસોને આ બાહોશ બેરિસ્ટરે સફળતા અપાવી. મોંબાસાના ધારાશાસ્ત્રના ક્ષેત્રમાં આ હિંદી બેરિસ્ટરની કીર્તિ અતિ વિરલ અદાએ જામી ગઈ.

પ્રેકટીસ શરૂ કર્યા પછી માત્ર દોઢજ વર્ષમાં શ્રી. નરસિંહદાસભાઈએ સ્વ. શેઠ ગોપાળજીભાઇની લોન ભરપાઇ કરી. અને ત્યારપછી જામનગર લોહાણા બોર્ડિંગ તેમજ મુંબઇ હાયર એજયુકેશન લોહાણા બોર્ડિંગનું ઋણ પણ પાઇએ પાઇ ફેડયું. આવા આદર્શ છાત્રથી એ છાત્રાલયોની જીંદગાની પણ ગૌરવશાળી બની છે.

મોંબાસાના વસવાટ દરમ્યાન જાહેરજીવનમાં તેમણે કિંમતી ફાળો આપ્યો હતો. 'ઇન્ડિયન એસોસિએશન'ની કારોબારી સમિતિના સભ્ય તરીકે, તેમજ પાંચ છ વર્ષ સુધી સમાજસેવા મંડળ'માં પ્રમુખ અને કારોબારી કમિટીના સભ્ય તરીકે અને કેટલોક સમય મોંબાસા લોહાણા મહાજનના પ્રમુખ તરીકે પણ તેમણે સેવા બજાવી હતી.

ઇ. સ. ૧૯૩૧માં મુંબઇમાં મળેલા 'લોહાણા યુવક સંમેલન'નાં બીજા અધિવેશનમાં તેમણે યાદગાર ભાગ ભજવ્યો હતો. અને એજ સમયે મળેલાં 'શેઠ ના. ઈ. તથા ભૂ. મે. લોહાણા વિદ્યાર્થી ભવન'ના ભૂતપૂર્વ અને વર્તમાન વિદ્યાર્થી સંમેલનના પ્રથમ અધિવેશનના પ્રમુખ તરીકે પણ કિંમતી માર્ગદર્શન આપ્યું હતું.

આમ શ્રી. નરસિંહદાસભાઇ વર્ષો સુધી મોંબાસાના ધારાશાસ્ત્રજગતમાં જાજવલ્યમાન કારકિર્દી ગાળી સેવાક્ષેત્રે પણ કિંમતી ફાળો આપી માતૃભૂમિમાં વસવાની મહત્વાકાંક્ષાએ ઇ. સ. ૧૯૪૧ના ફેબ્રુઆરીથી મુંબઇ આવી વસ્યા છે.

# શ્રી. શેઠ ડાહ્યાભાઈ અમરશી

[મુંબઈ]



જ્ઞાતિ પ્રેમની સદા જાગૃત લાગણીઓ અને એકધારી સેવાવૃત્તિને કારણે શેઠશ્રી ડાહ્યાભાઇ અમરશીએ મુંબઇના લોહાણા જાહેરજીવનમાં કિંમતી સ્થાન પ્રાપ્ત કર્યું છે. એમણે પુરૂષાર્થ અને સ્વાશ્રયે જીવનનું ઘડતર ઘડયું છે અને સેવાભાવે જીવનને ઉજ્જવળતા અર્પી છે.

શેઠ ડાહ્યાભાઇના પિતા સ્વ. અમરશી માવજી વતન અણીયાળા (જામનગર સ્ટેટ)થી વાંદરા આવી વસ્યા હતા. પરચુરણ વ્યવસાય થકી જીવનનિર્વાહ ચલાવતા હતા. તેમને ગૃહે શ્રી. ડાહ્યાભાઈનો જન્મ સંવત ૧૯૨૯ના શ્રાવણ શુદ ૧૩ના દિને થયો હતો. સ્વાશ્રયબળે અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યા પછી

તેમની અતિ નાની વયે પિતાનું અવસાન થતાં એમણે જીવન-વ્યવહારમાં ઝંપલાવ્યું. પ્રગતિપ્રેમી શ્રી. ડાહ્યાભાઇના દિલે પ્રગતિનો પંથ પકડયો. માત્ર પચાસ રૂપિયાની મૂડીથી સ્વતંત્ર સાહસ ઉઠાવી ઇમારતી લાકડાં તેમજ કળીચુનાનો વ્યાપાર સામાન્ય સ્થિતિમાં શરૂ કર્યો. પરંતુ બાહોશીને બળે રોજ–બ–રોજ વ્યવસાયનું ક્ષેત્રફળ વિસ્તારી તેને અદ્‌ભૂત સ્વરૂપ આપી દીધું. સંવત ૧૯૬૦ સુધીમાં તો વ્યાપારક્ષેત્રે એમની નામના ગાજવા માંડી. એક સ્વતંત્ર 'સૉમિલ'ની સ્થાપના કરવા પણ સહભાગી બન્યા. લાખો કમાયા અને ઉદાર હસ્તે તેનો સદુપયોગ પણ સદાય કરતા રહ્યા છે.

વ્યાપારે ઉન્નત સફળતા પ્રાપ્ત કર્યા પછી એમના દિલે પુરૂષાર્થનું પૂર્ણવિરામ ન આવ્યું. સ્વશક્તિના વહેણ એમણે સેવાક્ષેત્રે વહાવ્યાં. સંવત ૧૯૭૦માં મુંબઈના હાલાઈ લોહાણા મહાજન કમિટીના સભ્ય ચૂંટાયા. એ પછી તો છેલ્લાં બાર વર્ષથી મહાજનના તેમજ તેને અંગેના સંખ્યાબંધ ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે કિંમતી સેવા આપી રહ્યા છે તાજેતરમાંજ ત્રણ વર્ષ સુધી ઉપપ્રમુખ તરીકે પણ જવાબદારી ઉઠાવી હતી. અને એજ રીતે મુંબઇની કેટલીય જ્ઞાતિ સંસ્થાઓમાં તેઓ અગ્ર ભાગ લેતા રહ્યા છે. સ્વ. કેસરબાઈ દવાખાનાના ટ્રસ્ટી તરીકે, 'શેઠ ના. ઇ. તથા ભૂ. મે. લોહાણા બોર્ડિંગના સુપરવાઇઝીંગ ટ્રસ્ટી તરીકે, હાલાઇ લોહાણા બાળાશ્રમના સેક્રેટરી તરીકે, કાનબાઈ કન્યાશાળાના ટ્રસ્ટી તરીકે, ભાવનગર મોંઘીબાઇ હુન્નર ઉદ્યોગ શાળાના ટ્રસ્ટી તરીકે ઉપરાંત સંખ્યાબંધ ખાનગી ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે એઓશ્રીએ ઉજ્જવળ સેવાભાવ દાખવી કિંમતી શ્રમ ઉઠાવ્યો છે.

તન, મન અને ધનથી જ્ઞાતિની સેવા બજાવનાર શેઠ ડાહ્યાભાઈ અમરશી એક ઉમદા જ્ઞાતિસેવક તરીકે સુનામના જમાવી શકયા છે.

——:૦:——

# શ્રી. શેઠ કલ્યાણજી કરમશી દામજી

[ મુંબઇ ]



ધનદોલત કે યૌવન સદાકાળ અમર નથી, પરંતુ સેવા, સખાવત અને શૌર્યાંકિત કાર્યો ઇતિહાસે અમર બની જાય છે. લોહાણા જ્ઞાતિના પ્રતાપી પુરૂષ સ્વ. રા. બ. કરમશી દામજીના સેવાભાવનો સાચો વારસો દીપાવનાર શેઠ કલ્યાણજીભાઈનો જન્મ અંધેરીમાં ઇ. સ. ૧૮૯૬ના નવેંબર માસની ૨૩ મી તારીખે થયો હતો. મુંબઈમાં ઇન્ટર આર્ટસ સુધીના અભ્યાસે પહોંચી તેમણે અભ્યાસ પૂરો કર્યો હતો.

ઇ. સ. ૧૯૨૧માં શ્રી. કલ્યાણજીભાઈ મેસર્સ એલ. કે. વસનજી એન્ડ કું. ની ભાગીદારીમાં જોડાયા. કોટન બજારના વ્યાપારક્ષેત્ર ઉપરાંત ઇમ્પોર્ટ. એક્ષપર્ટ કમિશન એજન્ટ તરીકે આ કું. કાર્ય કરતી. તેમાં શ્રી. કલ્યાણજીભાઇએ અનેરી કાર્યદક્ષતા દાખવી. તેઓ 'કરમશી દામજી એન્ડ સન્સ'માં પણ ભાગીદાર હતા. આ કંપની છેલ્લા ૭૦ વર્ષથી મુકાદમીનું કાર્ય કરે છે. અને 'ગ્રીવ્સ કોટન

એન્ડ કુાં. ની મુકાદમી અને કલીયરીંગનું કામ તેના હસ્તક વર્ષોથી છે. આજે તેઓ 'મેસર્સ કરમશી એન્ડ કુાં.'ના નામે વીમાના ક્ષેત્રમાં કાર્ય કરી રહ્યા છે. આ ક્ષેત્રમાં પણ તેમણે ઉચ્ચતમ કાબેલિયત બતાવી છે.

જેમને ગળથૂંથીમાંજ સેવાવૃતિના રંગે રંગવામાં આવ્યા છે. એવા શ્રી. કલ્યાણજીભાઇએ સેવાભાવને કદી અળગો કર્યો નથી જ્ઞાતિની જુદી જુદી સંસ્થાઓ અને જુદી જુદી પ્રવૃતિઓમાં તેઓ મોખરે રહ્યા છે. 'કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ'ના પ્રમુખ અને પેટ્રન તરીકેની તેમની એ કાળની સેવાઓ યાદગાર છે. આજે તેઓ પિતાને પગલે ચાલી 'કચ્છી લોહાણા પાંચતડા મહાજન'ના વર્ષોથી માનવંત પ્રમુખ છે, આકરા મતભેદના ઝંઝાવાતકાળમાં પણ તેમણે મહાજનનું નાવ સમતોલપણે સાચવી રાખ્યું છે. એમની એ સેવા ઓછી નથી.

પિતાના મળેલા સેવાભાવના વારસાને આ વિરલ આદમીએ અધિક ગૌરવ બક્ષ્યું છે. ભૂતકાળમાં એક જે. પી. તરીકે તેમની યશદાયી કાર્યવાહી છે. ઇ. સ. ૧૯૨૬ થી ૩૨ સુધી 'ઓનરરી મેજીસ્ટ્રેટ' તરીકે તેમણે અચ્છી પ્રતિભા પાડી હતી.

તેમનું જીવન સરળ, સુસાધ્ય અને સાદા અક્ષરોએ આલેખાયલું જીવન નથી. જીવનસાગરમાં અનેક તોફાનો આવ્યા છે, તે તેમણે પૂરા શૌર્યથી અને જવલંત મનોબળથી વિદારી જાણ્યાં છે. અને સાથે સાથે સેવાભાવને જાગતોજ રાખ્યો છે. પિતાએ સ્થાપેલી સંસ્થાઓના વહીવટમાં ભારે શ્રમ ઉઠાવતાજ રહ્યા છે. એ એમનો અનેરો ગુણ છે. એમની વિરલ સાહિત્યભક્તિએ તેમના ગૃહે એક સ્વતંત્ર અને આલીશાન પુસ્તકાલય સ્થપાઇ ગયું છે. તેમાં કિંમતી ગ્રથોનો સંગ્રહ છે. એજ રીતે તેમનો કળાસંગ્રહ પણ કિંમતી છે.

સદા સજાગ સેવાવૃતિ, સાહિત્યરસ, અને કળાપ્રિયતાભર્યા સંસ્કારજીવને તેમને મહત્તાશાળી માનવી તરીકે મગરૂરી બક્ષી છે.

--:o:--

# શ્રી. શેઠ લક્ષ્મીદાસ ચંદા રામજી

[ મુંબઇ ]



માનવહિત, માનવસુખ અને માનવતા માટે જે લક્ષ્મી વપરાય છે. તે લેખે લાગે છે, સ્વ. શેઠ ચંદા રામજીની લાખોની સખાવતને કારણે સ્થપાયલી આદર્શ અને આલિશાન સંસ્થાઓ આ હકીકતની પ્રતીતિ આપી રહી છે. એ બાહોશ, પુરૂષાર્થી અને પરમાર્થી પુરૂષે સ્વબળે લાખો કમાઇને લાખોનો સખાવત પ્રવાહ વહેતો કર્યો હતો. પરિણામે આજે એ નામ લોકહૃદયમાં અમર બન્યું છે. શેઠ લક્ષ્મીદાસ ચંદા રામજીએ આવા પુણ્યાત્માનું ગૌરવ વધાર્યું છે.

શેઠ લક્ષ્મીદાસભાઇનો જન્મ સંવત ૧૯૪૧ માં થયો હતો. સંવત ૧૯૫૨ માં સ્વ. શેઠ ચંદા રામજીનાં ધર્મપત્ની ગંગાસ્વરૂપ સાકરબાઇએ તેમને દત્તક લીધા. ગુજરાતી

૭ અને અંગ્રેજી એક ધોરણના અભ્યાસ પછી શેઠ લક્ષ્મીદાસ-ભાઈએ વ્યવસાયમાં ઝંપલાવ્યું.

સ્વબળે વ્યવસાયક્ષેત્રે અપૂર્વ સિદ્ધિ સાધી. એ ઉપરાંત સ્વ. શેઠ ચંદારામજીના આત્માને સંતોષ પ્રાપ્ત થાય એ રીતે તેમની બહોળી સખાવતોના સદુપયોગ માટે સદાય કાળજી રાખી, અનેક સત્કાર્યો તેમને હસ્તે આરંભાયા.

આજે શેઠ લક્ષ્મીદાસભાઇ મુંબઇના મહાન વ્યાપારી, આગે-વાન શહેરી અને સખાવતી પુરૂષ તરીકે નામના પામ્યા છે. તેમના દિલમાં વસેલો સેવાભાવ તેમને સેવાક્ષેત્રે નામના અપાવી શકયો છે. સત્કાર્યોમાં સદા ફરજ નિહાળી શેઠ લક્ષ્મીદાસભાઈએ મૂંગા મોઢે ઉત્કટ જનસેવા બજાવી છે.

સ્વ. શેઠ ચંદા રામજીની બધી સખાવતો, સંસ્થાઓ અને ટ્રસ્ટોના સદુપયોગ માટે હરપ્રકારની કાળજી તેમણે સેવી છે. એ ઉપરાંત મુંબઈના અન્ય અનેક ટ્રસ્ટોના કુશળ ટ્રસ્ટી તરીકે તેમણે કારકિર્દી નોંધાવી છે. દરેક વિગત અને દરેક કાર્ય જાતી તપાસ તળે બારીકાઈથી ઉકેલવાનો એમનો સ્વભાવ એમને એક અનોખા ટ્રષ્ટી સાબીત કરે છે.

તેઓ આજે 'રણછોડદાસ ચત્રભૂજ કચ્છી લોહાણા ઓર્ફનેજ, ચંદા રામજી ગર્લ્સ હાઇસ્કૂલ, ચંદારામજી કચ્છી લોહાણા સસ્તા ભાડાની ચાલ, મોંઘીબાઇ ઉદ્યોગશાળા—ભાવનગર, કાંદાવાડીમાં આવેલી નારણવાડી, રા. બ. કરમશી દામજી હિંદુ સેનિટેરીયમ, દ્વારકા લોહાણા બોર્ડિંગ, શેઠ ખીમજી નાગજી કોઠારી કચ્છ કોટડા ટ્રસ્ટ, સાકરભાઇ વાઘજી બેચર કોઠારી ટ્રસ્ટ, ના. ઇ. તથા ભૂ. મે. બોર્ડિંગ ટ્રસ્ટ, ચંદા રામજી સદાવ્રત તથા ધર્મશાળા ટ્રસ્ટ—મથુરા, ચુનારગઢ મહાપ્રભુજીની બેઠક ટ્રસ્ટ વગેરે સંખ્યાબંધ ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે અથાક સેવા ઉઠાવી રહ્યા છે, એ ઉપરાંત માતુશ્રી કાનબાઈ ટ્રસ્ટ, મુંબાદેવી ટ્રસ્ટ, વડોદરા મહીરેવા લોહાણા બોર્ડિંગ ટ્રસ્ટ,

લક્ષ્મીબાઈ સુવાવડખાતું ટ્રસ્ટ, કચ્છ લોહાણા પાંચ તડા મહાજન ટ્રસ્ટ, વગેરે ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે વર્ષો સુધી સેવા બજાવ્યા પછી નાદુરસ્ત તબિઅતને કારણે તેમાંથી નિવૃતિ સ્વીકારી છે.

સ્વ. શેઠ ચંદા રામજીની બહોળી સખાવાતો ઉપરાંત શેઠ લક્ષ્મીદાસભાઇએ પણ સદા સખાવતપ્રવાહ અણસ્થંભ્યો રાખ્યો છે. તેમને આંગણેથી અનેક સંસ્થાઓએ કિંમતી સહાય પ્રાપ્ત કરી છે. ઉપરાંત ગુપ્ત રીતે અનેક નિરાધારોને તેમની કિંમતી સહાય હમેશા સાંપડતી જ રહી છે. દ્વારકા લોહાણા બોર્ડિંગમાં પણ તેમણે રૂપિયા પંદર હજાર અર્પણ કર્યા છે.

શેઠ લક્ષ્મીદાસભાઇ સ્વભાવે શાંત, નિરાભિમાની અને સત્ય-ચાહક છે. ટ્રસ્ટો દ્વારા કિંમતી જનસેવા ઉઠાવવા ઉપરાંત જાહેરજીવનમાં પ્રવેશવાની તમન્ના તેમના દિલે કદી જાગી નથી. બને એટલું ખૂણે બેસી કરવું એમ સદા માનતા રહ્યા છે. તેમની વ્યવહારકુશળતા, બાહોશી અને કુનેહબાજીએ અનેક ટ્રસ્ટોને સમૃદ્ધ કરવા ઉપરાંત સદુપયોગી બનાવ્યાં છે.

લાખોપતિ છતાં ઘેન કે ઘમંડ તેમના હૃદયે પ્રવેશ્યા નથી. ઉલટી સૌજન્યતા સખાવતપ્રેમ અને સેવાભાવના પ્રબળ રીતે સદા વેગવંતી રહી છે એક લબ્ધપ્રતિષ્ઠ મહાન નાગરિક તરીકે તેમની કીર્તિ અવિચળ રહેશે.



# શ્રી. શેઠ રણછોડદાસ ભ. લોટવાળા

[મુંબઈ]



જીવનમાં જે સત્ય સમજાયું, તેની પાછળ ફના થઈ જવાની ક્ષત્રિયવટ જાણીતી છે. શ્રી. રણછોડદાસ લોટવાળાનું

જીવન એજ સૂત્ર સુણાવી રહ્યું છે. તેમણે પોતાને જે સમજાયું છે, અને જનસમાજની સેવાનો સાચો માર્ગ લાગ્યો છે, એ વિચારસરણીના પ્રચાર પાછળ આજસુધીમાં લાખો રૂપીયાનો ભોગ આપ્યો છે.

તેમના 'હિંદુસ્તાન પત્રો' પોતાની નીતિને અનુસર્યાં છે, અને એ પત્રો પાછળ દર વર્ષે જંગી ખોટ સહન કરીને પણ ટેક અને સિદ્ધાંત ખાતર તેમણે ચલાવ્યાં હતા.

તેમનો જન્મ સંવત ૧૯૩૩ માં થયો હતો, ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત અભ્યાસ પછી તેમણે વ્યાપારક્ષેત્રમાં ઝુકાવ્યું હતું.

તેમની 'ડંકનરોડ ફ્લોર મીલ' આજે દેશદેશાવરમાં પ્રખ્યાત છે. તે ધીખતો ધંધો કરતાં કરતાંય તેમણે સિદ્ધાંતના સવાલ પાછળ ભારે મથામણ કરી છે. અને જુદા જુદા ક્ષેત્રોમાં સેવા બજાવી છે.

પ્રથમ 'આર્યપ્રકાશ' પત્ર તેઓ ચલાવતા અને દસ વર્ષ સુધી ૩૦૦ની ખોટ પોતે ભરતા હતા.

તે વખતે મુંબઇમાં ગુજરાતીઓનું કે હિન્દુઓનું એક પણ દૈનિક ન્હોતું. પણ પારસીપત્રોના સામ્રાજ્ય ચાલતા હતાં. અને શ્રી. રણછોડદાસભાઇ સુધારાવાદી હતા. સુધારાવાદીઓનાં લખાણ પારસી પત્રો છાપતા ન્હોતા, આ વસ્તુ તેમને લાગી આવી અને તેમણે 'હિન્દુસ્તાન' દૈનિકને જન્મ આપ્યો. તે પછી તો અનેક દૈનિકો અને અઠવાડિકો, માસિકો ખરીદ્યાં અને ચલાવ્યા. તેમના પત્રો 'હિન્દુસ્તાન પ્રજામિત્ર,' 'હીન્દપ્રજા,' 'પ્રજામિત્ર કેસરી' વગેરે ધીમે ધીમે પ્રજાનો ચાહ મેળવતા ગયા. રાજકારણની તેમની ફીલસુફીજ જુદી જાતની છે. અને તેના પ્રચાર માટેજ તેમણે આ પત્રો ચલાવી તેની પાછળ આજસુધીમાં તેમણે ત્રણ લાખ ઉપરાંતની ગંજાવર ખોટ સહન કરી છે.

આ પત્રો દ્વારા તેમણે સંખ્યાબંધ શકિતશાળી પત્રકારોની ભેટ કરી છે. ઉપરાંત સાહિત્યસેવા પણ બજાવી છે.

તેમનું સેવા પાસું વિશાળ છે. તેઓ મુંબઇ ઈલાકા આર્ય-પ્રતિનિધિ સભાના પ્રમુખ હતા, આર્ય સમાજના ટ્રસ્ટી, આર્ય વિદ્યાના સ્થાપક, અને આર્યન બ્રધરહુડના પ્રેરક છે, ઉપરાંત તેમના તરફથી મુંબઈમાં બે વિશાળ લાયબ્રેરીઓ પણ ચાલે છે.

ઉદ્યોગપતિ, અને અડગ ટેકીલા સમાજસેવક તરીકે તેમણે ઉન્નત જીવનને મહાન બનાવ્યું છે.



# શ્રી. શિવદાસ ચાં. ઠક્કર

[મુંબઈ]





જનસેવાના સૂત્રો સાથે સારાય જીવનને એકતાર કરી દેનારા મહારથીઓમાં શ્રી. શિવદાસ ચાંપસિંહ ઠક્કરનું નામ શોભે છે. તેમણે સદાકાળ સેવાનાં અનેકવિધ ક્ષેત્રોમાં ઘૂમીને જીવન સાર્થકતા સાધી છે. શ્રી. શિવદાસભાઈ મુંબઈના જાણીતા સમાજસેવક અને લોહાણા જ્ઞાતિના અગ્રગણ્ય મોવડી છે, કચ્છ નેત્રાના એક શ્રીમંત વ્યાપારી, જમીનદાર તેમજ લોહાણા જ્ઞાતિના મોવડી એવા કુટુંબમાં તેમનો જન્મ સંવત ૧૯૪૪ના ફાગણ વદ ૧૧ ને દિને થયો હતો. તેમના પિતા સ્વ. ચાંપસિંહ ભીમજી એક પ્રતિભાશાળી અને પ્રતિષ્ઠિત જ્ઞાતિનેતા હતા. ક્ષત્રિયવટની પ્રતિમા સમા એ પરમાર્થી પુરૂષનાં ગુણો શ્રી. શિવદાસભાઈમાં આજે દૃષ્ટિગોચર થાય છે. તેઓ મુંબઈમાં લાકડાનો વ્યવસાય કરતા. શ્રી. શિવદાસભાઈ પણ ગુજરાતી ૭ ધોરણના અભ્યાસ પછી પંદર વર્ષની વયે એ વ્યવસાયે જોડાયા હતા. આજે તેઓ કુટુંબની મિલ્કતનો વહિવટ ચલાવવા ઉપરાંત પોતાનો બધો સમય વિવિધ સેવાકાર્યો પાછળ જ અવિરતપણે વ્યતિત કરી રહ્યા છે.

છેક યૌવનકાળથી તેમના દિલમાં જનસેવાનો નાદ જાગ્યો હતો. કાળોથી જ્ઞાતિમાં ઘૂસેલા શુભ પ્રસંગો વેળાના અતિ ખર્ચાળ રીવાજો અને અનિચ્છનિય રૂઢિઓ સામે ભારે લડત ચલાવીને તેમણે અતિ નાની ઉંમરે 'કચ્છ દેશ નળીયા મહાજનશ્રી પાસે સુધારાવધારા

કરાવ્યા હતા. એજ મુજબ મુંબઇના 'કચ્છી લોહાણા મહાજન'ના બંધારણને નવું સ્વરૂપ આપવામાં તેમણે પરિશ્રમ મુખ્ય ભાગે હતો. અને સામાજીક સુધારણાની કેટલીક પુસ્તિકાઓ પણ લખી હતી.

શ્રી. શિવદાસભાઈ ૧૯૦૮ થી કચ્છી લોહાણા મહાજન'ના એક અગ્રેસર તરીકે સેવા બજાવતાં આવે છે. મંત્રી તરીકે વર્ષો સુધી ફરજ બજાવ્યા પછી આજે ઉપપ્રમુખ તરીકે સેવા બજાવી રહ્યા છે. ટ્રસ્ટી પણ છે, અને મેનેજીંગ ટ્રસ્ટી તરીકે પણ વારંવાર કારકિર્દી અર્પી છે. કચ્છી લોહાણા નિવાસ-ગૃહ'ના પણ એક ટ્રસ્ટી છે, એ ઉપરાંત કેટલીય જ્ઞાતિ સંસ્થાઓના કાર્યવાહક સમિતિના સભ્ય અને ટ્રસ્ટોના ટ્રસ્ટી છે.

આ રીતે લોહાણા જ્ઞાતિની પ્રવૃતિમાં વર્ષોથી એકધારો અને અવિરત રસ લેતા રહ્યા છે. ઇ. સ. ૧૯૧૦માં મળેલી પ્રથમ લોહાણા પરિષદની સફળતામાં પણ તેમનો હિસ્સો નોંધાયો હતો. એ પછી તો પરિષદ્‌ના એક મોવડી તરીકે તેમની જ્ઞાતિસેવા ફાલીફલી અને ઇ. સ. ૧૯૧૯માં માંડવીની છેલ્લી પરિષદ્‌માં સેક્રેટરી તરીકે પણ સેવા ઉઠાવી હતી.

એજ રીતે આર્યસમાજના મોવડી તરીકે તેમણે કિંમતી સેવા બજાવી છે, આજે મુંબઈ આર્યસમાજના મેનેજીંગ ટ્રસ્ટી છે. ઈ. સ. ૧૯૨૩થી મુંબઇની મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે ચૂંટાતા રહે છે. ' તેમને હસ્તે મ્યુનિસિપાલિટીમાં કેટલાક યાદગાર કાર્યો થયાં છે. અને ઇ. સ. ૧૯૨૬ થી સતત પાંચ વર્ષ સુધી 'કચ્છ પ્રજાકિય પરિષદ્'ના જનરલ સેક્રેટરી તરિકે સેવા બજાવી હતી.

અને એજ રીતે તેઓ એક પ્રખર વકતા, અભ્યાસી લેખક અને વિદ્વાન છે. તેમની વિદ્વતાનો લાભ જનસમાજને સદા મળતો રહ્યો છે.

---*---

# શ્રી. શેઠ વૃજલાલ ગો. મીઠાઈવાળા

[મુંબઇ]



મહાકષ્ટોનાં મેઘાડંબરથી ઘેરાયલા જીવનને પુરૂષાર્થની એરણ પર ચડાવી ઉષાનાં ઉજ્જવળ તેજકિરણો પ્રકટાવનારા જ્યોતિર્ધરોનાં જીવન લેખે લાગે છે. 'ગોવિંદાશ્રમ'ના સ્થાપક અને સંચાલક શેઠ વૃજલાલ ગોવિંદજી મીઠાઈવાળાનું પુરૂષાર્થબળે ખીલેલું અને સેવાવૃતિ થકી ઉજ્જવળ બનેલું મહાન જીવન જીવનસાફલ્યની વાણી ઉચ્ચારે છે. ભારે અકળામણો વચ્ચે મંગળાચરણ પામેલું તેમનું જીવન આજે અતિ ભવ્ય અને મહાન બન્યું છે. મીઠાઇના વ્યાપારક્ષેત્રે 'ગોવિંદાશ્રમ'ની જામેલી ભવ્યતા તેમના પ્રાણવાન પુરૂષાર્થની પ્રતીતિ આપે છે. અને સેવાક્ષેત્રે પ્રસરેલું 'ગોવિંદાશ્રમ'નું ગૌરવ તેમના મહાન આત્માની ઓળખાણ આપે છે. લોહાણા જ્ઞાતિમાં ભૂષણરૂપ બનેલા 'ગોવિંદાશ્રમ'ની કીર્તિ કાળાંતરે પણ ઝગમગતી રહેશે.

ભાવનગર પાસેના નારી ગામના એક સામાન્ય સ્થિતિના કુટુંબમાં શેઠ વ્રજલાલભાઇનો જન્મ સંવત ૧૯૩૩ના આશો શુદ ૧૦ના વિજયી દિને થયો હતો. પિતા સ્વ. ગોવિંદજી ભગવાન ભાવનગરમાં કાપડનો વ્યવસાય કરતા હતા. ગુજરાતી ત્રણ ધોરણના અભ્યાસ પછી અતિ કુમળી વયે બાળક વ્રજલાલભાઇએ મુંબઇના દાણા બજારની એક વખારમાં નોકરી નોંધાવી. એમાં ઉત્તરોત્તર પ્રગતિ સાધી છેવટ એક દુકાન જમાવી હતી.

એ પછી સંવત ૧૯૬૧માં ભરૂચમાં 'ગોવિંદ ભુવન' નામે એક થીએટર બંધાવ્યું. પરંતુ એ અગ્નિદેવે ભરખી લેતાં ભારે આર્થિક નુકશાની સહન કરવી પડી. એ પછી સંવત ૧૯૭૦માં મુંબઇમાં મીઠાઈના ક્ષેત્રે 'ગોવિંદાશ્રમ'ની સ્થાપના એક નાનકડી દુકાન સ્વરૂપે થઇ. રાતદિવસના અથાક પરિશ્રમ, તેમજ આદર્શ પ્રમાણિકતાના પરિબળે ટુંક સમયમાં 'ગોવિંદાશ્રમ, જનતાનું માનિતું બનવા પામ્યું. અને આજે તો મુંબઈના મીઠાઈ બજારના ક્ષેત્રે 'ગોવિંદાશ્રમ'નું સ્થાન અતિ ભવ્ય બન્યું છે. પ્રમાણિકતાના કારણે એની જામેલી પ્રતિષ્ઠા અતિશય વિરલ છે.

મુંબઇના સેવાક્ષેત્રે પ્રસંગ આવે છે, અને સાથે સાથે ગોવિંદાશ્રમનું નામ ઝળકી ઉઠે છે, લોહાણા જ્ઞાતિને આંગણે અવસર પ્રકટે છે, અને સાથે સાથે ગોવિંદાશ્રમનું નામ ચમકી ઉઠે છે. ભાગ્યેજ એવી કોઇ પ્રવૃતિ હશે અને બહુ થોડા એવા પ્રસંગ હશે, જ્યાં 'ગોવિંદાશ્રમ'ની સેવા ન પહોંચી શકી હોય !

સ્વબળે લક્ષ્મીનંદન બનેલા શેઠ વ્રજલાલભાઇના દિલની જ્ઞાતિદાઝ અભિમાન ઉપજાવે એવી છે. જ્યારે જ્યારે જ્ઞાતિઉન્નતિનો પ્રસંગ આવે છે. ત્યારે તેમનો ફાળો અચૂક નોંધાય છે. અને જ્યારે કોઇ જ્ઞાતિજન 'સહારા'ની માગણી કરતો આવે છે ત્યારે પણ શ્રી. વ્રજલાલભાઇએ કદી મૂઠી બીડી નથી, દિલને ટુંકુ કર્યું નથી.

શ્રી. વૃજલાલભાઇના અપ્રતિમ સેવાભિલાષી હૃદયે અનેક પ્રસંગે તન, મન, ધનના પૂરા ભોગે સમાજસેવા બજાવી છે. વર્ષોથી નિષ્ક્રિય બનેલા 'ઘોઘારી લોહાણા મિત્રમંડળ'ને પુનર્જીવન આપી તેના ફંડને 'બનાતવાળા સુખડવાળા લોહાણા બાળાશ્રમ'ને અપાવવામાં તેમજ તેની સુવ્યવસ્થા માટે તેમનો શ્રમ નોંધનિય નિવડયો હતો, એજ રીતે ઉમરગામમાં એક ગરીબ વિધવા લોહાણા બ્હેનની કુમળી પુત્રીને વૃદ્ધલગ્નની વેદીમાં હોમાતી બચાવવા સેંકડો રૂપિયાને ભોગે સેવાભાવી ત્રિપુટીને સહકાર આપ્યો હતો, આવા તો સંખ્યાબંધ પ્રસંગો તેમના ઉજળા જીવનમાંથી જડે છે. ઉપરાંત જાહેરજીવનમાં 'ઘોઘારી લોહાણા મહાજન'ના ઉપપ્રમુખ અને ટ્રસ્ટી તરીકે તેઓ સેવા કરતા આવ્યા છે. અને 'ઘોઘારી મહાજન'ના એક મહારથી સમા મોવડી તરીકે તેમનું સ્થાન અતિ ગૌરવભર્યું છે. એ ઉપરાંત તેમના સાદા સખાવતી સ્વભાવે ઘોઘારી લોહાણા સસ્તા ભાડાની ચાલ માટે બાવીસ હજાર રૂપિયાની નાદર રકમ મહાજનશ્રીને અર્પણ કરી છે. એ તેમના અંતરની દીનદુઃખિયા જ્ઞાતિબંધુઓ પ્રત્યેની અદ્ભૂત લાગણીની કથા કહી જાય છે.

આજે શેઠ વૃજલાલભાઇ નિવૃતિનિવાસની ઇચ્છાએ વર્ષનો વધુ ભાગ માથેરાનમાંજ ગાળે છે. એટલે સેવાપ્રવૃતિઓમાં પ્રત્યક્ષ રીતે ફાળો આપી શકતા નથી, પરંતુ માથેરાનમાં પણ તેમને દિલમાં વસેલા સેવાભાવની પ્રતીતિ આપી છે. માથેરાનમાં 'હિન્દુસ્મશાનભૂમિ'ની સ્થાપના માટે તેમનો તન, મન, ધનનો ઉત્કટ ફાળો નોંધાયો છે. અને એ રીતે તો રોજ-બ-રોજ તેમને આંગણેથી થતી નાની મોટી સંખ્યાબંધ સખાવતોએ તેમની ઉજ્જવળતાનું આલેખન કર્યું છે.

સેવાવૃતિથી સદા તરબોળ શ્રી. વૃજલાલભાઇનું આખું કુટુંબ સદા સેવાભાવ દાખવતું રહ્યું છે. દિલની દિલેરીથી એમના

સમસ્ત કુટુંબે 'સેવા'ની ઝંખના કરી છે. તેમના એકના એક લાડીલા પુત્ર શ્રી. પુરૂષોત્તમદાસ વર્ષોની વિરલ દેશભક્તિ, આદર્શ ત્યાગવૃતિ અને તાતી સેવાભાવનાથી મુંબઈના નામાંકિત શહેરી નિવડયા છે. એજ રીતે તેમનાં પુત્રી ગં. સ્વ. ત્રિવેણીબ્હેને ઇ. સ. ૧૯૩૦ ના આઝાદી જંગમાં ઉજ્જવળતાભરી કારકિર્દી અર્પી કારાવાસનાં કષ્ટો પણ સહન કર્યાં હતાં. સેવાભિલાષિ પિતાના આ સેવાવીર સંતાનોએ પિતાની યશગાથામાં ઉમેરો કર્યો છે.



## શ્રી. શેઠ ચુનિલાલ ડા. દવાવાળા

[ મુંબઇ ]



પુરૂષાર્થની પાંખે ચડીને જેમણે સફળતા સર કરી છે. અને સેવાવૃતિના દીપકથી જીવનને અજવાળ્યું છે, એવા મહારથીઓનાં મૂલ્ય ઇતિહાસે મોંઘા અંકાય છે. શેઠ ચુનિલાલ ડાહ્યાભાઈ દવાવાળાનાં પુરૂષાર્થભર્યા જીવનમાં સ્વાશ્રય અને સેવાભાવ ભારોભાર ભર્યાં છે.

ભાવનગરના એક સામાન્ય કુટુંબમાં ઈ. સ. ૧૮૮૫ એપ્રિલ માસની પચ્ચીસમી તારીખે તેમનો જન્મ થયો હતો. પાંચ અંગ્રેજી સુધી શિક્ષણ પ્રાપ્ત કરી. બાર રૂપિયાના પગારે રાજ્યના કસ્ટમ ખાતામાં જોડાયા. આટલા ટુંકા પગારમાં આકરી નોકરી બજાવતાં તેમણે રાતદિવસ આદર્શ અને ગગનામી સ્વપ્નો રચ્યાં. કંઇ કંઇ કરી નાખવાની ભાવના એમના દિલે ઘેરાઇ હતી સાધનવિહોણી

તેમની એ તાકાત મુંઝાઇ મરતી હતી. પરંતુ ભાગ્યદેવીએ આદેશ આપ્યો અને ઇ. સ. ૧૯૧૨ માં મુંબઇ આવી. દવા બજારમાં ટુંકી મૂડીથી એક નાનકડી હાટડી માંડી. હૈયે જોમ હતું, કદમોમાં તાકાત હતી, બાવડે બળ હતું. દિમાગ દિવ્યશકિતથી ભર્યું પડયું હતું. એવા પરિશ્રમી અને સ્વાશ્રયી શ્રી. ચુનિલાલભાઇની સ્વપ્નસૃષ્ટિઓ આકાર પામવા માંડી. આજે તો દવા બજારમાં તેમના નામનો ભારે પ્રભાવ જામ્યો છે. દવાબજારના એક આગેવાન, બાહોશ અને પ્રખર વ્યાપારી તરીકે તેમની નામના ચોદિશ ચમકી રહી છે. તેમના પ્રભાવશાળી અને પ્રતાપી જીવને તેમને 'દવા બજાર વેપારી મંડળ'ના માનવંત પ્રમુખ તરીકેનું સ્થાન પ્રાપ્ત થયું છે.

આપબળે પોતાની અદ્દભૂત દુનિયા રચીને જ શ્રી. ચુનિલાલભાઇની મનોવૃતિ સાંકડી નથી બની. ધન પ્રાપ્ત કરીને જ તેમના દિલે, દિમાગે અને 'લાગણીએ ઝોક નથી લીધો. પરંતુ જ્ઞાતિસેવાના મહામોંઘા મનોરથો તો તેમના મનપ્રદેશે ઝંખના જમાવતા જ રહ્યા છે. ઇ. સ. ૧૯૧૭ના અરસાથી તેમણે જ્ઞાતિના જાહેરજીવનમાં રસ લેવો શરૂ કર્યો. અને હજારો આપીને તેમજ દિમાગ–દેહ ધસીને ઉન્નતિના આદર્શો તેમણે પોષ્યા છે. એનો અનેરો લાંબો ઇતિહાસ છે.

મુંબઇ ઘોઘારી લોહાણા મહાજનના મહાભૂલા મોવડી તરીકે અને અનેક ખાનગી તેમજ જાહેર ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે તેમણે બજાવેલી સેવાઓ અતિ ઉજવળ છે. વર્ષો સુધી ઘોઘારી લોહાણા મહાજનના ઉપપ્રમુખ તરીકે અને જ્ઞાતિના પ્રસંગે પ્રસંગે તેમણે ઉઠાવેલો પરિશ્રમ શે ભૂલાય ? સમસ્ત લોહાણા જ્ઞાતિના અગ્રગણ્ય નેતા, દાનવીર અને મહાન વ્યાપારી તરીકેની તેમની કીર્તિ અતિ ઓજસભરી છે,

——:o:——

# શ્રી. જયકૃષ્ણ ના. વર્મા

[લુણાવાડા]



કુદરતે બક્ષેલી કુશળ કાર્યશક્તિને જીવનના સંકુચિત સીમાડાઓમાંજ સમાવી ન દેતાં જનતાજનાર્દનના કદમોમાં પાથરી દેનારા કર્મવીરો કાળની કિતાબમાં કીર્તિભર્યું સ્થાન પામે છે. લુણાવાડા સ્ટેટના દીવાન શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્મા એક બાહોશ સમાજસેવક અને કુશળ સાહિત્યકાર તરીકે જાણીતા છે. વ્યાપારી પિતા શ્રી. નાગરદાસભાઈને ત્યાં વતન ભરૂચમાં તેમનો જન્મ ઈ. સ. ૧૮૯૪ના મે માસની ૨૬ તારીખે થયો હતો.

પ્રાથમિક અભ્યાસ તેમણે ભરૂચમાંજ કર્યો. ઈ. સ. ૧૯૦૯ માં અંગ્રેજી ૭ ધોરણ પૂરા કરી દહેરાદુનની દયાનંદ અન્ગ્લો વૈદિક હાઈસ્કૂલમાં એક વર્ષ અભ્યાસ કર્યા પછી વડોદરા લોહાણા બોર્ડિંગમાં જોડાઈ 'સયાજી હાઈસ્કુલ' દ્વારા ઈ. સ. ૧૯૧૧માં મેટ્રિક થયા. મુંબઈની વિલ્સન કોલેજમાં જોડાઈ ઈ. સ. ૧૯૧૬માં બી. એ થયા. ૧૯૧૯માં એલ. એલ. બી. ની ડીગ્રી પ્રાપ્ત કરી.

ધારાશાસ્ત્રની આ ડીગ્રી પ્રાપ્ત કર્યા પછી પણ તેમના ગગનગામી સ્વપ્નસૃષ્ટિ સમા દિલને ટાઢક વળી નહિ. વધુ સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની મહેચ્છાએ ઈંગ્લાંડ જઇ 'લંડન સ્કૂલ ઓફ ઈકોનોમીકસ'માં અભ્યાસ કરી એમ. એસ. સી. થયા. સાથે સાથે બેરિસ્ટર–એટ–લોની ડીગ્રી પણ મેળવી. ઇ. સ. ૧૯૨૨માં હિંદ આવી 'ધી બોમ્બે ઈન્ડસ્ટ્રીયલ મીલ્સ લી. અને હાથરસની ધી તુલસીદાસ તેજપાળ મીલ્સ લી. ના સેક્રેટરી તરીકે કાર્ય કર્યું. ઇ. સ. ૧૯૨૪ થી ૩૬ સુધી મુંબઈની કોર્ટોમાં બેરિસ્ટર તરીકે જાજરમાન કીર્તિ મેળવ્યા પછી ઇ. સ. ૧૯૩૬માં લુણાવાડા સ્ટેટના દીવાનપદે તેમની નિમણુંક થઈ.

એમનું જાહેરજીવન પણ અતિ વિશાળ છે. ઈ. સ. ૧૯૨૩થી ૧૯૩૬ સુધી શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના સહાયક તરીકે, ઇ. સ. ૧૯૭૪થી ૩૬ સુધી સાહિત્યસંસદના મંત્રી તરીકે, અને ગુજરાતી એમેટર્સના મંત્રી તરીકે તેમણે ઉત્તમ કાર્યશક્તિ અને વ્યવસ્થા શકિત દાખવી હતી. શ્રી. મુનશીજી પણ શ્રી. વર્માની અદ્‌ભૂત કાર્યદક્ષતાથી અંજાયા હતા. સાહિત્યકાર તેમજ પત્રકાર તરીકે પણ તેમની સિદ્ધિઓ ઓછી નથી. ઈ. સ. ૧૯૧૭–૧૮માં 'હિન્દુસ્તાન' દૈનિકના સહતંત્રી તરીકે, અને ઈ. સ. ૧૯૨૩થી ૩૬ સુધી 'ગુણસુંદરી' માસિકના તંત્રી તરીકે તેમણે સુંદર છાપ પાડી હતી. 'વર્માની વિવિધ વાતો', લક્ષ્મીની સાડી' એ તેમના સ્વતંત્ર પુસ્તકો છે. અન્ય સહલેખક સાથે લખેલા 'મહાત્મા ગાંધીજીનું જીવન' તેમજ ભાષાંતર કરેલું 'રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ–ભાગ ૧–૨ તેમની સંસ્કારી લેખિનીનો પરિચય કરાવે છે. શ્રી. એમ. એમ. ધારેખાન સાથે તેમણે લખેલું અંગ્રેજી પુસ્તક 'The Consti tulianal law of india and England' પણ તેમના અતુલ જ્ઞાનની પ્રતીતિ આપે છે.

તેમને લોહાણા જગતના એક જ્યોતિર્ધર કહીએ તો પણ અતિશયોક્તિ નથી, એટલી એમની લોહાણા જ્ઞાતિની સેવાઓ છે. ઇ. સ.

૧૯૨૫થી મુંબઈ હાલાઇ લોહાણા મહાજનની મેનેજીંગ કમિટીના સભ્ય છે, ઈ. સ. ૧૯૩૦-૩૧માં મહાજનશ્રીના મંત્રી તરીકેની તેમની સેવાઓ કિંમતી હતી. ઇ. સ. ૧૯૩૦થી ટ્રસ્ટી પણ નિમાયા છે. મહાજનશ્રીનું આજનું આદર્શ બંધારણ ઘડી તેની ઇમારતને આજનું ઉજ્જવળ સ્વરૂપ આપવામાં શ્રી. વર્માનો રાત દિવસનો શ્રમ પડયો છે. ઇ. સ. ૧૯૨૯થી ૧૯૩૩ સુધી 'શ્રી હાલાઈ લોહાણા સહાયકારી મંડળ'ના પ્રાણસમા પ્રમુખ તરીકે તેમણે જ્ઞાતિઉન્નતિ માટે ભારે શ્રમ ઉઠાવ્યો હતો. શ્રી. વર્માની આગેવાની તળે લોહાણા યુવક જગત્ સચેત બન્યું હતું. જાગૃતિના ઝંડાધારી બનીને તેઓ હરદિનની હરપળે જ્ઞાતિ પ્રવૃતિમાં રચ્યા પચ્યા રહેતા. ઈ. સ. ૧૯૩૧ માં મુંબઈમાં મળેલા 'લોહાણા યુવક સંમેલન'ના સેક્રેટરી તરીકે, તેની મધ્યસ્થ સમિતિના સક્રેટરી તરીકે અને એજ અરસામાં મળેલા 'લોહાણા લેખક સંમેલન'ના પ્રમુખ તરીકે તેમણે દાખવેલી બાહોશ કાર્યવ્યવસ્થા કોણ ભૂલશે ? 'યુવક સંમેલને' કરેલા ઠરાવોના પ્રચાર માટે ડેપ્યુટેશનમાં તેઓ ગુજરાત-કાઠિયાવાડને શહેર શહેર ઘૂમ્યા હતા અને જ્ઞાતિજાગૃતિની સોનેરી પ્રભા પ્રકટાવી હતી. ઉપરાંત તેમણે કેટલાક ફરતા પુસ્તકાલયો સ્વખર્ચે સ્થાપીને-સ્થપાવીને, ચોમેર જ્ઞાનજ્યોતિ જગાવવાની જહેમત ઉઠાવી હતી.

આવી ઉજ્જવળ કારકિર્દીભર્યા તેમના જીવનમાં અનેક સિદ્ધિઓ સાંપડી છે. લુણાવાડાની આજની તેમની દીવાનગીરી અતિ ઉજ્જવળ છે. એ ઉજ્જવળ કારકિર્દીને પરિણામે લુણાવાડા નરેશે તેમને 'રાજવલ્લભ'નો માનવંતો ખિતાબ બક્ષ્યો છે.

લુણાવાડાની દીવાનગીરી એક પ્રખર સમાજસુધારક, બાહોશ જ્ઞાતિનેતા અને કુશળ સાહિત્યકારની પુણ્ય પ્રવૃતિઓનું પૂર્ણવિરામ ન બને એવી જીગરની ઝંખના છે !

——:*:——

# શ્રી. હીરાલાલ ના. ગણાત્રા

[ કરાંચી ]



જીંદગાનીની અમૂલ્ય પળો જનહિતના કાર્યો પાછળ ખર્ચનારા ખેલદિલ પુરૂષોએ જ્ઞાતિમૈયાને ગૌરવ બક્ષ્યું છે. કરાંચીના એક અગ્રગણ્ય નાગરિક અને જાણીતા સમાજસેવક શ્રી. હીરાલાલ નારાયણજી ગણાત્રાએ છેક યૌવનકાળથી સેવાભાવે જીવનને રંગી દીધું છે અને કરાંચીના સેવાક્ષેત્રે ભવ્ય ઉજ્જવળતા પ્રાપ્ત કરી છે.

કાઠિયાવાડના જોડીયા ગામમાં તેમનો જન્મ સંવત ૧૯૪૫ના શ્રાવણ શુદ ૨ સોમવારને દિને થયો હતો. અંગ્રેજી પાંચ ધોરણના અભ્યાસ પછી શ્રી. હીરાલાલભાઈએ કરાંચીની વાટ પકડી હતી. કરાંચી આવી તેમણે ઈ. સ. ૧૯૧૫ માં વડીલ બંધુ 'ચત્રભૂજ નારાયણજી'ને નામે રંગનો વ્યાપાર શરૂ કર્યો હતો. અતિ નાના પાયા પર આરંભેલો એ વ્યાપાર આજે દરેક રીતે ફાલ્યો ફૂલ્યો છે અને કરાંચીના રંગના વ્યાપારક્ષેત્રે આ પેઢીએ ઉત્તમ નામના પ્રાપ્ત કરી છે.

પરંતુ બહોળો વ્યાપાર અને હજારોની લક્ષ્મીનું સંપાદન એજ શ્રી. હીરાલાલભાઇનું જીવનલક્ષ્ય કદી બન્યું નથી, એમણે સાંપડેલી શક્તિઓ માત્ર વ્યાપારક્ષેત્રેજ ખર્ચવાની કંજુસાઇ કદી દાખવી નથી. પરંતુ છેક ઉછરતી ઉંમરથી જનસેવાના મોંઘા મંત્ર ભણ્યા છે. આજે તો કરાંચીના એક ગૌરવશાળી ગુજરાતી નેતા તરીકે, ભાવનાશાળી જાહેરપુરૂષ તરીકે અને એક સાચા ખેલદિલ કાર્યકર તરીકે તેમની કીર્તિ પૂર્ણપ્રકાશે પ્રગટી ચૂકી છે. સંખ્યાબંધ સંસ્થાઓ સાથે તેમનો હંમેશનો સંબંધ રહ્યો છે. સંખ્યાબંધ ટ્રસ્ટોના કુશળ ટ્રસ્ટી તરીકે તેઓ સાબીત થયા છે, સંખ્યાબંધ પુણ્યપ્રસંગના વ્યવસ્થાપક તરીકે તેમની નામના બહોળી છે. કારીયા એજ્યુકેશન સ્કૂલના પ્રમુખ તરીકે, કાકુભાઈ જીવણદાસ લોહાણા હોમ ટ્રસ્ટના ટ્રસ્ટી અને સેક્રેટરી તરીકે, હરિભાઈ પ્રાગજી કારીયા એજ્યુકેશન ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે, પરશોતમ ધારશી લોહાણા ધર્મશાળાના ટ્રસ્ટી તરીકે, શીવજી મોરારજી ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે, રામજી જેરામ જીવણ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે, શીવજી મોરારજી કન્યાશાળાની મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે, લાલજી મણીલાલ નિરાશ્રિત ફંડ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે તેમણે બજાવેલી સેવા કરાંચીના લોહાણા જ્ઞાતિના ઇતિહાસમાં અમર રહેશે. નિરાધાર જ્ઞાતિજનોને આધાર જોઇતો હોય, ગરીબાઇથી રૂંધાઈ ગયેલા વિદ્યાભિલાષિ વિદ્યાર્થીને સહાય જોઇતી હોય અને સંસ્થાઓની અટપટી–આર્થિક કે અન્ય મુંઝવણ મીટાવવી હોય ત્યારે સૌની દૃષ્ટિ શ્રી. હીરાલાલભાઈ પર ઠરતી જણાય છે. અને શ્રી. હીરાલાલભાઈ હજાર હજાર અભિનંદનના અધિકારી છે કે તેમણે કોઇપણ કાર્યમાં કદી કાયરતા દાખવી નથી, એમના હાથની જશરેખા ઉજ્જવળ છે.

દિલમાં રાષ્ટ્રભાવનાનો દીવડો ચેતાવીને તેમણે હંમેશા આઝાદીયજ્ઞમાં ઉત્કટ ફાળો આપ્યો છે. મહાત્માજી અને મહાસભાના તેઓ ચૂસ્ત હિમાયતી છે. સ્થાનિક કોંગ્રેસ કમિટીની કાર્યવાહી સમિતિના સભ્ય તરીકે વર્ષો સુધી તેમણે સેવા અર્પી છે. અને વોર્ડ કમિટીના ખજાનચી તરીકે પણ જવાબદારી ઉઠાવી

છે. ઇ. સ. ૧૯૩૦–૩૨ના આઝાદીજંગના આંદોલનોમાં વ્યાપાર ધંધાની કોઇ ખેવના વિના તેમણે ઝંપલાવ્યું હતું અને કરાંચીના પાંચમા ડીરેકટર તરીકે ૭ મહીનાનો આકરો કારાવાસ વેઠયો હતો.

કરાંચી મ્યુનિસિપાલિટી દ્વારા તેમણે વર્ષો સુધી જનતાની ઉમદા સેવા બજાવી છે. ઇ. સ. ૧૯૨૪થી ૧૯૪૦ સુધીની એ કારકિર્દી અતિ ઉજ્જવળ છે. નવ વર્ષ સુધી તેની સ્ટેન્ડીંગ કમિટીમાં તેમણે સ્થાન મેળવ્યું હતું અને ઇ. સ. ૧૯૩૬–૩૭માં ડેપ્યુટી મેયર અને કામચલાઉ મેયર તરીકે પણ ઝળકતી કારકિર્દી નોંધાવી હતી. મ્યુનિસિપાલિટીએ તેમની આ ઉમદા કારકિર્દીની કદર તરીકે પ્રિન્સેસ સ્ટ્રીટ નાનકવાડાના વિશાળ બગીચાને "હીરાલાલ નારાયણજી ગણાત્રા ગાર્ડન'નું નામ બક્ષ્યું છે તેમજ કરાંચીના એક રોડ અને એક ગુજરાતી શાળા સાથે પણ તેમનું નામ શોભી રહ્યું છે.

વ્યાપારી સંસ્થાઓ સાથે પણ તેમનો સંબંધ અતિ માનભર્યો છે. કરાંચીની મધ્યસ્થ વ્યાપારીસંસ્થા 'બાયર્સ શીપર્સ ચેમ્બર'ની મેનેજીંગ કમિટીમાં તેઓ છેલ્લા ૭ વર્ષથી ચૂંટાતા આવે છે. 'ધી મરકન્ટાઇલ કો. ઓપરેટીવ બેન્ક' ના વાઇસ ચેરમેન તેમજ ડીરેકટર છે.

ઇ. સ. ૧૯૩૭માં મળેલા સાહિત્ય પરિષદના ૧૩ મા અધિવેશનની સ્વાગત સમિતિના ઉપપ્રમુખ હતા. અને 'સાહિત્ય કળા મહોત્સવ'ના સ્વાગત પ્રમુખ હતા.

આમ તેમનું આખું જીવન ઉત્તમ જાહેર કારકિર્દીથી ઉજ્જવળ બન્યું છે. એટલા જ સિદ્ધાંતવાદી તરીકે જાણીતા છે. અઠવાડિક મૌન અને બીજી કેટલીક ઉજળી ટેકો તેમણે જાળવી છે. ગૌરવશાળી અને પ્રતિભાવાન આ પુરૂષ લોહાણા જ્ઞાતિના ઉમદા રત્ન સમાન .છે

—=:*:=—

# શ્રી. નંદલાલ છ. સોલિસિટર

[ મુંબઇ ]



જ્ઞાતિ પ્રત્યેની ફરજ અને કર્તવ્યનો મંત્ર જેમના દિલમાં સદાકાળ ગુંઝતો હોય એવા મૂર્તિમંત સેવાભાવ સમા લોહાણા મહારથીઓમાં શ્રી. નંદલાલ છગનલાલ સોલિસિટરનું સ્થાન અતિ કિંમતી છે. કાર્યની સદાય જલતી જ્યોત જેવા આ જ્યોતિર્ધરની અથાગ કાર્યકુશળતા, પરિશ્રમ અને ઉત્કટ સેવાભાવે વિરલ ઇતિહાસ સર્જ્યો છે. લોહાણા જ્ઞાતિની રત્નગર્ભા સમી સંસ્થાના પ્રાણપ્રેરક તરીકે, જ્ઞાતિમાં ઉચ્ચ શિક્ષણ થકી અમીરસ રેલાવવાના ભગીરથ પુરૂષાર્થી તરીકે, નવજવાનોમાં જ્ઞાતિભકિતનો મંત્ર ફૂંકનારા મહાયોગી તરીકે તેમની ઉજ્જવળ નામના ઇતિહાસે સ્થાન લેશે.

સંસ્કારી શિક્ષક પિતા સ્વ. છગનલાલ માવજીને ત્યાં ધોલેરામાં તેમનો જન્મ ઇ. સ. ૧૮૯૮ના માર્ચની ૧૪મી તારીખે થયો હતો.

પ્રાથમિક અભ્યાસ વતનમાં જ કરીને વધુ અભ્યાસ માટે ભાવનગર લોહાણા બોર્ડિંગમાં જોડાયલા અને 'સનાતન ધર્મ હાઇસ્કૂલ' દ્વારા ઈ. સ. ૧૯૧૩માં મેટ્રિક થયા. મુંબઈ આવી શેઠ ના. ઈ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી બોર્ડિંગની છત્રછાયા તળે અભ્યાસ કરી ઇ. સ. ૧૯૧૮માં બી. એ. થયા. ગ્રેજ્યુએટ થયા પછી 'ભાટીયા હાઇસ્કૂલ'માં શિક્ષક તરીકે જોડાયા. અને કાયદાશાસ્ત્રનો અભ્યાસ ચાલુ રાખી એલ. એલ. બી. થયા. એ પછી સોલિસિટર થવા માટે દુભાષ કંપનીમાં જોડાયા હતા. ઇ. સ. ૧૯૨૫ માં સોલિસિટર થઇ 'ધર્મસિંહ દાદાચાનજી સોલિસિટરની પેઢીમાં જોડાયા. અહિં પણ તેમણે કાબેલિયતનો અચ્છો પરિચય આપ્યો. પરિણામે આ પેઢીમાં ઈ. સ. ૧૯૩૧ માં તેમને ભાગીદારી સાંપડી. આજે એ પેઢી 'મેસર્સ ધર્મસિંહ, દિનકરરાય અને નંદલાલ' ના નામે ચાલી રહી છે.

શ્રી. નંદલાલભાઇનું વિદ્યાર્થીજીવન અતિ ઉજ્જવળ હતું. એવીજ એ કાળે એમની પ્રતિભાવંત પ્રતિષ્ઠા હતી. તેમણે સહાધ્યાયિઓ તેમજ પ્રોફેસરોનો ચાહ પ્રાપ્ત કર્યો હતો. હાયર એજ્યુકેશન બોર્ડિંગના સંચાલકોની પણ તેઓ મીઠી દૃષ્ટિ પ્રાપ્ત કરી શકયા હતા. પરિણામે સંસ્થા તરફથી રૂ. ત્રણ હજારની લોન મેળવવા તેઓ સદ્‌ભાગી થયા હતા. તે તેમણે પાછા વાળ્યા છે.

છાત્રાલયના સંચાલકોએ નવજુવાન નંદલાલભાઈમાં મહાશક્તિનાં દર્શન કર્યાં હતા. અને એજ કારણે ઉગતા સોલિસિટર શ્રી. નંદલાલભાઈ સેવાને ક્ષેત્રે ખેંચાયા. જે સંસ્થા દ્વારા તેમણે આ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી, તે મહામૂલી સંસ્થાનું સંચાલન કોઇ કાબેલ પુરૂષનો સ્પર્શ ચાહતું હતું. સ્થાપકોએ અને સંચાલકોએ એવી કાબેલિયત શ્રી. નંદલાલભાઇમાં જોઇ હતી. ઇ. સ. ૧૯૨૬ માં તેમના શિરે સંસ્થાનો બધો બોજો લાદવામાં આવ્યો. ગભરાતા દિલે અને માત્ર ફરજ આવી પડી છે. તે ઉઠાવવી જ

રહી, સંસ્થાનું ઋણ ફેડવું જ રહ્યું. એ વૃતિએ તેમણે કાર્ય શરૂ કર્યું: આશા ફળી. ધાર્યું હતું તે સો ટચનું સોનું નીવડ્યું. આ નવા વહીવટ પછી થોડા જ સમયમાં સંસ્થાની શિકલ પલટી ગઈ. જ્યાં નિરાશા હતી, ત્યાં આશાના અમૃત રેલાયાં, નિષ્ફળતાનો અંધકાર ચીરીને સફળતાનો ઉજાસ પ્રકટ્યો. નામોશીને સ્થાને ગૌરવ મળ્યું. એ કાળથી જ શ્રી. નંદલાલભાઇ અને સંસ્થા એકમેક બન્યા છે. બન્ને વચ્ચે મીઠી મહોબ્બત બંધાઇ ગઈ છે. સંસ્થાને ધરમૂળથી પલ્ટી નાખી આજે જ્ઞાતિની એક રત્નગર્ભા સમી એ સંસ્થા ઉજ્વળ મસ્તકે ઉભી છે. એ પરિણામ છે. એક તપસ્વીની તપશ્ચર્યાનું. ઈ. સ. ૧૯૩૯ માં ઉજવાયલા સંસ્થાના રજત મહોત્સવ પાછળ શ્રી. નંદલાલભાઇનો ભારે પરિશ્રમ હતો.

ઇ. સ. ૧૯૨૬ના સમયથીજ તેમણે લોહાણા જ્ઞાતિના જાહેરજીવનમાં રસ લેવા માંડયો, કેટલીય સંસ્થાના સ્થાપક અને સૂત્રધાર તરીકે તેમની સુનામના જામી ગઈ. એ વર્ષમાં 'લોહાણા સ્નાતક મંડળ' અને 'ઋણ નિવારણ ફંડ'ની સ્થાપના બોર્ડિંગની એક પ્રવૃતિ તરીકે થઇ. તેમાં શ્રી. નંદલાલભાઇએ ભજવેલો ભાગ કિંમતી હતો. ઇ. સ. ૧૯૨૭થી ૩૩ સુધી તેમણે 'માતુશ્રી કાનબાઇ કન્યાશાળા'ના સેક્રેટરી તરીકે સેવા આપી હતી. ૧૯૩૩થી તેના ટ્રસ્ટી છે. ઇ. સ. ૧૯૨૭થી ભાવનગર 'મોંઘીબાઈ લોહાણા ઉદ્યોગશાળા'ના મેનેજીંગ ટ્રસ્ટી છે. તેમજ એજ અરસાથી મુંબઇના 'અનાતવાળા સુખડવાલા લોહાણા બાળાશ્રમ'ની કાર્યવાહી સમિતિના સભ્ય છે અને સંખ્યાબંધ સંસ્થાના કાયદાના સલાહકાર છે.

ઇ. સ. ૧૯૩૧માં મળેલા 'લોહાણા યુવક સંમેલન'ના તેઓ જનરલ સેક્રેટરી હતા. અને એ સંમેલનનો સંદેશો સંભળાવવા ફરેલા પ્રતિનિધિ મંડળમાં તેઓ પણ સામેલ હતા. ઇ. સ. ૧૯૩૨ માં "લોહાણા સ્વદેશી બજાર' તેમના શ્રમના મુખ્ય હિસ્સાથી ખડું થયું હતું. તેના તેઓ જનરલ સેક્રેટરી હતા. ધોધારી લોહાણા

મહાજન'ના એક અગ્રેસર તરીકે તેમણે અનેક પ્રસંગે ક્રાંતિનો ઝંડો ફરકાવ્યો હતો.

ઈ. સ. ૧૯૨૭માં ભાવનગર લોહાણા મહાજને તેમને માનપત્ર આપી સત્કાર કર્યો હતો. ૧૯૩૯માં બાર બાર વર્ષની સેવા પછી 'ઉચ્ચ કેળવણી બોર્ડિંગ'ના મંત્રીપદેથી નિવૃત્ત થતા સંસ્થાએ ભવ્ય માન આપ્યું હતું અને સંસ્થાના ઉપપ્રમુખ તરીકે તેમનીજ ચૂંટણી કરી તેમને સંસ્થા સાથે સંકળાયલા જ રાખ્યા છે.

શ્રી. નંદલાલભાઈ એટલે વિરલ કાર્યશકિત, તેમણે આજસુધીમાં ઉઠાવેલા કાર્યો સુંદર દરજ્જે સફળ કરી બતાવ્યા છે. હાથ ધરેલા કાર્ય પાછળ રાતદિવસ કે પળ સંજોગોની પરવા કર્યા વિના મચ્યા રહેવું એ એમનો અનુકરણિય ગુણ છે. એ ગુણે જીવનમાં ઘણા ગંભીર પ્રસંગોએ પણ ડગ્યા વિના તેઓ સેવાક્ષેત્રે મચ્યા રહ્યા છે.

તેમની કર્મવીરતાએ તેમને સમસ્ત લોહાણા જ્ઞાતિમાં સન્માનનિય સ્થાન આપ્યું છે.



# ડૉ. રત્નજી પી. રત્નાકર

[મુંબઈ]



પ્રબળ પુરૂષાર્થ, અગાધ આત્મબળ અને તાતી તપશ્ચર્યા વિના કેટલીક સિદ્ધિઓ સાંપડતી નથી. પ્રારબ્ધની ફિલસૂફી ત્યાં પોરો લઈ જાય છે. મુંબઈના આંખના મશહૂર ડૉકટર શ્રી. રત્નજી પોપટ રત્નાકરની ભવ્ય સિદ્ધિઓ પ્રત્યે દૃષ્ટિ નાખીએ છીએ અને અદ્દભૂત આશ્ચર્યલાગણીઓ ઝબકી જાય છે. તેમની સિદ્ધિઓએ હિંદભરની તબીબીદુનિયાને ગૌરવ બક્ષ્યુ છે.

જુનાગઢના એક સામાન્ય વ્યાપારી કુટુંબમાં ડૉ. રત્નજીભાઈનો જન્મ ઈ. સ. ૧૮૮૧માં થયો હતો. બાળજીવન તેજના ચમકારે ચમકતું હતું. માત્ર ઓગણિસ વર્ષની વયે મેટ્રિક પસાર કરી–સ્ટેટની સ્કોલરશિપ મેળવી તબીબી કોલેજના અભ્યાસાર્થે મુંબઈમાં વસવાટ કર્યો. આ દરમ્યાન માતપિતા તેમજ પત્નિનું અવસાન થયું, છતાં હિંમત ન હારતાં પરિતાપો અને સંતાપોને દિલના ઉંડા ખૂણામાં ધરબી દઈને તેમણે ઈ. સ. ૧૯૦૫માં એલ. એમ. એન્ડ એસ.ની ડીગ્રી પ્રાપ્ત કરી મુંબઈમાં એક દવાખાનાની શરૂઆત કરી.

એક વર્ષના આ અનુભવ પછી રૂા. ૧૫૦ના પગારે મ્યુનિસિપલ હેલ્થ ખાતામાં જોડાયા. આ ખાતાની તેમની નોંધનિય સેવાઓ લક્ષ્યમાં લઇ મ્યુનિસિપાલિટીએ ઇ. સ. ૧૯૧૩માં વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ મોકલ્યા. એક વર્ષ પછી ઇંગ્લાંડથી પાછા આવી–કેટલાક સમય બાદ નોકરીનું રાજીનામું આપી ફરી ઈ. સ. ૧૯૧૫માં ઇંગ્લાંડ ગયા અને લીવરપુલમાં અભ્યાસ કરી આંખના નિષ્ણાત ડોકટર તરીકે સી. એચ. ઓ. નો ડીપ્લોમા પ્રાપ્ત કર્યો.

એ પછી તેમની જીવનસિદ્ધિનું એક સુંદર પ્રકરણ ઉઘડયું. મેન્ચેસ્ટરમાં આવેલી આખા ઇંગ્લાંડની મોટામાં મોટી આંખની હોસ્પિટલમાં હાઉસ સરજન તરીકે તેમની નિમણુંક થઇ. માત્ર છ મહિનાની કુશળ કારકિર્દીને અંતે વડાઓએ ભારે સંતોષ પ્રદર્શિત કર્યો. બીજા ડોકટરોને મહાયુધ્ધમાં મોકલી ડો. રત્નાકરને શિરે આખી હોસ્પિટલની જવાબદારી નાંખી. ચાર ચાર વર્ષની 'રેસીડેન્ટલ સર્કલ ઓફિસર' તરીકેની તેમની ઉજ્જવળ કારકિર્દી માત્ર તેમનાજ નહિ પણ આખા હિન્દના તબીબજગતના ગૌરવસમાન છે. આટલી વિશાળ અને વિખ્યાત હોસ્પિટલનો આટલો જોખમદારીભર્યો હોદ્દો હિંદીને માટે દુર્લભજ હતો. તે ડો. રત્નાકરે પૂરી સફળતાથી પ્રાપ્ત કર્યો. ઈ. સ. ૧૯૨૦ માં વધુ અભ્યાસ કરવાની ઇચ્છાએ તેઓ એ પદેથી ભવ્ય વિદાયમાન સાથે છૂટા થયા. અને ઓકસફર્ડ યુનિવર્સિટી દ્વારા ડી. ઓ. ની ડીગ્રી પ્રાપ્ત કરી, લંડનની એક બીજી પરીક્ષામાં બેસી ડી. ઓ. એમ. એસ. ની બીજી ડીગ્રી પણ મેળવી. તે પછી ઇ. સ. ૧૯૨૧ માં મુંબઇ આવી પોતાની સ્વતંત્ર આલીશાન આંખની હોસ્પિટલ શરૂ કરી. આ હોસ્પિટલ આંખની ઉત્તમ હોસ્પિટલ તરીકે આખા હિંદમાં મશહૂર બની છે.

ઉપરોકત હોસ્પિટલની સ્થાપના પછી તેમણે મુંબઈના જુદા જુદા લત્તાઓમાં અનેક દવાખાનાઓ સ્થાપ્યા, કંગાળ દર્દીઓની વિના ફીએ સારવાર કરી, ભારે કીર્તિ જમાવી.

અદ્દભૂત કાર્યશકિત અને અગાધ જ્ઞાનબળે તેમને મહાન ડોકટર બનાવ્યા છે અને પુષ્કળ ડીગ્રીઓ પ્રાપ્ત થઈ છે. જુદી જુદી કોલેજોમાં અને હોસ્પિટલોમાં માનનિય પદવીઓ પામ્યા છે. ઇ. સ. ૧૯૨૩ માં 'તેમને કોલેજ ઓફ ફીઝીશીયન્સ એન્ડ સર્જન્સ' તરફથી 'ફેલો ઓફ ધી કોલેજ ઓફ ફીઝીશીયન્ન એન્ડ સર્જન્સ'ની માનવંતી ડીગ્રી મળી. અને 'પોલીસ ઓફથેલ્મીક સર્જન'ની પદવી પ્રાપ્ત થઈ. આજે તેઓ કીંગ એડવર્ડ મેમોરિયલ હોસ્પિટલ, પારસી જનરલ હોસ્પિટલ, વાડીયા ચીલ્ડ્રન્સ હોસ્પિટલ તથા વાડીયા મેટરનીટી હોસ્પિટલના ઓનરરી ઓફ થેલ્મીક સર્જન છે. મુંબઇ યુનિવર્સિટીની છેલ્લામાં છેલ્લી તબીબી પરીક્ષા એમ. બી. બી. એસ. ડી. ઓ. ડી. તેમજ ડી. ઓ. એમ. એસ. ની પરીક્ષાના આંખના વિષયના પરીક્ષક તરીકે ઇ. સ. ૧૯૨૩ થી તેમની નિમણુંક થઇ છે. આખા હિંદના તબીબ જગતમાં પણ તેમનું સ્થાન અતિ ઉંચું છે, ૧૯૪૦ના વર્ષમાં મળેલી 'ઓલ ઇન્ડિયા ઓફ થોલ્મોજીકલ કોંગ્રેસ' ના વાર્ષિક અધિવેશનનું પ્રમુખપદ તેમણે શોભાવ્યું હતું. ઈ. સ ૧૯૪૧માં ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજના ઓફથોલ્મોલોજીના પ્રોફેસર તરીકે નિવૃત થતાં કાસ્કેટ અને માનપત્ર આપી નવાજ્યા હતા.

આર્થિક મુશ્કેલીઓ વચ્ચે વિદ્યાર્થી જીવન ગાળી આશ્ચર્યભરી આટલી અદ્દભૂત સિદ્ધિઓ મેળવનાર આ મુલ્કમશહૂર તબીબરત્ન માટે માત્ર લોહાણા જ્ઞાતિજ નહિ, સમસ્ત ભારતવર્ષ મગરૂબ રહેશે.



# શ્રી. શેઠ ખટાઉભાઈ માવજી

[ કલકત્તા ]



સાહસ અને કાર્યકુશળતાને કદમે કદમે ધનસરિતાનાં પૂર પ્રગટે છે. તેને એક ખાબોચિયામાં ઝકડી ન રાખતાં લોકહિતાર્થે વાપરનારી વિભૂતિઓ આલમને ઓવારે અમરપદની પ્રાપ્તી કરે છે. શેઠશ્રી ખટાઉભાઈ માવજી એટલે ઉદ્યોગક્ષેત્રના એક કુશળ કર્મવીર અને ઉદારતાની આબેહૂબ પ્રતિમૂર્તિ. એમણે સાહસો ખેડવામાં કદી પીઠ ફેરવી નથી અને સત્કાર્યોમાં સહાય કરવાને કદી મુઠ્ઠી વાળી નથી.

કચ્છ અંજારના લોહાણા મહાજનના એક કાળના અગ્રેસર સ્વ. શેઠ માવજીભાઈ વિશ્રામ કચરાણીને ત્યાં તેમનો જન્મ સંવત ૧૯૫૬ના આસો શુદ આઠમના દિને થયો હતો. સૌથી વડીલ બંધુ આણંદજીભાઈ સ્વર્ગસ્થ થયા છે, બીજા શ્રી. શેઠ કલ્યાણજીભાઈ અને

ત્રીજા શ્રી. શેઠ ખટાઉભાઈ. શ્રી. કલ્યાણજીભાઈ અને શ્રી. ખટાઉભાઈ બન્નેએ મળીને આજે પિતાની સેવાભાવનાને ઉજાળી છે. અને જીંદગીનું સાર્થક કર્યું છે.

સૌથી પ્રથમ વડીલબંધુ સ્વ. આણંદજીભાઈ કલકત્તા આવ્યા હતા. તેમણે ઈ. સ. ૧૯૦૭માં કોલસાના વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું હતું. બીજા ભાઈ શેઠ કલ્યાણજીભાઈ પણ વડીલબંધુની સાથે જ વ્યાપાર ક્ષેત્રે જોડાયા. પરંતુ ઇ. સ. ૧૯૦૯માં તેમણે 'કલ્યાણજી માવજી' નામે સ્વતંત્ર વ્યાપાર શરૂ કર્યો. વતનમાં જરૂર પૂરતા અભ્યાસ પછી શ્રી. ખટાઉભાઇ ઇ. સ. ૧૯૧૬માં અતિ નાની ઉંમરે કલકત્તા આવ્યા અને શ્રી કલ્યાણજીભાઇ સાથે વ્યાપારે જોડાયા. થોડા કાળમાં તો તેમણે અનેરી વ્યાપારી કળા પ્રાપ્ત કરી લીધી. તેમને કદમે કદમે સફળતા ઝુકતી આવી. તેમણે ધીમે ધીમે ધંધાનું ક્ષેત્ર વિકસાવવા માંડ્યું અને કલકત્તાના કોલસાના વ્યાપારક્ષેત્રે તેમની નામના જામવા માંડી.

ધંધામાં અગાધ આબરૂ, જશ અને જર સાંપડયા પછી શ્રી. કલ્યાણજીભાઇ અને શ્રી. ખટાઉભાઈએ પાંખો ઝડપભેર પહોળી કરવા માંડી. ઇ. સ. ૧૯૨૨માં તેમણે કોલસાની એક ખાણ ખરીદ કરી. કિસ્મતે યારી હતી, અને પ્રબળ પુરૂષાર્થ જીવનમાં ભર્યો હતો. પરિણામે દિન–પ્રતિ–દિન ભવ્ય વિકાસ સાધી આજે આ કંપની ઝરીયા, રાણીગંજ વગેરે કોલફીલ્ડોમાં પોતાની તેર સ્વતંત્ર ખાણો ધરાવે છે. આ ક્ષેત્રમાં તેમણે જે કાર્યકુશળતા અને બાહોશી બતાવી છે. તેથી ભલભલાએ દાંતમાં આંગળા નાખ્યાં છે. આ સ્વતંત્ર ખાણો ઉપરાંત પચાસ જેટલી યુરોપિયન કોલીયરી સાથે તેમનો વ્યાપારી સબંધ છે. આવા પ્રખર ઉદ્યોગપતિપદને પ્રાપ્ત કરવા છતાં બન્ને બંધુઓ મીઠાશ, નમ્રતા અને ખાનદાનીભર્યો શાંત સ્વભાવ સાચવી રહ્યા છે.

દિલની દિલેરીથી તેમણે સમાજ તેમજ જ્ઞાતિના શુભ કાર્યોમાં છૂટે હાથે નાણાં વેરવા માંડયા. તેમની આ દિલેરીએ આજે તેમને મહાન સખાવતીનું બહુમાન સાંપડયું છે. જયાં જયાં દિલ માન્યું

ત્યાં ત્યાં તેમણે હાથના જરાપણ સંકોચ વિના મોટી રકમો આપી છે. તેમણે આજસુધીમાં કરેલી સખાવતોની યાદી મળવી તો દુર્લભ છે. ગુપ્ત અને જાહેર એવી નાની મોટી રકમોના અનેક દાન તેમને પુણ્ય નામે નોંધાઇ ગયા છે. રૂ. આઠ હજાર કલકત્તા ગુજરાતી સ્કૂલમાં, રૂ. પાંચ હજાર કલકત્તા હોસ્પિટલમાં, રૂ. પાંચ હજાર ઝરીયા ગુજરાતી સ્કૂલમાં, રૂ. ૨૫૦૦ ઝરીયા સત્યનારાયણના મંદિરના બાંધકામ માટે, રૂ. બે હજાર ઝરીયા સ્મશાનભૂમિમાં છાપરૂં, કુવો, પાણીની ટાંકી અને નળ નાંખવા માટે, રૂા. એક હજાર 'મુંબઈ હાયર એજ્યુકેશન લોહાણા બોર્ડિંગમાં, તેમજ ૧૯૯૬માં કચ્છમાં ઉતરેલી દુષ્કાળની ઘોર આફત વેળાએ તેમણે બે હજારની રકમ રાહત માટે મોકલી હતી. કલકત્તામાં 'લોહાણા મહાજનવાડી' બાંધવાનો નિર્ણય થતાં તેમણે એક આખો મજલો બંધાવી આપવાનો બોજો ઉઠાવ્યો છે. આ ઉપરાંત નાની મોટી રકમો તો પુષ્કળ પ્રમાણમાં પુષ્કળ સંસ્થાઓને તેમના તરફથી સાંપડી છે.

વડીલબંધુ સ્વ. આણંદજીભાઈના સુપુત્ર સ્વ. જેરામભાઇ પણ એક બાહોશ યુવાન હતા. માત્ર ૨૭ વર્ષની ઉગતિ અવસ્થામાં તેમણે દાખવેલ બાહોશી સૌને આંજતી હતી. પરંતુ એક કારમા અકસ્માતે ઇ. સ. ૧૯૩૬માં તેમનું કરૂણ અવસાન થયું. એક આશા આથમી ગઇ.

શ્રી. શેઠ કલ્યાણજીભાઇ અને શ્રી. શેઠ ખટાઉભાઈની આટ-આટલી ઉદારદિલી દાનવીરતા છતાં હૈયે કદી કીર્તિના કોડ જાગ્યાં નથી. નામના કાઢવાનો મોહ પ્રકટયો નથી. દાન આપ્યા પછી એના પરિણામની આળપંપાળ તેમણે કરી નથી. નિસ્વાર્થ અને શાંત દાનવીરતા એમનું એક અનેરૂં લક્ષણ રહ્યું છે.

શ્રી. શેઠ ખટાઉભાઇ કલકત્તા લોહાણા મહાજનની કારોબારી સમિતિના માનવંતા સભાસદ છે. એ સિવાય જાહેરજીવનમાં ઝંપલાવવાની ઈચ્છા એમને દિલે જાગી નથી. હોદ્દાનો મોહ તેમના હદયે વસ્યો નથી. ખિતાબ કે કદરની કલ્પનાથી પણ દૂર દૂર દોડીને માત્ર 'આપી છૂટવાની' વૃતિથી જીવનમાં એક અદ્દભૂત આદર્શ સાચવ્યો છે.

—:(*):—

# શ્રી. ગોકુળદાસ દ્વા. રાયચુરા

[ વડોદરા ]



ભારતવર્ષની ભાગ્યશાળી ભૂમિ પર યુગે યુગે વિરલ અને આદર્શ ત્યાગમૂર્તિઓ અવતરી છે. રાજપાટ, સુખ-સમૃદ્ધિ, વૈભવવિલાસ, ઉછળતી યુવાની, ધીખતી આવક અને કુટુંબ-કબીલાની માયા તજી ભવ્ય તપસ્વીજીવન ગાળનારા તપસ્વીઓની ભવ્યતાથી તો ભારતવર્ષનો આખો ઈતિહાસ છલકાઈ રહ્યો છે. આજના અવનતિના યુગમાં પણ ગાંધી, જવાહર અને સુભાષ જેવા સેંકડો ત્યાગવીરોના વિરલ ત્યાગ થકી હિંદ ઉજળું છે. એજ રીતે લોહાણા જ્ઞાતિએ પણ આજના કાળે બે આદર્શ ત્યાગવીરો આપ્યા છે. એકે પીડિતોની દર્દચિસો સાંભળી અમલદારીમાં આગ ચાંપી તેમનાં આંસુ લૂંછવા દોટ મૂકી; બીજાએ શેરબજારની ધીખતી આવકને લાત મારી સાહિત્યદેવીના કદમોમાં જીવન પાથરી દીધું,

એકને હોદ્દાની અનેકવિધ લાલસાઓ રોકી ન શકી, બીજાને શેર-બજારની ધનગંગાના ધોધ પણ ડગાવી ન શક્યાં. બન્નેએ અંતરના શમણાંઓની સૃષ્ટિમાં શાંતિ દીઠી. એકનું નામ શ્રી. અમૃતલાલ વિ. ઠક્કર, બીજાનું નામ શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરા. આ બન્ને વિભૂતિઓએ જ્ઞાતિને ઉજ્જવળ બનાવી છે.

સોરઠની ધરતી પર અંધારે વસેલા બાલાગામમાં ઇ. સ. ૧૮૯૦માં શ્રી. ગોકુળદાસભાઇએ જન્મ ધર્યો. વ્યાપારી પિતા સ્વ. દ્વારકાદાસ પિતાંબરદાસ એક અચ્છા વાર્તાકાર ગણાતા અને માતા મોતીબાઇના મધુરકંઠમાં પણ લોકગીતોનો વાસ હતો. આ અનેરો વારસો પુત્રને સાંપડયો.

શાળા, અને મહાશાળાનું શિક્ષણ લઇ તેઓ ઠેઠ કોલેજને દ્વારે પહોંચ્યા હતા. એ કાળથીજ સાહિત્યસેવાનાં તેમના સ્વપ્નાં બળવત્તર બન્યા હતા. ઈ. સ. ૧૯૧૫માં 'લોહાણા હિતેચ્છુ'ની સ્થાપનામાં તેમનો અગ્ર હિસ્સો હતો અને શરૂઆતથીજ 'હિતેચ્છુ'ની મંડુલીમાં તેમણે સ્થાન જમાવ્યું હતું.

આ પછી તેમણે મુંબઇની શેરબજારની સોહામણી સૃષ્ટિમાં ઝંપલાવ્યું. 'લીયાદીયા'ની આ અજબ આલમમાં સાંજ પડયે હજારોના સોદા કરતો આ નવજવાન એક કાળે મહાગુજરાતનો માનિતો સાક્ષર થશે, એવી કલ્પના કોઇને આવી હશે! પરંતુ શ્રી. ગોકુલદાસભાઈએ તો ગાંઠ વાળેલીજ કે બત્રીસ વર્ષની ઉંમરે ધંધામાંથી મુક્તિ મેળવી સરસ્વતિદેવીના પૂજારી બનવું. ધમાલ, ધૂમાધૂમ અને આંટીઘૂંટીની આ આલમના આખા દિવસના પરિશ્રમ પછી પણ પણ તેમણે સાહિત્યદેવીની આરાધના ચાલુ રાખી અને માત્ર એકત્રીસ વરસની વયે શેરબજારને આખરી જુહાર કર્યા.

'હિતેચ્છુ'ના પૃષ્ઠો પર શ્રી. રાયચુરાની કલમ ફરી ઝળકી ઉઠી. આજસુધી તેના સ્થંભ બની રહ્યા છે. ઇ. સ. ૧૯૧૫ માં તેમનું પ્રથમ કાવ્ય-પુસ્તક 'રાસમંદિર' પ્રસિદ્ધ થયું. ઇ. સ.

૧૯૨૧ માં 'નવગીત' અને પછી તો તેમનો સાહિત્યપ્રવાહ ધોધ સ્વરૂપે ટપકવા માંડયો. એક વર્ષમાં બબ્બે, ત્રણ ત્રણ અને ચાર ચાર પુસ્તકો પ્રસિદ્ધ થવા માંડયા. કાવ્ય, વાર્તાઓ, લોકસાહિત્ય, નવલકથાઓ, રાસ, દુહાઓ, હાસ્યકથાઓના તેમના લગભગ ત્રીસ પુસ્તકો પ્રસિદ્ધ થયા છે અને તે બધા લોકપ્રિય બન્યા છે, કેટલાકની તો બબ્બે ત્રણ ત્રણ આવૃતિઓ નીકળી છે. ઇ. સ. ૧૯૨૪માં ભાવનગરમાં મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સાતમા અધિવેશન વેળાએ આજના મહાગુજરાતના માનિતા માસિક 'શારદા'ને જન્મ આપ્યો. સત્તર સત્તર વર્ષમાં 'શારદા'એ બજાવેલી સાહિત્યસેવાએ ઉજ્જવળ ઈતિહાસ રચ્યો છે. 'શારદા' એક મોટા સમૂહનું પ્રિય મિત્ર બની રહ્યું છે. તેના અનોખા વ્યક્તિત્વ, સૌરભ, સંસ્કાર અને સુલલિતતાએ સાહિત્યજગતમાં મોભાભર્યું સ્થાન પામ્યું છે. 'શારદા' લોકસાહિત્યનું ઝંડાધારી બની રહ્યું છે અને આજના ગુજરાતી માસિકોમાં 'શારદા' અગ્રગણ્ય છે.

માતપિતાના સંસ્કારે લોકસાહિત્ય પ્રત્યે એમની અભિરૂચિ તો આવરદાકાળના પહેલા પહોરથી જ જાગી હતી. સૌરાષ્ટ્રની ધરતીના અણુંએ અણુંમાં ઇતિહાસ ભર્યો છે અને એની ગાથાઓ સૌરાષ્ટ્રની સરસ્વતિપુત્ર ચારણ જાતિના ગળામાં છૂપાઈ છે. શ્રી. રાયચુરાએ ગામડે ગામડે ઘૂમી વનવગડાના નેસડાઓ અને કુબાઓનાં દ્વાર ખટખટાવી, ટીંબાઓ ફેંદી અને પાળીયાઓની વાચા ઉકેલી લોકગીતો, દુહાઓ, લોકવાર્તાઓ દ્વારા આ અણવિકસેલા સાહિત્યનો વિકાસ સાધ્યો છે. ચારણજગતના અનેક ઝવાહીરોને જગતના ચોકમાં ઝળકાવ્યાં છે. આજે લોકસાહિત્યના ઉંડા અને અજોડ અભ્યાસી તરીકે શ્રી. રાયચુરાનું સ્થાન લોકહૃદયે કિંમતી છે. વાર્તા કહેવાની તેમની કળાએ સૌ કો' મુગ્ધ થયાં છે. તેમના બુલંદ અને મધુરા કંઠમાંથી નીકળતી શબ્દોની સરિતા એકધારા પ્રવાહે જ્યારે ખળખળ વહે છે, ત્યારે ભલભલાનાં હૈયાં તરબોળ કરે છે. કયાં આજના

મુશાયરાઓ ગજવતા આ લોકસાહિત્યના કુબેરભંડારી અને ક્યાં સોહામણા શેરબજારમાં સોદાઓના સાદ પાડતા શહેરી આદમી રાયચુરા !

આજે ગુજરાતના સાક્ષર તરીકે શ્રી. રાયચુરાનું સ્થાન દઢ થયું છે. તેમની કલમે તેમનો પોતાનો એક આખો વર્ગ ઉભો કર્યો છે. ગુજરાત સાહિત્ય પરિષદ્‌ના મહામંત્રી તરીકેની તેમની કારકિર્દી પણ ઓજસ્વી છે. ઇ. સ. ૧૯૪૧ના ફેબ્રુઆરી માસમાં તેમના વનપ્રવેશ વેળાએ જનતાએ તેમનો દબદબાભર્યો 'સૂવર્ણ મહોત્સવ' ઉજવ્યો હતો. એ પુનીત અને ભવ્ય પ્રસંગે તેમને તેમના પ્રશંસકો તરફથી સાડાપાંચ હજાર રૂપિયાની થેલી અર્પણ થઈ હતી. આવું ગૌરવભર્યું માન ઓછા સાહિત્યકારોને સાંપડ્યું છે. આ ઐતિહાસિક પ્રસંગના સ્મરણ તરીકે તેમને મળેલી થેલીના ફળરૂપ વડોદરામાં 'શ્રી રાયચુરા ગોલ્ડન જ્યુબિલિ પ્રિન્ટીંગ વર્કસ'ની શુભ સ્થાપના થઇ છે.

વિરલ સાહિત્યસેવા ઉપરાંત શ્રી. રાયચુરાની જ્ઞાતિસેવા પણ ઉજ્જવળ છે. જ્ઞાતિ ઉત્કર્ષના આંદોલનોમાં દિલના તાર પરોવીને શ્રી. રાયચુરાએ આજે જ્ઞાતિપ્રવૃતિમાં એવો નેહ લગાવ્યો છે કે તેમના વિના જ્ઞાતિના સંમેલનો અને પ્રસંગો સૂના ભાસે છે. તેમની લાંબી કારકિર્દીમાં બજાવેલી જ્ઞાતિસેવાનો ઈતિહાસ અતિ ઉજ્જવળ છે. કેટલી પ્રવૃતિઓ, કેટલી સંસ્થાઓ અને કેટલા પ્રસંગોમાં શ્રી. રાયચુરાએ હૃદયનાં રંગ પૂર્યાં છે! મુંબઇના વસવાટ વેળાએ 'લોહાણા સેવક મંડળ'ના એક મંત્રી તરીકે તેમણે જ્ઞાતિસેવાની પ્રથમ દીક્ષા લીધી. તે પછી તો જ્ઞાતિપ્રવૃત્તિમાં તેમનું જીવન રંગાઇ ગયું. સ. ૧૯૩૧ માં 'લોહાણા યુવક સંમેલન'ની અને 'લોહાણા લેખક સંમેલન'ની સફળતામાં તેમનો ફાળો અમાપ હતો. લોહાણા યુવક પરિષદ્‌ના ઠરાવોનો પ્રચાર કરવા પ્રવાસે નીકળેલા ડેપ્યુટેશનમાં તો તેમણે રંગ રાખ્યો હતો. અને મુંબઇ ઉચ્ચ કેળવણી બોર્ડિંગના રજતમહોત્સવની સફળતામાં તેમણે ઉઠાવેલી સેવા કિંમતી હતી. આ

ઉપરાંત જ્ઞાતિના કોઇ પુણ્યપ્રસંગે તેમનો સાથ ન હોય એવું નોંધાયું નથી. જ્ઞાતિ આગેવાનોની પ્રથમ હરોળમાં આજે તેમનું સ્થાન છે. જાહેર પ્રવૃત્તિઓમાં પણ 'કેશોદ વ્યાસ અનાથાશ્રમ'ના એક કાર્યવાહક તરીકે તેમજ 'શેઠ નાનજી કાળીદાસ જ્ઞાનવર્ધક પુસ્તકાલય'ના મંત્રી તરીકે તેમની કારકિર્દી સુંદર છે.

તેમણે લીલી નાઘેરના દ્વારે ચોરવાડમાં થાણું નાખ્યું હતું. એમના વસવાટકાળમાં 'ચોરવાડ' ગુજરાતની આંખે ચઢયું. કાઠિયાવાડના કાશ્મિર તરીકે શ્રી. રાયચુરાએ તેને પ્રસિદ્ધિ આપી. અને ટુંક સમયમાં તો 'રાયચુરાના ચોરવાડ' તરીકે તેની ખ્યાતિ જામી ગઇ હતી. ગુજરાતના લોકસાહિત્યનું સંશોધન કરવાના ઇરાદાથી છેલ્લા બે વર્ષથી તેમણે વડોદરામાં જ વસવાટ કર્યો છે. હાલ મહીરેવા પ્રદેશનું લોકસાહિત્ય એકઠું કરી રહ્યા છે. તેમનાં સુપુત્રી કુમારી સરલાબ્હેને પણ સાહિત્યક્ષેત્રમાં ચંચુપાત કર્યો છે. 'શારદા'ના સહતંત્રી તરીકે પિતાને અગત્યનો સાથ આપી રહ્યાં છે. ચિ૦ બ્હેન સરલાદેવી લોહાણા જ્ઞાતિના મહાન સ્ત્રી સાહિત્યકાર બનો, એવી ચાહના રાખીએ.

ઉમદા સાહિત્યસાધના અને ઉત્કટ સેવાભાવ જેટલું જ વિરલ તેમનું વ્યક્તિત્વ છે. જેટલા પ્રતિભાશાળી એટલાજ પુણ્યશાળી, જેટલા મહાન એટલાજ ખેલદિલ, જેટલા સંસ્કારી એટલાજ સજ્જન, જેટલા સાદા એટલાજ સરળ, એવા દેહની અને દિલની સાદાઈ, સરળતા, સજ્જનતા વર્ષોથી એકજ અદાએ જાળવી બેઠેલા વિભૂતિ સમા રાયચુરા અનેક ક્ષેત્રે ઘૂમવા છતાં અજાતશત્રુ છે, એ એમનું પુણ્યલક્ષણ છે.

હજુય સાધનાના સીમાડા આવ્યા નથી. સાંઠય વરસે સાહિત્યક્ષેત્રથી અળગા થઇ 'રામાયણ'ની મહત્તા ગાવાનું દિલ છે. શ્રી. રાયચુરા સાહિત્યક્ષેત્ર છોડશે એ કેમ પાલવશે !

# શ્રી. શેઠ વલ્લભદાસ મેઘજી

[ કરાંચી ]

આજના વિરાટ કરાંચીનું સર્જન ન્હોતું થયું એ કાળ-ગાંજ કરાંચીના જાણીતા સખાવતી શેઠ વલ્લભદાસ ભાઈના વડવાઓ પોરબંદરથી વહાણ માર્ગે આ અજાણી આલમમાં ઉતરી કાપડ વ્યાપારના મંડાણ માંડયા હતા. શેઠ વિસનજી વિશ્રામ અને શેઠ મોરારજી વિશ્રામની બાંધવબેલડીએ ભારે પુરૂષાર્થ થકી આ વ્યાપારે સફળતા મેળવી. સ્વ. શેઠ મોરારજીભાઈના પુત્ર સ્વ. મેઘજીભાઈને ગૃહે શેઠ વલ્લભદાસભાઈનો જન્મ સંવત ૧૯૪૬ના ચૈત્ર શુદ ૪ના દિને માતા માણેકબાઈની કૂખે થયો.

બાળક વલ્લભદાસ ચાર વર્ષની કોમળ વયે માતાવિહોણા બન્યા. પરંતુ કાકી માણેકબાઈ ખરેખર બીજાં માણેકબાઈ નીવડયાં તેમણે માતાની ખોટ જણાવા દીધી નહિ. અને વલ્લભદાસ વિદ્યાભ્યાસે લાગી ગયા. પ્રાથમિક શિક્ષણ પૂર્ણ કર્યા પછી અંગ્રેજી પહેલા ધોરણ સુધી પહોંચી સંવત ૧૯૬૩માં પિતાના વ્યાપારમાં જોડાઈ ગયા. સંવત ૧૯૭૧માં પિતાશ્રીનું અવસાન થતાં વ્યવસાયનો બધો બોજો તેમના શિરે આવી પડયો. તેમણે અતિશય કુશળતા, કુનેહ અને બાહોશીથી ઉપાડી લીધો. 'વીસનજી વિશ્રામ'ની જામેલી કીર્તિને તેમણે અવિચળ રાખી એટલુંજ નહિ એની યશગાથામાં કિંમતી ઉમેરો કર્યો.

પોરબંદરમાં 'વલ્લભદાસ મેઘજી લોહાણા બાળાશ્રમ' ઇ. સ. ૧૯૨૮માં શેઠ વલ્લભદાસની વીસ હજાર રૂપિયાની સખાવતથી સ્થપાયું. એવું જ બીજું વિશાળ બાળાશ્રમ કરાંચીમાં તેમના નામનો મહીમા ગાતું ઈ. સ. ૧૯૩૭થી કરાંચીના લોહાણા બાળકોને વિદ્યાનાં અમૃત પાઈ રહ્યું છે. આ બાળાશ્રમમાં તેમણે રૂપિયા સાડા તેર હજારની સખાવત કરી છે. એ રીતે એમણે જુદી જુદી સંસ્થાઓમાં હજારો રૂપિયાની સખાવત હંમેશા કરી છે.

તેમના પિતાશ્રીએ પણ સંખ્યાબંધ સખાવતો કરી હતી, તેમાં પોરબંદર મહાજનશ્રી હસ્તકની જગ્યામાં સંવત ૧૯૬૬માં પંદર હજારને ખર્ચે લોહાણા બોર્ડિંગ પાસે જ એક ભવ્ય મકાન જ્ઞાતિને બંધાવી આપ્યું હતું.

## શ્રી. જયંતિલાલ લા. જોબનપુત્રા

[સચિન]



અથાક બુદ્ધિબળ અને કુશળ કાર્યદક્ષતાને કારણે રાજસ્થાનોના ઉચ્ચ આસનો પર આરૂઢ થનારા લોહાણા જ્ઞાતિના ગણ્યાગાંઠયા રાજપુરૂષોમાં શ્રી. જયંતિલાલ લાલજી જોબનપુત્રા પણ છે. ડગલે પગલે પ્રગતિ સાધી આ પ્રતિભાશાળી અને તેજસ્વી વ્યકિતએ સચિન સ્ટેટનું દીવાનપદ પ્રાપ્ત કર્યું છે. વતન રાજકોટમાં તેમનો જન્મ ઈ. સ. ૧૯૦૨ ના ૧૨મી અકટોંબરના વિજયાદશમીને દિને થયો હતો. પિતાશ્રી લાલજીભાઈ રાજકોટ સ્ટેટમાં રેવન્યુ ઓફિસર હતા.

શ્રી. જયંતિલાલભાઈનું વિદ્યાર્થીજીવન અતિશય ઉજ્જવળ હતું. ઇ. સ. ૧૯૨૩માં મુંબઇમાં બી. એ. થયા એ પછી આઇ.સી.એસ. થવાની ઇચ્છાએ અલ્હાબાદમાં પરીક્ષા પણ આપેલી. પરંતુ એ શમણાં સફળ થયાં નહિ. એટલે એલ. એલ. બી. ની ડીગ્રી પ્રાપ્ત કરી. રાજકોટ સ્ટેટની હજુર ઓફિસમાં ઇ. સ. ૧૯૨૭માં જોડાયા.

આ વેળાએ રાજકોટની દુનિયામાં પ્રતાપી રાજવી સર લાખાજી-રાજનો સૂર્ય ચમકતો હતો. શ્રી. જોબનપુત્રાએ સર લાખાજીરાજ જેવા ચકોર રાજવીનું આકર્ષણ કર્યું. તેમને સ્વ. લાખાજીરાજે ઈ. સ. ૧૯૨૯માં પોતાના 'ખાનગી મંત્રી' નિમ્યા. દૈવી પુરૂષ લાખાજીરાજના આત્માને ઉજ્જવળ કાર્યવાહીથી એમણે સંતોષ આપ્યો.

સર લાખાજીરાજના અવસાન પછી પણ નવા રાજવીના 'પ્રાઇવેટ સેક્રેટરી' તરીકે ઈ. સ. ૧૯૩૮ સુધી તેમની કારકિર્દી ચાલુ રહી. એ પછી તો ઈ. સ. ૧૯૩૮-૩૯માં રાજકોટ રાજ્ય એડમિનિ-સ્ટ્રેટીવ કાઉન્સિલના માનવંત સભ્ય તરીકેના જવાબદારીભર્યા પદે તેમની નિમણુંક થઇ હતી. એ કારકિર્દીથી તેમને કોરોનેશન મેડલ મળ્યો હતો. ઇ. સ. ૧૯૪૦ માં તેઓ એ પદેથી પેન્શનપર નિવૃત થઇ. ગુજરાતના સચિન સ્ટેટના દીવાનપદે નિમાયા, આજે તેઓ નવ તોપની સલામીનું માન ધરાવતા એ અગત્યની રિયાસતના દીવાનપદના ઉન્નત સ્થાન પર આશાદાયી કારકિર્દી અર્પી રહ્યા છે.

શ્રી. જયંતિલાલભાઇએ પ્રાત:સ્મરણિય સ્વ. લાખાજીરાજના ગાઢ પરિચયના પરિપાક રૂપ તેમના સંસ્મરણોનું એક કિંમતી પુસ્તક પણ શ્રી. ત્રિભુવનદાસ ગૌરીશંકર વ્યાસના સહકારમાં લખ્યું છે.

આપણે તેમની ઉત્તરોત્તર પ્રગતિ ચાહીએ.



# શ્રી. પુરૂષોત્તમ મે. કબાલી

[મુંબઇ]





ભારતવર્ષના પ્રથમ, અજોડ અને વિખ્યાત વિમાનવીર શ્રી. પુરૂષોત્તમદાસ મેઘજી કબાલીએ પ્રાપ્ત કરેલી ભવ્ય અને મહાન સિદ્ધિઓ તેમના અપ્રતિમ સાહસ અને વિરલ શૌર્યના ફળરૂપ છે. એમણે સાહસો અને જોખમો ખેડી જે સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે, તે તેમનાજ માત્ર નહિ પણ સમસ્ત હિંદના ગૌરવ સમાન છે. તેમની જીવનકથા એટલે એક અદ્દભૂત શૌર્યકથા !

મુંબઈના જાણીતા વ્યાપારી સ્વ. મેઘજી વલ્લભદાસને ત્યાં ઘાટકોપરમાં શ્રી. પુરૂષોત્તમદાસભાઈનો જન્મ ઇ. સ. ૧૯૦૬ ના એપ્રિલ માસની ૮ મી તારીખે થયો હતો. બાલજીવન ઘાટકોપરમાંજ પસાર કરી અંગ્રેજી પાંચ ધોરણના અભ્યાસ પછી એમણે શાળા છોડી. વિમાનવિદ્યા પ્રાપ્ત કરવા ઇંગ્લાંડ ગયા.

ઈંગ્લાંડના વિમાનવિદ્યાના ક્ષેત્રમાં શ્રી. કબાલીએ જાદુ પાથરી દીધું. એક બાહોશ અને કાર્યકુશળ હિંદી તરીકે નામના મેળવી.

ભારે જોખમો ખેડીને વર્ષોનો શિક્ષણક્રમ તેમણે માત્ર પંચાવન દિવસમાં સંપૂર્ણ કર્યો. કદીક તો શિક્ષકો અને સહાધ્યાયીઓ પણ તેમના સાહસિક સ્વભાવ અને શૌર્ય માટે આશ્ચર્ય અનુભવતા. વધુ તાલીમ ન લીધી હોવા છતાં પ્રતિકૂળ હવામાનમાં ઉડીને ભલાભલા તાલીમબાજોને તેમણે શરમાવ્યા હતા. સખ્ત ધુમ્મસ વચ્ચે તેમણે પરીક્ષા આપી. અને પસાર થયા. પરીક્ષકોએ આશ્ચર્ય અનુભવ્યું. પછી તો આખા યુરોપની આસ્માની આલમમાં ઘૂમી વળ્યા. ઇ. સ. ૧૯૨૯માં હિંદીઓમાં સૌથી પ્રથમ એ. અને બી. 'પાયલોટ'નું લાયસન્સ પ્રાપ્ત કર્યું.

આ ભવ્ય સિદ્ધિ પછી માતૃભૂમિ આવવાનો તેમણે નિર્ણય કર્યો. માત્ર એક હજાર પાઉન્ડનું અને એક માણસ બેસી શકે એટલું નાનકડું અને સાધનવિહોણું માત્ર ચારજ કલાક ઉડી શકે એવું એક વિમાન ખરીદ કર્યું. આવા શુંકના સાંધા સમા વિમાનમાં જગત્ ડહોળીને હિંદ આવવાને સાહસવીર કબાલીએ પ્રયાણ કર્યું. અદ્‌ભૂત જોખમનો એ સોદો હતો. છતાં શૌર્યરંગે રંગાયેલા કબાલીને એ જોખમ ન ડારી શકયુ. ભારે મુશ્કેલીઓ વચ્ચે પારીસ, ડીજાં અને લીયાં થઇ માર્સેલ્સથી પીસા થઇ રોમ પહોંચ્યા.

હવે તો જીંદગી સટોસટનો સાહસકાળ આવ્યો. ભૂમધ્ય સમુદ્ર આવાં સાધનહિણાં નાનકડા વિમાનથી કેમ ઓળંગાય? તેમણે ઇટાલિયન સરકારની કુમક માગી. સીનોર મુસોલીનીની મુલાકાત સાંપડી. ઇટાલિયનોએ આ બહાદુર હિંદીનો હાર્દિક સત્કાર કર્યો. ભેદી ગગનનાદોથી નવાજ્યા. અને ત્યાંથી સગવડ પ્રાપ્ત કરી. ટ્રીપોલી પહોંચ્યા. ટ્રીપોલીમાં પટકાઈ પડયા. કેરો જતાં રસ્તામાં રેતીનો ભયંકર વંટોળીયો નડયો. પેટ્રોલની નળીમાં રેતી ભરાઇ ગઈ. વિમાન નીચે તૂટી પડયું, પાંખો અને પૈડાં તૂટી ગયાં. સદ્‌ભાગ્યે કશી ઈજા ન થઇ.

ત્યાંથી માનવ સમુદાય શોધવા પગપાળા માઇલોની મુસાફરી કરવી પડી. રસ્તામાં બંડખોર આરબોની પાછળ પડેલી મોટર મળી. આ મોટરમાંથી જે કોઇ માનવી નજરે ચડે તેની હત્યા થતી. નસીબજોગે શ્રી. કબાલી બચી ગયા. શ્રી. કબાલી ઇટાલિયન સરકારની સહાયતાથી ફરી ઉપડયા અને માતૃભૂમિની ધરતી પર તેમના વિમાને પાંખો ઢાળી.

આખું હિંદ ગાજી ઉઠયું. કબાલી કોણ હશે? એ સવાલ સૌના દિલમાં રમવા લાગ્યો. સમસ્ત હિંદનો એ પ્રથમ વિમાનવીર લોહાણા જ્ઞાતિનો નરવીર છે. એ જાણી જ્ઞાતિ પણ અભિમાનથી રાચી ઉઠી. જ્ઞાતિએ ઠેર ઠેર સન્માન કર્યું. પોતાના લાડકવાયા સાહસવીરને નિહાળી જ્ઞાતિજનોની છાતી ગજગજ ઉછળવા માંડી. જગતના ચોકમાં ભારતવર્ષને ગૌરવ બક્ષનાર આ સાહસદિલ યુવાનની સુકીર્તિ આખા હિન્દના વાતાવરણમાં પ્રસરી ગઇ.

ઇ. સ. ૧૯૩૬માં શ્રી. કબાલીએ કેટલાક દેશી રાજાઓ અને શાહસોદાગરોના સંયુકત સહકારથી 'ધી એર સર્વીસ ઓફ ઇન્ડિયા લી.'ની સ્થાપના કરી. આ કંપની દ્વારા હિંદમાં ઠેર ઠેર તેમની સર્વીસ શરૂ થઇ. ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને કોકણને હવાઈ માર્ગે આ સર્વીસે એક કર્યું.

આ ઉજ્જવળ કારકિર્દી ઉપરાંત હિંદના વિમાની તાલીમક્ષેત્રે તેઓ ભારે રસ ધરાવે છે. કંપનીમાં હિંદીઓનેજ સ્થાન આપે છે. અને "બોમ્બે ફલાઇંગ કલબ'ના આગેવાન સભ્ય છે. વારંવાર સેક્રેટરી તરીકે સેવા બજાવે છે. 'ઇન્ડિઅન ગ્લાઇડીંગ અસોસિએશન'ના ચેરમેન છે. ઉપરાંત તેમની કંપની તરફથી જામનગરમાં વિમાની તાલીમશાળા ચાલે છે.

આ સાહસિક નવજવાનની ઉજ્જવળ કારકિર્દીએ લોહાણા કોમજ માત્ર નહિ પણ સમસ્ત ભારતવર્ષ મગરૂર રહેશે.

——(०)——

# શ્રી. શિવદાસ વે. માણેક જે. પી.

[ કરાંચી ]



કરાંચીના આજના ઉજ્જવળ જાહેરજીવનમાં લોહાણા મહારથીઓ મોખરે રહ્યા છે. નગરની વિવિધ પ્રવૃતિઓમાં તેમનું આસન સદા ઉચું અને ઉન્નત રહ્યું છે. તેમાં શ્રી. શિવદાસ વેલજી માણેકનું નામ પ્રથમ હરોળમાં શોભે છે.

કચ્છ લખપતથી તેમના વડીલો કરાંચી આવેલા અને ઈમારતી લાકડાના વ્યાપારે ઉન્નત સ્થાન પામેલા. આવા આ કુટુંબમાં તેમનો જન્મ સંવત ૧૯૫૧માં થયો હતો. કરાંચીમાંજ મેટ્રિક સુધીના અભ્યાસે પહોંચી અઢાર વર્ષની ઉંમરે તેમણે શાળા છોડી.

વ્યવસાયના પ્રથમ પગલાં તેમણે 'બોમ્બે કું. લી.માં માંડયા. તે પછી 'બ્રિટિશ ઓટોમોબાઇલ કું'માં જોડાઇ ત્રણ વર્ષ સુધી મોટર મીકેનીકલ લાઈનનો ઉંડો અભ્યાસ કર્યો. આ પછી તેમણે પોતાની ઈસ્ટેટના વહીવટમાંજ દિલ પરોવ્યું.

જનસેવાની ઉન્નત ભાવના અને કુશળ તેમજ ચકોર સ્વભાવને પરિણામે શરૂઆતમાં તેઓ કેટલાક ટ્રસ્ટોના ટ્રસ્ટી નિમાયા. આ રીતે આજે તેઓ 'લાલજી અને અમલાણી ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે પંદર-વર્ષના પુરા કાળથી અને 'ટેકા દેવજી ટ્રસ્ટ'ના મેનેજીંગ ટ્રસ્ટી તરીકે છેલ્લા દશ વર્ષથી કુશળ કામગીરી બજાવી રહ્યા છે.

ઈ. સ. ૧૯૨૬ માં તેઓ કરાંચી મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં વોર્ડ નં. ૨ માં ઉભા રહ્યા. અને સૌથી વધુ મતો મેળવી વિજય વરી ગયા. ત્યારથી માંડીને છેક છેલ્લી ચુંટણી સુધી તેઓ લાગલગાટ બહુમતિએ ચુંટાતાજ રહ્યા છે, અને મ્યુનિસિપાલિટીના આંતરિક વહીવટમાં પણ ઉમદા સ્થાન પામ્યા છે. તેમણે ઈ. સ. ૧૯૨૭ થી ૩૦ સુધી મ્યુ. હેલ્થ કમિટીના પ્રમુખ તરીકે તેમજ ઈ. સ. ૧૯૩૧ થી ૩૩ સુધી ગાર્ડન તેમજ મ્યુઝિયમ કમિટીના ચેરમેન તરીકે ઉન્નત કારકિર્દીનો પરિચય આપ્યો. આ ઉમદા કારકિર્દીની કદર તરીકે મ્યુનિસિપાલિટીએ રણછોડ ક્વાટરની કન્યાશાળા સાથે શ્રી. માણેકનું નામ જોડયું છે અને એજ રીતે એક માર્ગને 'શિવ-દાસ વેલજી માણેક રોડ'નું નામ આપ્યું છે.

જ્ઞાતિ પ્રવૃતિમાં તો તેમણે યૌવનના પ્રથમ પગથીએથી રસ લેવા માંડયો હતો. ઇ. સ. ૧૯૨૬ થી તેઓ કચ્છ લખપતિયા લોહાણા મહાજનના પ્રમુખ તરીકે સેવા અર્પી રહ્યા છે. દેવધરભાઈ પ્રાગજી હુન્નરશાળામાં ઈ. સ. ૧૯૩૨ માં સેક્રેટરી તરીકે તેમની ચૂંટણી થઈ. પાંચ વર્ષની આ પદની તેમની સુંદર સેવા પછી ઉપપ્રમુખસ્થાને અને આજે તેના પ્રમુખસ્થાને સ્થાપિત થયા છે. વિદ્યાવર્ધક મંડળના ઉપપ્રમુખ છે. મંડળની ત્રણે સંસ્થાઓ 'નેણશી ગોપાળ કન્યાશાળા, નારાયણજી તુલસીદાસ બોયઝ સ્કૂલ તેમજ 'લાડબાઇ લોહાણા ઓર્ફનેજ'માં તેમની દોરવણીનો લાભ આપી રહ્યા છે. કરાંચીની વિશાળ અને વિખ્યાત 'લેડી ડફરીન હોસ્પીટલ'ની મેનેજીંગ કમિટીમાં ઇ. સ. ૧૯૩૨માં તેમની ચૂંટણી

થઇ. ઇ. સ. ૧૯૩૮માં સેક્રેટરીપદે નિમાયા. અને આજે તો સેક્રેટરી તેમજ ખજાનચીપદનો બોજો ઉઠાવી રહ્યા છે. ઉપરાંત 'પ્રીમેલ મેડિકલ રીલીફ ફંડ'ના ખજાનચી છે. મ્યુનિસિપલ કલબના પણ ખજાનચી છે. ઇ. સ. ૧૯૩૦માં મળેલા મહાસભાના ૪૬ મા અધિવેશનના અંગે તેમણે 'સ્ટીમર ફેસેલીટી કમિટી'ના સેક્રેટરી તરીકે કાર્ય કર્યું હતું.

તેમની વિશાળ સેવાઓની કદર કરી સિંધ સરકારે તેમને ઇ. સ. ૧૯૪૧માં જે. પી. નો ખિતાબ અર્પણ કર્યો છે.

કરાંચીના એક કુશળ કાર્યવીર તરીકે શ્રી. શિવદાસ વેલજી માણેકનું સ્થાન સદા ઉન્નત રહેશે.



# શ્રી. મગનલાલ ના. ઠક્કર

[ નવસારી ]



કેવળ બુદ્ધિબળ અને આત્મશ્રદ્ધાથી શ્રી. મગનલાલ નાથાભાઈ ઠક્કર જીવનમાં અદ્‌ભૂત ઉજ્જવળતા સ્થાપી શકયા છે. પેટલાદના એક સામાન્ય વ્યાપારી કુટુંબમાં તેમનો જન્મ સંવત ૧૯૪૩ માં થયો હતો. પાંચ વર્ષની નાની વયે અભ્યાસની શરૂઆત કરી પિતાને વ્યાપારમાં સહાય કરવા ઉપરાંત 'ટયુશનો' આપીને તેમણે ગુજરાતી ૭ ધોરણ પૂરા કર્યાં. વધુ અભ્યાસની તમન્ના છતાં આર્થિક મુશ્કેલીઓને કારણે ગાંધીની દુકાનમાં ગુમાસ્તાગીરી કરવી પડી. પરંતુ તેમના મહાન આત્માએ અવાજ કર્યો કે 'તું ગુમાસ્તાગીરી કરવા સર્જાયો નથી' અને તેમણે ફરી અભ્યાસ શરૂ કર્યો. ફરી ટયુશનો મેળવ્યાં, વર્ગમાં પ્રથમ કક્ષા સાચવી ફ્રી માફ કરાવી, ઈનામો પ્રાપ્ત કરી–ભારે ઝંઝાવાતો વચ્ચે મેટ્રિકની સરહદ ઓળંગી.

એ પછી શ્રી. મગનલાલભાઈએ ટુંકા પગારે સરકારી દફતરમાં કારકુની લીધી. ફરી મન મુંઝાયું અને ફરી કોલેજમાં પહોંચી સ્વાશ્રય થકી ઉચ્ચ કક્ષામાં ગ્રેજ્યુએટ થયા.

ગ્રેજ્યુએટ થયા પછી ઇ. સ. ૧૯૦૮ માં 'વડોદરા કોલેજ'ના ફેલો નિમાયા. એ પછી રાજ્યના મુલ્કીખાતામાં પ્રોબેશનર તરીકે તેમની નિમણુંક થઈ. આ સમયે કાયદાશાસ્ત્રનો અભ્યાસ ચાલુ રાખ્યો. ટુંક સમયમાં નવસારી સુબા કચેરીના હેડ કલાર્ક નિમાયા. દરમ્યાન ધારાશાસ્ત્રની પરીક્ષા આપી એલ. એલ. બી. થયા. એ પછી રાજ્યના ન્યાયખાતામાં 'પ્રોબેશનર'ની પદવી મળી. એ ઉજાળી રૂ. ૪૦૦ નું ઈનામ પ્રાપ્ત કર્યું. તે પછી નવસારીના મદદનિશ ન્યાયાધિશ તરીકે નિમણુંક થઇ. આ રીતે ઉત્તરોત્તર પ્રગતિ સાધતાં ગયા. ન્યાયખાતાના ઉંચ્ચ હોદ્દાઓ પ્રાપ્ત કર્યા. આજે તેઓ નવસારી પ્રાંતના મુખ્ય ન્યાયાધિશનું ગરવું આસન સંભાળે છે. રાજ અને પ્રજાનો તેમણે ઉત્તમ ચાહ પ્રાપ્ત કર્યો છે. ઉચ્ચ કક્ષાના જુના—અનુભવી અમલદાર હોવા છતાં શ્રી. મગનલાલભાઈમાં હંમેશા દૃષ્ટિગોચર થતી સાદાઈ, નમ્રતા અને નિરભિમાનતા માન પેદા કરાવે છે.

જ્ઞાતિઉન્નતિના પ્રશ્નમાં તેમણે સદાય રસ ધરાવ્યો છે. પ્રથમ પરિષદથીજ ઉમદા સહકાર આપ્યો હતો. આજે પણ કારોબારી સમિતિના સભ્ય છે. વડોદરા મહીરેવા લોહાણા બોર્ડિંગની સ્થાપનાકાળથીજ તેના મુખ્ય કાર્યવાહક છે. પ્રથમ મંત્રી અને આજે ચેરમેન તરીકે સેવા ઉઠાવી રહ્યા છે.

તેમનો પરિવાર પણ ઉંચી કેળવણી પામ્યો છે. મોટા પુત્ર શ્રી. મોહનલાલ બી. એ. એલ. બી. થઇ વડોદરામાં વકીલાત કરી રહ્યા છે. બીજા પુત્ર શ્રી. રમણલાલ પણ બી. એ. એલ. એલ. બી. થયા છે, અને વડોદરા રાજ્યના કોમર્સ ખાતામાં જોડાયા છે.

શ્રી. મગનલાલભાઇનું ઉજ્જવળ જીવન અનેક દૃષ્ટાંતો આપી જાય છે.

——:૦:——

# શ્રી. શેઠ પોપટલાલ કાળીદાસ

[ કમ્પાલા–આફ્રિકા ]



કાંડાબળીયા કર્મવીરોએ સમૃદ્ધિ પ્રાપ્ત કરી તેને શોભાવી છે. તેમના દિલમાં અવિરત જલતા સેવાવૃતિના દીવડાએ તેમનાં જીવનને ઉજાળ્યું છે. શ્રી. શેઠ પોપટલાલ કાળીદાસ જેવા સદા સજાગ સેવાવીરોએ જીવનનું સાર્થક કર્યું છે.

પોરબંદરના પારાવાડા ગામમાં સેવાભાવે સતેજ એવા પિતા કાળીદાસભાઇના ગૃહે ઇ. સ. ૧૯૮૦માં શ્રી. પોપટલાલભાઇનો જન્મ થયો. નાના એવા એ ગામની નાની એવી નિશાળના વર્ગો વટાવી વિદ્યાભિલાષિ પોપટલાલ મોસાળ અડવાણામાં આવ્યા. અને ગુજરાતી પાંચ ધોરણ પૂરા કરી કુટુંબના પોષણનો પ્રશ્ન હૈયે ધરી પોરબંદરની બજારમાં નોકરી કરવા માંડયા.

તેર વર્ષની કુમળી વયના એ કિશોરના અંતરમાં ભારોભાર ઉત્સાહ ભર્યો હતો. જીવનમાં કંઇક કરી જવાના સ્વપ્નો સેવતાં સુકુમાર પોપટલાલની હૈયાઉકલત અગાધ હતી, એના દિલની દુનિયા

વિશાળ હતી. પોરબંદરની ગુમાસ્તાગીરીમાં એને પ્રાણ રૂંધાતો જણાયો. આશાઓ કચડાતી જોઈ, સ્વપ્નો સળગી જતાં નિહાળ્યાં. અને એમને એમ અંતરમાં આગ સમાવીને ત્રણ વર્ષ તો વીતાવી દીધા.

ઈ. સ. ૧૯૦૬માં સોળ વર્ષના જાગતા યૌવને શ્રી. પોપટલાલભાઇએ અજાણ્યા, અંધારા અને અઘોર એવા આફ્રિકાનો પંથ પકડયો. કંપાલાની કર્મભૂમિમાં નોકરી નોંધાવી. દિવસભર ગાઢ જંગલોના પહાડો અને પથ્થરો સાથે પ્રીત બાંધીને નવજવાન પોપટલાલ ભાવીના મીઠા સ્વપ્નોમાં રાચતા હતા.

ઉત્કટ પુરૂષાર્થ અને પરિશ્રમ યારી આપ્યા વિના રહેતો નથી. માત્ર બે વર્ષના કાળમાં તો શ્રી. પોપટલાલે ભારે જોખમ ખેડીને પણ એક નાનકડી દુકાન સ્થાપી. અઢાર વર્ષના આ તરૂણ વ્યાપારીએ ગ્રાહકોનાં દિલ સાથે દોસ્તી જમાવી. ભાગ્યદેવીએ સાહસિક અને ખંતીલા જુવાનના ભાલે સ્થાન લીધું. ઇ. સ. ૧૯૧૧ સુધીમાં તો વતનમાંથી બન્ને નાના ભાઇઓ શ્રી. વલ્લભદાસ અને શ્રી. કાકુભાઇને બોલાવી વ્યવસાયનો વધુ વિકાસ સાધ્યો. ફાલતો ફૂલતો તેમનો વ્યવસાય પુરૂષાર્થનાં વિજયગાન ગાતો હતો.

આજે આફ્રિકાના યુગાંડા પ્રદેશે 'પોપટ કાળીદાસ'ની કું.એ સુનામના પ્રાપ્ત કરી છે. એ પ્રતિષ્ઠિત પેઢીની આણ ચોતરફ પ્રસરી છે. ત્રણ ભાઇઓની શકિતના સુમેળની એ સાધના છે. વર્ષોથી એક તાકાતે કાર્ય કરતા આ સેવાભાવી ભાઇઓનું ઐકય માન ઉપજાવી રહ્યું છે.

વિકસતા વ્યવસાય સાથે શ્રી. પોપટલાલભાઈની સેવાવૃત્તિ વિકસી. પડદા પાછળ ગોઠવાઇને અનેક પ્રવૃત્તિમાં હિસ્સો આપતા, અનેક સંસ્થાને સહાય કરતા; પણ 'રત્ન કદી ઢાંકયું રહેતું નથી' લોકસમાજે તેમને પકડી પાડયા. ઇ. સ. ૧૯૨૪માં લોહાણા પથિકાશ્રમના ટ્રસ્ટીપદનો બોજો તેમના શિરે નાંખવામાં આવ્યો. કંપાલા સેવા સમિતિના ઉપપ્રમુખ તરીકે ચૂંટણી થઈ, લોહાણા જ્ઞાતિ મહાજનના પ્રમુખ તરીકે પણ તેમના પરજ પસંદગી ઉતરી, કંપાલા આર્યસમાજે પણ પ્રમુખસ્થાન આપ્યું. આમ સદા હોદ્દાઓથી

દૂર નાસતા માનવી હોદ્દાઓથી ઘેરાઇ ગયા. તે બધા દીપાવ્યા. લોહાણા મહાજનના પ્રમુખ તરીકે દસ વર્ષ અને આર્યસમાજના પ્રમુખ તરીકે ચાર વર્ષની ઉજ્જવળ કારકિર્દી બક્ષી.

ઇ. સ. ૧૯૩૨માં શ્રી. પોપટલાલભાઇના હૈયે જ્ઞાતિની ઉગતિ પ્રજાની કેળવણીતૃષા પોષવાને એક વિદ્યાર્થીગૃહ સ્થાપવાની ભાવના જાગી. દિલમાં આવ્યું તેને કોઇ પણ હિસાબે મૂર્તિમંત બનાવવું જ એવો આદર્શ હૈયે ધરી બેઠેલા શ્રી. પોપટલાલભાઈએ આફ્રિકાના જંગલો ખૂંદી, ગામેગામ ફરી, ઉંબરે ઉંબરે જઈ માત્ર એકજ વર્ષમાં કંપાલામાં આજનું આલીશાન એવું 'સ્વ. વિઠલદાસ હરિદાસ લોહાણા વિદ્યાર્થી ભુવન' સ્થાપ્યું. આજે એ છાત્રાલય તેમની કાર્યશકિત અને સેવાભાવનાના પ્રતિક સમું કેળવણીનો કીર્તિધ્વજ ઉન્નત રાખતું કંપાલાના કર્મક્ષેત્રે ખડું છે.

આર્યસમાજના ઉજળા સિદ્ધાંતોથી આકર્ષાયલા શ્રી. પોપટલાલભાઈએ 'આર્યસમાજ'ની સેવા સ્વીકારી. ઇ. સ. ૧૯૩૦માં પોરબંદરના વસવાટ દરમ્યાન 'પોરબંદર આર્ય સમાજ'ના પ્રધાન નિમાયા. તેમના પ્રધાનપદમાં એ સંસ્થા અતિ સમૃદ્ધ બની. સમાજના બે સંમેલનો ભર્યા અને ભારે પરિશ્રમે રકમ જમાવી 'પોરબંદર આર્યસમાજ મંદિર'ની ભવ્ય ઈમારત ખડી કરી.

સદાય ખડે પગે ઉભા રહી કાયા ઘસીને કાર્યોને ઉજ્જવળ બનાવવા રાત કે દિન, સવાર કે બપોર જોયા વિના કાર્ય કરનારા શ્રી. પોપટલાલભાઈએ પૂ. માતુશ્રી મોતીબાઇના સ્મરણચિહ્ન તરીકે અડવાણામાં કન્યાશાળાનું મકાન બંધાવી આપ્યું છે અને મહાજનવાડી પણ બંધાવી આપી છે. ઈ. સ. ૧૯૪૦ માં પોરબંદરમાં સસ્તા ભાડાની ચાલી સ્થાપવા રૂ. તેર હજારની સખાવત કરી સેવાભાવને ઓપ આપ્યો છે.

કંપાલા અને પોરબંદરના પંથકમાં શ્રી. પોપટલાલભાઇના સેવાભાવે સરજાવેલી સુવાસ અતિ વિરલ છે.

# ડો. કેશવલાલ વિ. ઠક્કર

[ ભાવનગર ]



સંતાનોને લક્ષ્મીનો વારસો આપી જનારા પિતાઓ કરતાં સેવાભાવનો પુણ્યપવિત્ર વારસો આપી જનારા પિતાઓ વધુ મહાન છે. આ વારસોએ પિતાની એ અમૂલી જીવન મૂડીને વેડફી ન દેતાં શોભાવી છે, વધારી છે અને આખા કુટુંબનું જીવન ધન્ય બનાવ્યું છે.

ભાવનગર લોહાણા જ્ઞાતિના સુકાની સમા સ્વ. વિઠ્ઠલદાસ લાલજી ઠક્કરે પોતાના સંતાનોને સેવાભાવનો ગુણ બક્ષ્યો હતો. એ મહાન પિતાએ જેમ ભારતવર્ષને 'ઠક્કર બાપા' આપ્યા એવાજ બીજા સેવાભાવથી જ્વલંત સુપુત્રો આપ્યા છે. તેમાં ડો. કેશવલાલ વિ. ઠક્કર એક છે.તેમનો જન્મ ભાવનગરમાં ઇ. સ. ૧૮૮૦ના નવેંબર માસની ૨૦ તારીખે થયો હતો. સેવાભાવી પિતાની છાંય તળે ઉછરીને ઇ. સ. ૧૮૯૭માં ભાવનગરમાંજ મેટ્રિક થયા. એ પછી

મુંબઇની ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં તબીબીશાસ્ત્રના અભ્યાસાર્થે જોડાયા ઈ. સ. ૧૯૦૩માં એલ. એમ. એન્ડ એસ. ની પદવી પ્રાપ્ત કરી મુંબઈમાંજ માંડવી લત્તામાં ' નાગદેવી ફાર્મસી'ની સ્થાપના કરી. એક વર્ષ સુધી આ ફાર્મસી ચલાવ્યા પછી માંગરોળ ધર્માદા દવાખાનાના ડોકટર તરીકે તેમની નિમણુંક થઇ. એ દવાખાના દ્વારા તેમણે સતત ૭ વર્ષ સુધી સુંદર જનસેવા બજાવી, લોકોનો ચાહ પ્રાપ્ત કર્યો હતો.

તે પછી ઇ. સ. ૧૯૧૧ થી ૧૭ સુધી માણાવદર, એક વર્ષ વાંકાનેર, આઠ વર્ષ પાલીતાણા અને પાંચ વર્ષ ઈડર વગેરે માતબર દેશી રિયાસતોના 'ચીફ મેડીકલ ઓફિસર' તરીકેની તેમની કારકિર્દી અતિ ઉજ્જવળ છે.

ઇડર સ્ટેટના ચીફ મેડીકલ ઓફિસરની પદવી છોડી ઈ. સ. ૧૯૩૧ માં તેઓ ભાવનગર આવ્યા. અને ખાનગી પ્રેકટીસ શરૂ કરી. તેમની ઉમદા કાર્યશકિત, તબીબીશાસ્ત્રનો ઉંડો ને લાંબો અનુભવ, તેમજ માયાળુ સ્વભાવે થોડાજ કાળમાં ભાવનગરના એક કુશળ તબીબ તરીકે તેઓ પંકાઈ ગયા. આજે પણ એક ઉમદા તબીબ તરીકે ભાવનગરમાં તેમનું સ્થાન અગત્યનું થઇ પડયું છે.

ઇ. સ. ૧૯૩૩ માં ડોકટર સાહેબ મોરબીના ઠાકોર લખધીર-સિંહજીના ફેમીલી ડોકટર તરીકે તેમની સાથે યુરોપના પ્રવાસે ગયા. પ્રવાસ દરમ્યાન ક્ષયરોગ નિવારણની તમામ સંસ્થાઓ તેમણે નિહાળી ટી. બી. નિવારણના શાસ્ત્રનો ઉંડો અભ્યાસ કર્યો હતો.

ભાવનગરમાં સ્થિર થયા પછી તેમણે ભાવનગરના જાહેર-જીવનમાં અગ્ર ભાગ લેવા માંડયો. ઇ. સ. ૧૯૩૫ માં 'ભાવનગર મ્યુનિસિપાલિટી સુધારક પક્ષ'ની સ્થાપના કરીને એ પક્ષ દ્વારા તેઓ મ્યુનિસિપાલિટી ચૂંટણીમાં ઉભા રહ્યા. અને સારા મતે ચૂંટાઇ ગયા, ઇ. સ. ૧૯૩૬માં મ્યુનિસિપાલિટીના

પ્રમુખ તરીકે તેમની ચૂંટણી થઈ. ઇ. સ. ૧૯૩૯માં થયેલી ચૂંટણીમાં પણ તેમનો વિજય થયો અને પ્રમુખ તરીકે પણ ફરી વખત ચૂંટાયા. શહેરની ગલીએ ગલીએ ઘૂમી, પ્રજા આરોગ્ય માટે સતત ચિંતા સેવનારા સાક્ષાત સેવામૂર્તિ સમા ભાવનગરના આ 'પ્રથમ શહેરી'એ જે કાર્યદક્ષતાથી પ્રજાસેવા બજાવી છે, તે ભાવનગરના ઇતિહાસમાં સદા મોજુદ રહેશે.

આ ઉપરાંત ભાવનગરની ઘણી સંસ્થાઓ સાથે તેઓ સંકળાયલા છે. ભાવનગરના દરેક જાહેરકાર્યોમાં તેમની આગેવાનીની આવશ્યકતા રહેતી ભાસે છે. ભાવનગર રાજ્ય પ્રજા પરિષદના એક આગેવાન-કાર્યવાહક સભ્ય છે, ભાવનગર કર્વે યુનિવર્સિટી વિદ્યાલયના માનદ મંત્રી છે, ઠક્કરબાપા હરિજન આશ્રમના કાર્યવાહક સમિતિના સભ્ય છે. તેમજ લોહાણા જ્ઞાતિની બધી પ્રવૃતિઓમાં તેમનો ઊમદા એવો ફાળો છે. છેલ્લા બે વર્ષથી ભાવનગરના પ્રગતિમાન લોહાણા મહાજનના પ્રમુખ છે. લોહાણા ઉદ્યોગશાળાના ઉપપ્રમુખ અને ટ્રસ્ટી છે, લોહાણા બોર્ડિંગના ટ્રસ્ટી છે, ભાવનગર હાયર એજ્યુકેશન બોર્ડિંગના ટ્રસ્ટી છે, લોહાણા પરિષદની કારોબારી સમિતિના સભ્ય છે.

સંખ્યાબંધ દેશી રાજ્યોના નિવૃત તબીબી વડા, એક કુશળ તબીબ, ભાવનગરના 'પ્રથમ શહેરી' અને જાહેરનેતા, ભાવનગર લોહાણા જ્ઞાતિના મોવડી એવા ડો. કેશવલાલભાઇનું જીવન અતિ ઉજ્જવળ રંગોએ રંગાયલું છે.



## શ્રી. લાલજી ના. ગણાત્રા

[ રાજકોટ ]



પત્રકારિત્વનો પંથ પુષ્પોથી પથરાયલો નથી. સાહસ, જોખમ અને જવાબદારીઓથી જકડાયલા એ ક્ષેત્રમાં ઝઝૂમવું એટલે ખાંડાના ખેલ ખેલવા. એમાંય જ્ઞાતિપત્રકારિત્વની વિકટતા તો અનેકવિધ છે. આવા ક્ષેત્રમાં સત્તાવીસ સત્તાવીસ વર્ષ સુધી એકધારી રીતે ઝઝૂમી શ્રી. લાલજી નાગજી ગણાત્રાએ ભારે ધૈર્ય દાખવ્યું છે. સત્તાવીસ વર્ષના આ કાળમાં તેમણે લોહાણા જ્ઞાતિની કિંમતી સેવા બજાવી છે.

પિતાશ્રી સ્વ. નાગજી નથુભાઈ રાજકોટના વિખ્યાત વકીલ હતા. તેમણે મોરબીના સર ન્યાયાધિશ તરીકે તેમજ ચુડા સ્ટેટના કારભારી તરીકે ઉજ્જ્વળ કારકિર્દી અર્પી હતી. તેઓ રાજકોટ જ્ઞાતિના અગ્રેસર તેમજ સેવાભાવી અને બાહોશ પુરૂષ હતા. તેમના સૌથી મોટા પુત્ર શ્રી. લાલજીભાઈ. ઈ. સ. ૧૮૮૯ ના ઓગષ્ટ માસની ૧૬ મી તારીખે તેમનો જન્મ થયો હતો.

પ્રાથમિક શિક્ષણ ચુડામાં જ લીધું. ઇ. સ. ૧૯૦૮ માં રાજકોટ હાઇસ્કૂલ દ્વારા મેટ્રિક થયા અને વધુ અભ્યાસ માટે અમદાવાદની ગુજરાત કોલેજમાં જોડાયા. પરંતુ આદર્શો અધૂરાં રહ્યાં. પુત્ર ધંધામાં મદદગાર થાય અને તાલીમ પામે એ ઈચ્છાએ ઇ. સ. ૧૯૧૦માં પિતાએ તેમને રાજકોટ બોલાવી લીધા. આ વખતે સ્વ. નાગજીભાઇ વકીલાત ઉપરાંત 'કાયદાના પુસ્તકો' પણ પ્રસિદ્ધ કરતા હતા. તેનું પ્રચારકાર્ય શ્રી. લાલજીભાઇને શિરે નાંખવામાં આવ્યું. ઉછરતા યુવાન શ્રી. લાલજીભાઇ એકલા અટૂલા ભારે જોખમ ખેડીને દૂર દૂર ભારતવર્ષના ખૂણેખૂણામાં ઘૂમવા લાગ્યા. પ્રથમ પ્રવાસ ઉત્તર હિંદનો કર્યો. ધૈર્ય, ખંત તેમજ મુશ્કેલીઓમાં માર્ગ કાઢવાની કુશળતાએ તેમણે પહેલેજ પગલે સુંદર સફળતા પ્રાપ્ત કરી.

બીજો પ્રવાસ દક્ષિણ હિંદનો શરૂ કર્યો. ત્યાં પણ ઉત્સાહપૂર્વક અદ્‌ભૂત અને એકધારી સફળતા પ્રાપ્ત કરતાં દૂર દૂર જતા હતા. એવામાં મદુરા તાર મળ્યો કે 'પિતાની સ્થિતિ ગંભીર છે, જલ્દી આવો.' અજાણ્યા પ્રદેશમાં પ્રવાસ ખેડતા ઉગતી ઉંમરના આ યુવાનના ગાત્રો ગળી ગયાં. દિલમાં ઝનઝનાટી પ્રસરી ગઈ. વ્યથાભર્યો ગભરાટ અનુભવતા એમણે રાજકોટનો માર્ગ પકડયો. પરંતુ પિતાપુત્રનો મિલાપ અશકય બન્યો. ઇ. સ. ૧૯૧૨ ના ઓકટોબરની તા. ૧૨ ના દિને હૃદય બંધ પડવાને કારણે પિતાનું અવસાન થયું. નાની ઉંમરે બહોળા કુટુંબનો બોજો શ્રી. લાલજીભાઇ પર આવી પડયો. મુશ્કેલીઓના તો ડુંગર હતાં, પણ આત્મશ્રદ્ધા એથીય વિરલ હતી. હૃદયે હામ ધરીને તેમણે કાનુની કિતાબોનું પ્રકાશનકાર્ય અન્ય વકીલોની મદદથી ચાલુ રાખ્યું. ઇ. સ. ૧૯૧૩માં એ વેળાના દીવાન શ્રી. કોટકસાહેબને મળી વકીલાતની સનંદ પ્રાપ્ત કરી.

શ્રી. લાલજીભાઈ ધારાશાસ્ત્રનાં પોથાઓમાંજ પથરાઇ ગયા હોત તો આજે કંઇક જુદોજ ઇતિહાસ રચાયો હોત; પરંતુ કિસ્મતે

ધારાશાસ્ત્રી થવાનું સરજાયું ન્હોતું. વકીલાતની સનંદ અભરાઇ પર ચડી. વકીલ થવાનાં સ્વપ્નો સૂકાઈ ગયાં અને તેમનું લક્ષ્ય જ્ઞાતિ-પત્રકારિત્વ પ્રત્યે ખેંચાયું. પ્રકાશનકાર્ય અંગે પ્રેસ તો ચાલુજ હતું. ઈ. સ. ૧૯૧૫ ના ઓગષ્ટ માસમાં 'લોહાણા હિતેચ્છુ'નું મંગળાચરણ કર્યું. આજે એ વાતને સત્તાવીસ વર્ષોનાં વ્હાણાં વાયાં છે. સત્તાવીસ વરસમાં તો અનેક કપરા સંકટો 'હિતેચ્છુ'ની નૈયાને સ્પર્શી ગયાં છે. છતાં શ્રી. લાલજીભાઇની તેની પાછળની અદ્‌ભૂત તપશ્ચર્યાએ તેને અણનમ રાખ્યું છે.

સત્તાવીસ વરસના કાળમાં 'હિતેચ્છુ' એ જ્ઞાતિભક્તિનો ઝંડો ઉંચો રાખ્યો છે અને જ્ઞાતિભક્તિનાં પૂર રેલાવ્યાં છે. એણે લોકહૃદયે સદા જાગતી રાખેલી જ્ઞાતિ ઉત્કર્ષની જ્યોતિ કદી બૂઝાવાની નથી. ઉપરાંત અનેક ઉગતા લેખકોએ 'હિતેચ્છુ'ને પાને એકડાબગડા ઘૂંટી સાહિત્યક્ષેત્રે ઉજ્જવળ સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે એ સેવા પણ ઓછી નથી.

પરંતુ 'હિતેચ્છુ'ની સિદ્ધિઓની સરહદેજ શ્રી. લાલજીભાઈની મહત્તા અટકતી નથી. અંગત રીતે એમણે ઉઠાવેલી અનેકવિધ સેવાએ પણ ઉજ્જવળ સ્વરૂપ ધર્યું છે. અનેક મહાજનસંસ્થાઓનાં વર્ષોજુનાં ઝગડા તેમણે સુંદર રીતે પતાવી આપ્યાં છે, અનેક સંસ્થાઓના જીવનમાં પડેલી આંટીઓ તેમણે અદ્‌ભૂત રીતે ઉકેલી આપી છે. કેટલીક સંસ્થાના સ્થાપક અને સંચાલક તરીકે પણ તેમની સેવા ઓછી નથી અને લોહાણા જ્ઞાતિની પ્રવૃતિમાં તેમણે પૂરેલો પ્રેરક ફાળો પણ અતિ ઉમદા છે.

'હિતેચ્છુ'ની શરૂઆતમાંજ બારાડીના રાવળ મહાજનનો વીસ વીસ વર્ષનો ભલભલા મુત્સદીઓથી ન પતેલો ઝઘડો તેમણે પતાવી આપ્યો હતો. એજ રીતે ઈ. સ. ૧૯૨૬માં આકોલા લોહાણા બોર્ડિંગની સ્થાપના સમયે ત્યાંના મહાજનની આંટી અદ્‌ભૂત રીતે ઉકેલી આપી હતી. આવા તો અનેક પ્રસંગો રચાયાં છે. વેરાવળ લોહાણા બોર્ડિંગની સ્થાપનામાં મુખ્ય હાથ શ્રી. લાલજીભાઇનો

હતો. અને 'જુનાગઢ હાયર એજ્યુકેશન બોર્ડિંગ'ની સ્થાપના કર્યા પછી તેના સંચાલનનો બોજો તેમના શિરે આવી પડયો હતો. સતત્ પાંચ વર્ષ સુધી એકલે હાથે ફંડ એકઠું કરી તે તેમણે ઉઠાવ્યો હતો. લોહાણા જ્ઞાતિની પરિષદોમાં શ્રી. લાલજીભાઇએ અગ્ર ભાગ લીધો છે. આજે પણ તેની કારોબારી સમિતિના સભ્ય છે. રાજકોટ લોહાણા મહાજનની કાર્યવાહક સમિતિમાં છેલ્લાં વીસ વર્ષથી સેવા બજાવતા આવ્યા છે. આજે તેના ઉપપ્રમુખપદે બિરાજે છે. તેમના જાહેરસેવાના કાર્યોમાં રાજકોટના 'સૌરાષ્ટ્ર નિરાશ્રિત બાળાશ્રમ'ના સેક્રેટરી તરીકેની તેમની વીસ વર્ષની સેવા નોંધનિય છે. બાળાશ્રમમાં ઉછરેલી બે લોહાણા બાળાઓને તેમણે પોતે કન્યાદાન દઇ પરણાવી છે.

'લોહાણા હિતેચ્છુ'ના સંચાલન પાછળ શ્રી.લાલજીભાઇએ અગાધ મુશ્કેલીઓ સહન કરી છે. 'ઘડીની ફુરસદ નહિ અને પાઇની પેદાશ નહિ' એવા આર્થિક રીતે વાંઝીયા જ્ઞાતિપત્રકારિત્વના ક્ષેત્રને કારણે અન્ય વ્યવસાયક્ષેત્રે શ્રી. લાલજીભાઇને લક્ષ રાખવું પડયું છે. ઈ. સ. ૧૯૩૪માં તેમણે 'નેશનલ ઈન્સ્યુરન્સ કંપની'ને ઉમદા કાર્ય મેળવી આપ્યું. તેને પરિણામે 'વોર્ડન ઇન્સ્યુરન્સ કંપની'ના ચકોર મેનેજીંગ ડીરેકટર શ્રી. જે. સી. ઠક્કરની દૃષ્ટિ તેમના પર પડી. અને તેમને ઝડપી લીધા. ઇ. સ. ૧૯૩૫ થી 'ધી વોર્ડન ઈન્સ્યુરન્સ કું. સાથે બંધાયલો સબંધ આજે અત્યંત ઉજ્જવળ બન્યો છે.

ઇ. સ. ૧૯૩૬ માં આફ્રિકાના શાહસોદાગર શેઠ નાનજીભાઇ કાળીદાસ મહેતાએ તેમને આફ્રિકાની મુલાકાત લેવાનું ઇજન આપ્યું. તે સ્વીકારી ઈ. સ. ૧૯૩૭માં શ્રી. લાલજીભાઇ શ્રી. જે. સી. ઠક્કર સાથે આફ્રિકા ગયા. દૂર દૂર વસતા પ્રેમાળ જ્ઞાતિબંધુઓએ પોતાના આ પત્રકારનું દબદબાભર્યું સ્વાગત કર્યું. ઠેર ઠેર સભાઓ અને મેળાવડાઓ યોજાયાં, માનપત્રો અને કાસ્કેટો

અર્પણ થયા. શ્રી. લાલજીભાઈએ દરેક સભામાં જ્ઞાતિઉત્કર્ષનો ઉન્નત સંદેશો આપી દિલેદિલમાં જ્ઞાતિભક્તિના દીવડા પેટાવ્યાં. મોંઘી અને મીઠી મહેમાનગતિ ચાખી વીમાક્ષેત્રે પણ ઉમદા સફળતા સાધી તેઓ વતનને કિનારે ઉતર્યા. એજ રીતે ઇ. સ. ૧૯૪૧ની કરાંચીની તેમની મુલાકાત વેળાએ જ્ઞાતિબંધુઓએ ભવ્ય સત્કાર કર્યો હતો અને જ્ઞાતિબંધુઓ તરફથી માનપત્ર અપાયું હતું.

પિતાને પગલે ચાલી તેમના મોટા પુત્ર શ્રી. ગુણવંતરાયે ઇ. સ. ૧૯૩૬ થી 'જયસૌરાષ્ટ્ર'નાં મંડાણ માંડયા છે. આ અખબારે સૌરાષ્ટ્રના જીવનમાં ઉમદા સ્થાન પ્રાપ્ત કર્યું છે. ઈ. સ. ૧૯૩૮ની રાજકોટની લડત વેળાએ શ્રી. લાલજીભાઇએ 'લોહાણા હિતેચ્છુ પ્રિન્ટીંગ પ્રેસ'માં ભારે જોખમદારીઓભરી પ્રજાપરિષદની પત્રિ-કાઓ છાપી હિંમતભર્યું પગલું ભર્યું હતું. સરકારની આંખ કરડી થતાં એક હજારની જામીનગીરી મંગાઇ હતી. પણ તેનો સામનો કરી શ્રી. લાલજીભાઇએ તે હુકમ રદ કરાવ્યો હતો.



# શ્રી. શેઠ વિઠ્ઠલદાસ ભાણજી

[પોરબંદર]



જેમના દિલમાં સેવાભાવનો દીપક સદાકાળ જલતો રહે છે. જેમના જીગરમાં જનસેવાની ઝનઝનાટી સદાય જાગતી રહે છે અને જ્ઞાતિ તેમજ સમાજના નાના મોટા સેવા-કાર્યોમાં જેઓ હરદમ રચ્યાપચ્યા રહે છે, એવા આદમીઓ આવ-રદાને અમર બનાવી જાય છે. સુદામાપુરીના સખાવતી પુરૂષ રાજરત્ન શેઠ ભાણજી લવજીના સુપુત્ર શેઠ વિઠ્ઠલદાસભાઈએ પિતાની સખાવતોને દિલનું અમીસિંચન કરીને ઉજળો ઓપ આપ્યો છે. સખાવતી પિતાના સેવાવીર સુપુત્રે સુદામાપુરીને આંગણે ઉજજવળ ઇતિહાસ રચ્યો છે. સેવામૂર્તિ વિઠ્ઠલદાસની અનેકવિધ સેવાઓએ શ્રીમંતાઈના તેજને પણ ઝાંખું પાડયું છે.

સુદામાપુરીની એક એક સંસ્થાઓ, એક એક પ્રવૃતિઓ અને એક એક પુણ્યપ્રસંગો આજે શ્રી. વિઠ્ઠલદાસભાઇના નામે ગાજતા જણાય છે. જેમના દિલમાં શ્રીમંતાઈનું ઘમંડ નથી,

જેમના વર્તનમાં તવંગરીનો તોર નથી અને જેમના મીઠા મહોબ્બતભર્યા સ્વભાવમાં લક્ષ્મીનો નાદ નથી. એવા શાંત અને શીતળ પુરૂષ શેઠ વિઠ્ઠલદાસ આજે સુદામાપુરીના વિરલ માનવી બન્યા છે. લોહાણા જ્ઞાતિના એ આશાપુરૂષ છે.

સંવત ૧૯૫૨માં જગતની પ્રથમ ઝાંખી કરી ગુજરાતી પાંચ ધોરણના અભ્યાસ પછી માત્ર પંદર વર્ષની કુમળી વયે પિતાના ઘીના વ્યવસાયમાં જોડાયા. ભાગ્યશાળી પુત્રને પગલે પગલે શેઠ ભાણજીભાઈનો વ્યવસાય અદ્ભૂત અદાએ જામવા માંડયો. શ્રી. વિઠ્ઠલદાસભાઇની બાહોશી, કુશળ વ્યાપારકળા અને મીઠા સ્વભાવે વ્યાપારને ઉન્નત બનાવ્યો. આ વ્યવસાય ઉપરાંત શ્રી. વિઠ્ઠલદાસભાઇએ સંવત ૧૯૮૩ માં શેઠ ગીરધરભાઈ હરજી સાથે પોરબંદરની આજની જાણીતી 'શેઠ વિઠ્ઠલદાસ ભાણજી'ની પેઢીની સ્થાપના કરી. કમિશન એજન્સીનું કાર્ય કરતી આ પેઢી પણ આજે ભારે પ્રતિષ્ઠા અને પ્રભુતા જમાવી બેઠી છે. ઉપરાંત વેરાવળમાં V. B. માર્કાના ઘીની દુકાન પણ તેમનેજ નામે ચાલી રહી છે.

શ્રી. વિઠ્ઠલદાસભાઇ છેલ્લા પંદર વર્ષથી જાહેરજીવનમાં એકધારો અને અવિરત રસ લેતા આવ્યા છે. પોરબંદર મ્યુનિસિપાલિટીમાં છેલ્લા ચૌદ વર્ષથી નિયમિત ચૂંટાય છે. ચૌદ વર્ષમાં તેમણે પોરબંદરની પ્રજાની સુખશાંતિ કાજે ઉઠાવેલો શ્રમ ભારે પ્રશંસા માગી લ્યે છે. પોરબંદર લોહાણા મહાજનની કાર્યવાહક સમિતિમાં પંદર વર્ષથી ઉજ્જવળ સેવા આપી છે. આજે તો તેના પ્રમુખસ્થાને બિરાજી રહ્યા છે. પોરબંદર લોહાણા બોર્ડિંગ અને લોહાણા બાળાશ્રમની ઉન્નતિ માટે તેમણે સદાય કાળજી રાખી છે. વર્ષોની એ સંસ્થાની સેવાઓને પરિણામે છેલ્લાં પાંચ વર્ષથી તેના પ્રમુખસ્થાને સ્થાપિત થયા છે. પ્રમુખ તરીકે તેમણે એ સંસ્થાઓને વધુ ને વધુ ઉજ્જવળ બનાવવા ઝંખના કરી

છે. આ ઉપરાંત બીજી સંખ્યાબંધ સંસ્થાઓમાં તેમનું ઉંચું સ્થાન છે. પિતાની સખાવતોથી સ્થપાયલી સંસ્થાના વહીવટમાં પણ ભારે પરિશ્રમ ઉઠાવતા આવ્યા છે.

પોરબંદર જેવા શહેરને સારી સગવડવાળી સ્મશાનભૂમિની ખોટ સાલતી હતી. શેઠ વિઠ્ઠલદાસભાઇએ એ હકીકત હૈયે લીધી. કાર્ય ઉપાડી–બાંધકામ સમિતિના પ્રમુખ તરીકે પુષ્કળ પરિશ્રમ વેઠી ઇ. સ. ૧૯૩૮માં એક આદર્શ સ્મશાનભૂમિ ખડી કરી દીધી. પોરબંદર હિન્દુ જનતાએ તેમની ઉત્કટ સેવાભાવનાના મુક્તકંઠે ગુણ ગાયાં. હિન્દુ મહાજને પ્રેમભર્યું માનપત્ર આપ્યું.

શ્રી. વિઠલદાસભાઇની સેવાસરિતા દિનપ્રતિદિન વેગવંતી બનતી જોઇ, લોકહૃદયે તેમની જામેલી અગાધ પ્રતિષ્ઠા અને લાગણી નિહાળી પોરબંદરના રાણાસાહેબે તેમને ઇ. સ. ૧૯૩૬ માં 'ઓનરરી મેજીસ્ટ્રેટ' બેન્ચના ચેરમેનપદે સ્થાપ્યા. આટલી નાની વયે આટલા જવાબદારીભર્યા સ્થાનને સુંદર રીતે શોભાવી તેમણે ના. મહારાણાશ્રીના અભિનંદનના ઉદ્દગારો પ્રાપ્ત કર્યા છે.

દાનવીર શેઠ શ્રી. ભાણજી લવજીની ઉદાર સખાવતો પાછળ એક હોંશીલું હૈયું ધબકતું હોય છે અને તે શેઠ વિઠ્ઠલદાસભાઇ. તેમની પ્રેરણાથી ઠેર ઠેર ઉમદા સખાવતો થઇ છે. ઇ. સ. ૧૯૩૭માં પોરબંદર દ્વારકાના રાજમાર્ગ પર બાબડામાં રૂા. સાંઠય-હજારના ખર્ચે બંધાયલું ભવ્ય અને આલીશાન 'બાબડા આરોગ્ય ભુવન' શેઠશ્રી વિઠ્ઠલદાસની ઝંખનાનું જ પરિણામ હતું.

પ્રતાપી પિતાના પુણ્યશાળી પુત્ર શેઠ વિઠ્ઠલદાસ આજે લોહાણા જ્ઞાતિના ઉજ્જવળ રત્ન નીવડયા છે. જ્ઞાતિસેવાની ભાવનાએ હરદમ રંગાઇને તેમણે હરપળ જ્ઞાતિઉત્કર્ષની ઝંખના કરી છે. શેઠ ભાણજીભાઈના એકના એક આ લાડીલા પુત્ર લોહાણા જ્ઞાતિની ભવ્ય આશા છે !

——:= * =:——

# શ્રી. શેઠ કેશવલાલ લ. ખખ્ખર

[ રંગુન ]





કાર્યકુશળતા, ધગશ અને પુરૂષાર્થને બળે માનવી સફળતાના સોપાનો સર કરી શકે છે. સંસ્કાર, સેવાભાવ અને સખાવતવૃત્તિનું એમાં સંમેલન થતાં જીવન ધન્ય અને ભવ્ય બને છે. રંગુનના પ્રતિષ્ઠિત સોદાગર શેઠ કેશવલાલ લક્ષ્મણભાઇ ખખ્ખરનું જીવન આવી અદ્દભૂત પ્રતિભાનો પરિચય આપે છે. વ્યાપારે પુરૂષાર્થી, સેવાભાવે ઉત્કટ, સખાવતે ઉદાર અને સ્વભાવે સંસ્કારી, મીઠા અને શાંત એવા આ નરરત્નની માનવતા દીપી ઉઠી છે.

સૌરાષ્ટ્રના મધ્ય પ્રદેશમાં આવેલા બાબરા પંથકમાં ખખ્ખર કુટુંબનું ગૌરવ ગવાય છે. આ ધન્ય કુટુંબમાં સ્વ. લક્ષ્મણભાઇ કમળશી પ્રતિભાવંત, પ્રતિષ્ઠિત અને પુણ્યશાળી પુરૂષ હતા. લોહાણા જ્ઞાતિના જીવનમાં એમનું સ્થાન દીવાદાંડી સમું હતું. જ્ઞાતિના આગેવાન તરીકે સેવાવૃતિની ધૂણી એમને આંગણે સદા ધીખતી રહેતી. અંધારા એવા એ કાળમાં એમણે સંસ્કારબળે ભારે આગેકદમી દાખવી હતી. અમરેલી લોહાણા બોર્ડિંગની સ્થાપનામાં તેમનો તન, મન,

ધનનો ઉજ્વળ હિસ્સો હતો. અને જીવનપર્યંત તેના ટ્રસ્ટી તરીકે સેવા બજાવી હતી. આવા બાહોશ અને સેવાભાવી પિતાને ત્યાં શેઠ કેશવલાલભાઈનો જન્મ સંવત ૧૯૩૬ના ચૈત્ર શુદ ૯ના દિને થયો હતો. પિતાના સેવાભાવ અને સંસ્કારનાં અમી પીતાં પાંચ વર્ષની ઉંમરે શિક્ષણશાળામાં પગ મૂકી–અભ્યાસે ભારે દૈવત દાખવી માત્ર અગિયાર વર્ષની ઉંમરે ગુજરાતી સાતે ધોરણ સંપૂર્ણ કર્યાં, અને અંગ્રેજી શિક્ષણ માટે ભાવનગર જઈ આલફ્રેડ હાઈસ્કૂલમાં જોડાઈ માત્ર અઢાર વર્ષની વયે ભારે સફળતાપૂર્વક મેટ્રિક સુધી પહોંચ્યા.

કુટુંબ સંસ્કારી હતું, એટલું જ સુખની છોળો વચ્ચે વિલસતું હતું. નવજવાન કેશવલાલભાઈને શિરે ગુજરાનની કોઈ ચિંતા જામી ન્હોતી. પરંતુ અંતરમાં ઉછળાટ અને દિમાકમાં દૈવત હતું એવા આ નવજવાનને બાબરાની દુનિયામાં જ ગોંધાઈ રહેવું ન પાલવ્યું. માત્ર ઓગણિસ વર્ષની વયે છેક 'બસરા' પર હરણફાળ ભરી. સંવત ૧૯૫૫માં બસરાની એક માતબર અને મહાન પેઢી 'હાજી ઇસ્માઇલ હાજી અલાણા'ની પેઢીમાં જોડાયા. સંવત ૧૯૫૯ સુધી બસરાના નિવાસ પછી વતન આવ્યા. સંવત ૧૯૬૧માં તેમની ચકોર દૃષ્ટિ રંગુન પ્રત્યે ફરી. અને ઉપડયા. સંવત ૧૯૬૩માં મેસર્સ હીરજીભાઇ ખાકુભાઇની 'એક્સપોર્ટ–ઇમ્પોર્ટ'ની પેઢીમાં મેનેજર નિમાયા. આ રીતે ઉત્તરોત્તર પ્રગતિ સાધતાં સંવત ૧૯૬૭માં નાનાભાઇ શ્રી. પ્રાણલાલભાઈ અને ભત્રિજા શ્રી. સુંદરજીભાઇના સંયુક્ત સહકારમાં 'કેશવલાલ બ્રધર્સ'ને નામે ચોખાનો વ્યાપાર શરૂ કર્યો. આ વ્યાપારે રોજ–બ–રોજ ભવ્ય વિકાસ સાધવા માંડયો. પરિણામે ચોખા છડવાની સ્વતંત્ર મિલ ઉભી કરવાનું સાહસ તેમણે કર્યું. આજે બર્મામાં જુદે જુદે સ્થળે તેમની ત્રણ મિલો ચાલી રહી છે. જોબીનગામમાં ગણેશ રાઇસ મિલ, મીનલામાં મઘા રાઈસ મિલ અને જીઓનમાં

ભગવાનદાસ રાઇસ મિલ આ ત્રણે મિલો સુંદર રીતે પ્રગતિ કરી રહી છે. તેમાં સેંકડો બર્મીઝ મજુરો કામ કરી રહ્યા છે.

સાહસ અને પુરૂષાર્થને કારણે વ્યવસાયમાં શેઠ કેશવલાલભાઈએ અદ્દ્ભૂત સિદ્ધિ સાધી છે અને અઢળક લક્ષ્મીના સ્વામી બન્યા છે. પરંતુ લક્ષ્મીને ઝકડી રાખવાનું એમણે મુનાસબ માન્યું નથી. જનતાજનાર્દનના હિતાર્થે ઉદાર હૃદયે અને ઉદાર હસ્તે એમણે લક્ષ્મીનો સદુપયોગ કરવામાં ફરજ નિહાળી છે. રાષ્ટ્ર, સમાજ અને જ્ઞાતિહિતાર્થે તેમણે હજારોની સખાવત કરી છે, તે તેમના દાના દિલની મહત્તા સૂચવી રહી છે. શ્રી. સરદાર વલ્લભભાઇ પટેલ અને સ્વ. મણીલાલ કોઠારી સમા રાજવી ભીખારીઓની ભીખને સંતોષનાર શ્રી. કેશવલાલભાઈનું દિલ કેટલું ઉદાર હશે ? એજ રીતે હિંદની જુદી જુદી સંસ્થાના પ્રતિનિધિઓ તેમને આંગણેથી ઉમદા ફાળો પ્રાપ્ત કરીનેજ પાછા ફર્યા છે. રંગુનની ગુજરાતી પ્રજામાં તો શ્રી. કેશવલાલભાઇની મહત્તા ગવાય છે. ધીર, ગંભીર અને ઉદાર એવા શ્રી. કેશવલાલભાઇની સુકીર્તિ બ્રહ્મદેશની ગુજરાતી આલમના ચારે સીમાડામાં અતિ ગૌરવભરી છે.

ઇ. સ. ૧૯૧૩માં તેમણે બાબરામાં રૂ. પાંચ હજારના ખર્ચે 'કમળશી મીડલ સ્કૂલ'ની સ્થાપના કરી તેનો વહીવટ રાજસત્તાને સોંપ્યો છે. એજ રીતે બાબરા નજીક ઇંગોરાળામાં સ્વ. માતુશ્રીના નામે 'મોતીબાઇ ગુજરાતી શાળા'ની સ્થાપના તેમના હસ્તે થઇ છે. આ બન્ને શાળાઓને હજુય તેઓ અવારનવાર રકમો આપતા રહે છે. અમરેલી લોહાણા બોર્ડિંગમાં પિતાને પગલે ચાલી તેમણે ટ્રસ્ટી તરીકે સેવા ઉઠાવી છે. મકાન ફંડમાં સારી રકમ અને વાર્ષિક ભોજનો તેમના તરફથી અપાય છે. નવા મકાનની ઉદ્દ્ઘાટનક્રિયાનો સમારંભ તેમના પ્રમુખપદે ઉજવાયો હતો. ઈ. સ. ૧૯૪૦માં તેમના સુપુત્રી ચિ. મેનાબ્હેન, સુપુત્ર ચિ. ભગવાનદાસ અને શ્રી. પ્રાણલાલભાઈનાં પુત્રી ચિ. નિર્મળાબ્હેન અને પુત્ર શ્રી. મનુભાઇના લગ્ન પ્રસંગે તેમના તરફથી જુદી જુદી સંસ્થાઓને રૂ. ચાર હજારનું દાન કરાયું હતું.



**શ્રી. શેઠ પ્રાણલાલભાઇ**
**લ. ખખ્ખર.**

તેમના નાના બંધુ શ્રી. શેઠ પ્રાણલાલભાઈ પણ એટલાજ સેવાભાવી અને સરલહૃદયી છે. તેઓ જોબીનગામની રાષ્ટ્રીયશાળાના પેટ્રન છે અને શાળાને અવારનવાર સહાય કરે છે. શ્રી. કેશવલાલભાઇની સેવાવૃતિ અને સખાવતોમાં હંમેશાં તેમની પ્રેરણા અને પીઠબળ રહ્યું છે.

ગરીબો પ્રત્યે શ્રી. કેશવલાલભાઇને ઉંડી દાઝ છે. જોબીનગામમાં દર વરસે સાધુઓને અને કારાવાસના કેદીઓને તેમના તરફથી ભોજન અપાય છે. સાહિત્ય પ્રત્યે પણ તેમનો એટલો જ અનુરાગ છે. સાહિત્યકારોને તેમણે ટેકો આપ્યો છે. તેમના મોટા પુત્રી ચિ. બ્હેન ચંદ્રિકાબ્હેનના લગ્ન પ્રસંગે 'ધર્મધૈર્ય દર્પણ' નામનું સુભાષિત: સંગ્રહ'નું પુસ્તક છપાવી તેની લ્હાણી કરી હતી.

તેમના સુપુત્ર ચિ. ભગવાનદાસ આશાસ્પદ યુવાન છે. પિતાના ગુણો તેમના અંતરમાં ઉતર્યા છે. તેમના લગ્ન જાણીતા સાહિત્યકાર શ્રી. બાવચંદ મા. વડેરાનાં સંસ્કારી સુપુત્રી ચિ. બ્હેન પ્રભાલક્ષ્મી સાથે થયાં છે. સંસ્કારી પિતાઓની આ સંસ્કારી સંતતિ કુટુંબને અવશ્ય વધુ યશસ્વી બનાવશે.



# શ્રી. કલ્યાણજી કા૦ ઠક્કર

[ મુંબઇ ]



સોહામણા સોરઠની શૌર્યભરી ધરતી પર કો'અવધૂતની અદાથી ઉન્નત આસ્માન સાથે ગર્વભરી ગોઠડી કરતા પાવક ગિરિરાજ ગીરનારની સોડમાં સુતેલા કેરાળાની ગ્રામ્યસૃષ્ટિમાં 'નથુ ભીમાણીનું'' કુળ પેઢીઓથી પ્રતિષ્ઠા, પ્રભુતા, અને સમૃદ્ધિ સાચવી વસતું હતું. એવા આ રઘુવંશી લોહાણા કુટુંબમાં પ્રભુ ભક્તિમાં તરબોળ એવા પિતા કહાનજી વાલજીને ત્યાં માતા પાનબાઈની કૂખે શ્રી. કલ્યાણજી કહાનજી માસ્તરે ઇ. સ. ૧૮૮૮ની સાલમાં ઓગષ્ટ માસની ૧૫ મી તારીખે જન્મ ધર્યો.

બાળપણ સુખમાં વિત્યું. પરંતુ એક કાળે આ કુટુંબના કિસ્મતચક્રો વિફરી બેઠાં. જ્યાં ઐશ્વર્ય હતું, ત્યાં આફતના ઓળાં ઉતર્યાં. અને કેરાળા, મોટી પરબડી, વડાલ તેમજ માળીયાની શાળાઓમાં તેમણે પ્રથમ નંબર સાચવતા ગુજરાતી સાત ધોરણ પૂરા કર્યાં. આ પછી કલ્યાણજીભાઇના અંતરમાં પણ

એ. બી. સી. ડી. ની આલમમાં પ્રવેશવાનો મોહ જાગ્યો હતો. પરંતુ કુટુંબની સ્થિતિ વિચાર માગતી હતી.. તેમણે માળીયાની બજારમાં એક નાનકડી દુકાનમાં નોકરી નોંધાવી.

કુમાર કલ્યાણજીભાઈને મેલાંઘેલાં વસ્ત્રોમાં પૈસાપૈસાનાં પડીકાં બાંધતા માળીયાની શાળાના હેડમાસ્તર નિહાળી ન શકયાં. તેમણે જુનાગઢ શિક્ષક પ્રવેશક કલાસમાં જવાની સગવડ કરાવી આપી. શ્રી. કલ્યાણજીભાઇ શિક્ષણ પ્રવેશક કલાસમાં જોડાઇને રાજકોટ મેઇલ ટ્રેનિંગ કોલેજમાં પરીક્ષા આપી દોઢસો બસો ઉમેદવારોમાં બીજે નંબરે આવ્યા. અને એ રીતે ત્રણે વર્ષના અભ્યાસક્રમમાં ત્રણ નંબરથી વધુ દૂર ગયા વિનાજ થર્ડઇયર ટ્રેઈન્ડ કલાસમાં પણ પહેલા વર્ગના ત્રીજા નંબરે પાસ થયા.

ઇ. સ. ૧૯૦૬ માં તાલીમબાજ મહેતાજી તરીકે પ્રમાણ-પત્ર પ્રાપ્ત કરી, પોરબંદર સ્ટેટના કેળવણી ખાતામાં જોડાયા. પોરબંદર તાલુકા સ્કૂલના આસિસ્ટંટ માસ્તર તરીકે રૂ. ૧૨ ના પગારે તેમના શિક્ષક જીવનનું પહેલું પ્રભાત ઉઘડયું. એ પછી ફટાણા બદલી થઇ. પરંતુ દિલે જામેલા વ્યાપાર સંસ્કારે તેમને ઝંપવા ન દીધા. ચોપાસ ધાવાં નાખતા એમને મુંબઇનું ઇજન આવ્યું. આ ઇજને તેઓ ઈ. સ. ૧૯૦૮ની શરૂઆતમાં મુંબઇ આવ્યા અને માંડવીની માસ્તર કાનજી કરમશીની ખાનગી શાળામાં હેડમાસ્તર તરીકે રૂપિયા ૨૫ ના દરમાયાથી નિમાયા. એ પછી ન્યુ હાઈસ્કુલના ગુજરાતી વિભાગના હેડમાસ્તર તરીકે કામ કર્યા બાદ મુંબઈના મ્યુનિસિપલ શાળાખાતામાં ઇ. સ. ૧૯૦૯ ના એપ્રિલ માસમાં તેમની નિમણુંક થઇ. માત્ર આઠજ મહિનાની કામગીરીમાં ખાતાના વડાઓએ તેમનામાં અનોખી ચમક જોઇ. એ કુશળ કારકિર્દીએ તેમને નવી સ્થપાતી 'લોઅરપરેલ'ની શાળાના હેડમાસ્તરપદે સ્થાપી દીધા.

આમ ત્વરિત ગતિએ શ્રી કલ્યાણજીભાઈએ હરણફાળો ભરવા માંડી. જુદી જુદી અનેક શાળાના હેડમાસ્તર તરીકે તેમણે ખાતાની ખાતાવહીમાં ભારે ઉજ્જવળ કારકિર્દી નોંધાવી. એમ છતાં ઇ. સ. ૧૯૧૭માં એક વ્યાપારી પેઢી સ્થાપી ભારે સફળતા સાધી. પણ માંદગીને કારણે તે ઉઠાવી લઇ ફરી નોકરીમાં જોડાઇ ગયા. હાલ ઇ. સ. ૧૯૪૧ ના મે માસથી પેન્શન પર નિવૃત થયા છે.

શ્રી. કલ્યાણજીભાઇની સેવાભકિત તો યૌવનના પહેલા પહોર-થી જ પાંગરી હતી. જુદી જુદી સંસ્થાઓમાં, પ્રવૃતિઓમાં, પ્રસંગોમાં તો તેઓ સદાકાળ સંકળાયલાજ રહેતા. જીવનની કિંમતી પળો તેમણે સેવાભાવના રંગે ત્યારથી જ રંગી હતી. સેવા, સુશ્રુષા, સ્વાર્પણનો દીપક તો દિલમાં નવજવાનીમાં ચેતી ગયો હતો, અને છેલ્લા ત્રીસ વર્ષની તેમની વિવિધ સેવાઓ છે. જાહેર અને ખાનગી પ્રત્યક્ષ અને પરોક્ષ એવી એમની સેવાઓ સદા ઇતિહાસ રચતી રહી છે. એમની શિક્ષકગીરી શાળાની ચાર દિવાલો વચ્ચેજ ગોંધાઇ નથી રહી પરંતુ નાનામોટા કેટલાંયને સેવાજીવનના પાઠ પઢાવવામાં પણ સાર્થક થઇ છે.

મુંબઇનું હાલાઇ લોહાણા મહાજન આજે લોહાણા આલ-મમાં નમુના સ્વરૂપ બન્યું છે. અને આ આદર્શ સ્થિતિ સર્જનારાઓમાં શ્રી કલ્યાણજીભાઇનું મુખ્ય સ્થાન છે, છેક ઉગતા યૌવનથી એટલે સંવત ૧૯૬૭ની સાલથી માત્ર ત્રેવિસ વરસની ઉંમરે એક સ્વયંસેવકની અદાથી શ્રી. કલ્યાણજીભાઇએ મહાજનશ્રીના કાર્યમાં સક્રિય રસ લેવા માંડયો હતો. તેમની કાર્યશકિત દીર્ઘદ્રષ્ટિ અને સમીલનતાએ તેમને મહાજનશ્રીના વહીવટમાં દિન પ્રતિદિન ઉચ્ચ સ્થાન મળવા લાગ્યું. સંવત ૧૯૭૦ માં મેનેજીંગ કમિટીના સભ્ય ચૂંટાયા. અને તે પછી મંત્રી તેમજ ટ્રસ્ટીપદના અતિ જવાબદારપદે તેમની ચૂંટણી થઇ. આજે તો મહાજનશ્રીના આંતરિક વહીવટમાં તેમનું સ્થાન એક મહારથી

સમું છે. તેમણે વર્ષો સુધી બજાવેલી વિશાળ સેવાએ મહાજનને કો' જુદીજ કોટી પર લાવી મૂકયું છે.

સંવત ૧૯૬૫માં દાત્રાણા શુભેચ્છક મંડળના સ્થાપક તરીકે જનતામાં ભાતૃભાવ પ્રસારવા તેમણે ભારે શ્રમ ઉઠાવ્યો હતો. સંવત ૧૯૬૯ના અશાડ શુદ ૨ ના આજે વટવૃક્ષ સમાન વડવાઈઓ પ્રસારી બેઠેલા સૌરાષ્ટ્ર 'હાલાઈ લોહાણા મિત્રમંડળ'ની સ્થાપના તેમને હાથે થઈ. તેમની આ મંડળની અથાગ સેવાની કદર તરીકે સંવત ૧૯૯૪ના શ્રાવણ શુદ ૧૨ના દિવસે ભવ્ય સમારંભ રચી દબદબાથી તેમની અર્ધ-શતાબ્દિ ઉજવી સુવર્ણ ચંદ્રક એનાયત કર્યો હતો. ઇ. સ. ૧૯૭૦માં લોહાણા સેવક સમાજથી સ્થાપના કરી હતી, તેના સેક્રેટરી હતા.

લોહાણા મહાપરિષદ અંગેની શ્રી. કલ્યાણજીભાઈની સેવાઓ પણ થોડી નથી. છેક ત્રીજા અધિવેશનથી માંડી તેની સ્ટેન્ડીંગ કમિટીના ઉત્સાહી સભ્ય તરીકે તેમની સેવાઓ નોંધાઇ છે. નવી સ્ટેન્ડીંગ કમિટીના જનરલ સેક્રેટરીપદે તેમને સ્થાપવામાં આવ્યા છે.

તેઓ સરકારી પગારદાર હોવા છતાં સદા રાષ્ટ્ર રંગે રંગાયલા રહ્યા છે. તેમના ઇ. સ. ૧૯૧૮ ના માટુંગા નિવાસ વખતે માટુંગા તાલુકા કોંગ્રેસ કમિટીના મંત્રી તરીકે તેમની નિમણુંક થઈ હતી. એમનું મંત્રીપદ અનેક ઉજ્જવળ કાર્યોનો ઓપ લઇ ગયું હતું. એક કરતાં અનેક ખાદી પ્રદર્શનો દ્વારા તેમણે જનતામાં ખાદી પ્રચાર કર્યો હતો. આ પછી તો એફ વોર્ડ કોંગ્રેસ કમિટીના મંત્રી તરીકે અને બી. પી. સી. સી.ના સભ્ય તરીકે પણ તેમની ચૂંટણી થઇ હતી. આ ઉપરાંત માટુંગાના વસવાટ દરમ્યાન સંવત ૧૯૭૫ થી માંડી સંવત ૧૯૮૫ સુધી 'માટુંગા રેસિડેન્ટ એસોસિએશન'ના મંત્રી તરીકેની તેમની કાર્યવાહી ભારે ફળદાયી નીવડી હતી. શિક્ષકોની જુદી જુદી સંસ્થાઓમાં તેમનું સ્થાન મોવડી સમું સદાય રહ્યું છે. મરાઠી, ગુજરાતી, ઉર્દુ, સ્પેશિયલ વગેરે સર્વ

જાતના શિક્ષકોની એસોસિએશનની જોઈન્ટ કમિટીના સભ્ય અને સહમંત્રી તરીકે, બોમ્બે મ્યુનિસિપલ સ્કૂલ કમિટી એમ્પલોયર્સ-ક્રેડીટ કોઓપરેટીવ બેંક લી૦ ની કારોબારી કમિટીના સભ્ય તરીકે, મ્યુનિસિપલ ગુજરાતી શિક્ષક સહાયક ફંડ' ના ઉપપ્રમુખ તરીકે, તેમજ મ્યુનિસિપલ ગુજરાતી પ્રાયમરી ટીચર્સ એસોસિએશનના મંત્રીપદથી માંડી ઉપપ્રમુખપદ સુધીની તેમની શિક્ષકસમાજની અગાધ સેવાઓ મુંબઈનો શિક્ષક સમાજ કદી વિસરશે નહિં. શિક્ષકોના હકકો અને હિતો ખાતર ખાતા સાથે, અને સરકાર સાથે હર-હંમેશ ઝુંબેશ ઉઠાવતા રહ્યા અને સફળતા મેળવતા જ રહ્યા. તાજેતરમાં શ્રી. કલ્યાણજીભાઇ શિક્ષકપદથી નિવૃત થયા ત્યારે તેમની સેવાઓને અભિનંદવા ગુજરાતી પ્રાયમરી ટીચર્સ એસોસિએશન' તરફથી તા. ૩ જી ઓગસ્ટના દિને એક ભવ્ય સમારંભ યોજાયો હતો. એ એમના પ્રત્યેની શિક્ષકોની મમતા સુચવે છે. અને એજ રીતે તેમના બહોળા પ્રશંસક વર્ગે પણ શેઠ નાનજી કાળીદાસના પ્રમુખપદે તેમને કાસ્કેટ અને માનપત્ર અર્પણ કર્યું હતું.

જ્ઞાતિની બીજી સંસ્થાઓમાં શ્રી. હાલાઈ લોહાણા સહાયકારી મંડળના આજીવન સભાસદ તરીકે તેઓએ સેવા ઉઠાવી છે. અને આજે નાના મોટા જાહેર અને ખાનગી બાર ટ્રસ્ટોના તો તેઓ ટ્રસ્ટી છે. તેમજ મુંબઇ બહારની ઘણી સંસ્થાઓને પણ તેમની સેવાઓનો લાભ સાંપડયો છે.

મુંબઈમાં ઈ. સ. ૧૯૩૧માં મળેલી 'લોહાણા યુવક પરિષદ' સફળ બનાવવા માટે સદા યુવાન શ્રી. કલ્યાણજીભાઇએ પણ શ્રમ ઉઠાવ્યો હતો. અને પરિષદ સફળતાપૂર્વક મળી ગયા પછી તેના ઠરાવોનો પ્રચાર કરવા ગુજરાત કાઠિયાવાડના પ્રવાસે નીકળેલા ડેપ્યુટેશનમાં પણ સામેલ હતા.

'કાર્યકી જ્યોત સદાહી જલે'ના રટણ સાથે હરદિનની હરપળ તેમણે જનતાજનાર્દનની સેવાની ઝંખના કરી છે. તેમનું જીવ્યું સાર્થક થયું છે.

——:○:——

# શ્રી. જેઠાલાલ સી. ઠક્કર

[ મુંબઇ ]



સાહસ અને સ્વબળે અદ્‌ભૂત સિદ્ધિઓ પ્રાપ્ત કરનારા પુરૂષાર્થવીરો તવારીખની કિતાબમાં કીર્તિભર્યું સ્થાન પામે છે. 'ધી વોર્ડન ઇન્સ્યુરન્સ કંપની લી૦' ના મેનેજીંગ ડીરેક્ટર અને 'ધી ઇન્ટરનેશનલ બેંક ઓફ ઇન્ડિયા લી૦'ના મેનેજીંગ ગવર્નર શ્રી. જેઠાલાલ સી. ઠક્કર એક વિરલ સાહસમૂર્તિ છે. તેમના ઉજ્જવળ જીવનમાંથી સાહસ, કર્તવ્યપરાયણતા, ખંત અને પુરૂષાર્થનાં પ્રેરણાભર્યાં પાઠ સાંપડે છે. એક જાદુગર જાદુઇ સૃષ્ટિ રચે એ અદાએ એમણે આ ઉજ્જવળ સંસ્થાઓની ઇમારત ખડી કરી છે.

ધોળકાથી પંદર માઇલ દૂર વસેલા ડુંગારી ગામમાં શ્રી. જેઠાલાલભાઇનો જન્મ ઇ. સ. ૧૯૦૩ના માર્ચ માસની ૧૯ મી તારીખે થયો હતો. પિતા છગનલાલ ભગવાનદાસ તાલુકાના પ્રતિષ્ઠિત જમી-

નદાર અને પાંચ પ્રગણાના લોહાણા મહાજનના મુખી હતા. એમની બાહોશીનો વારસો શ્રી. જેઠાલાલભાઈના જીવનમાં ઉતર્યો છે.

સુખ, સમૃદ્ધિ વચ્ચે બાલજીવનનાં લાડકોડ માણી નાની ઉંમરે શ્રી. જેઠાલાલભાઈએ અક્ષરજ્ઞાન સાથે મહોબ્બત બાંધી હતી. ડુંગારીમાં માત્ર બાળવર્ગનું જ શિક્ષણ શકય હતું, તે પ્રાપ્ત કરી પીંજ ગામે જઈ ચાર ધોરણ પૂરા કર્યા. તે પછી વડોદરા રાજ્યના સોજીત્રા ગામના એક સાર્વજનિક છાત્રાલયમાં જોડાઇ ત્યાંની હાઇસ્કૂલ દ્વારા ઇ. સ. ૧૯૨૦ના માર્ચમાં મેટ્રિક થયા. વધુ અભ્યાસની ઇચ્છાએ મુંબઈ આવ્યા. અને 'લોહાણા ઉચ્ચ કેળવણી બોર્ડિંગ'માં જોડાયા. સેંટ-ઝેવીયર્સ કોલેજમાં અભ્યાસ શરૂ કર્યો. પરંતુ અનુકૂળતા નહિ આવતાં વડોદરા જઈ 'બરોડા કોલેજ'ની સૃષ્ટિમાં સમાયા.

ઇ. સ. ૧૯૨૧નો જમાનો હિંદના ઇતિહાસનો અમર જમાનો છે. હમવતનની હમદર્દીથી હૃદયમાં હિંમત ધરી ફૂધમલ જવાનો ભવિષ્યની ભવ્ય આશાઓમાં આગ ચાંપી આઝાદીનો નાદ રટતાં રણમેદાને પડયા. નવજવાન જેઠાલાલભાઈના હૈયે પણ આઝાદીનો આતશ જાગ્યો. એમણે પરદેશી કેળવણીનાં પોથાં ફેંકી દીધા, ગુલામીના કારખાના સમી કોલેજને પ્રણામ કરી અમદાવાદમાં સ્વ. આચાર્ય ગીડવાણીના નેતૃત્વ તળે ચાલતા 'ગુજરાત મહાવિદ્યાલય'માં જોડાયા. ૭ મહિનાના આ અભ્યાસ પછી ઉંઘતા ધોળકાને જાગૃતિને રંગે રંગવાના કોડ જાગ્યાં અને રાષ્ટ્રનો આ નાનકડો લાડકવાયો સૈનિક મૈયાની મુકિત કાજે જીવનની આશાઓ અળગી કરી દરિદ્રનારાયણોનો દોસ્ત બન્યો.

ધોળકા આવી ધોળકા તાલુકા મહાસભા સમિતિની સ્થાપના કરી. ગામગામડે ઘૂમી આઝાદીનો અવાજ કર્યો, જાગૃતિની રણભેરી બઝાવી, સુતેલા જનસમાજને જાગૃતિનાં અમી પાયાં, લોકઆત્મામાં ચેતનાની ચિનગારી ફેંકી. એક વરસની સતત જહેમતને પરિણામે ધોળકા તાલુકામાં ઠેર ઠેર રચનાત્મક કાર્યોના મંડાણ મંડાયા. ૭૦૦ જેટલા રેંટીયાના ઘેરા ગંભીર નાદે ધોળકાની ધરતી ગાજી ઉઠી.

અસહકારનો જુવાળ ઓસરી ગયો અને ઇ. સ. ૧૯૨૩માં શ્રી. જેઠાલાલભાઇ મુંબઈ આવ્યા. જી. ડી. એ.ના કોર્સ માટે તૈયારી કરવા માંડયા પરંતુ તંદુરસ્તીને જફા પહોંચતા વતન ગયા. ઇ. સ. ૧૯૨૫માં અમદાવાદ આવી 'એડવોકેટ' બનવાની મહત્વાકાંક્ષાએ વાંચવાની શરૂઆત કરી અને 'હિન્દુસ્તાન કોઓપરેટિવ ઇન્સ્યુરન્સ કંપની'ના એક સામાન્ય એજન્ટ તરીકે વીમાક્ષેત્રમાં ડગ માંડયા. માનવીની શકિત કયાંય છૂપી નથી રહેતી, વીમાક્ષેત્રમાં પણ તેમણે ભવ્ય સફળતા મેળવી. ઇ. સ ૧૯૩૩ સુધીમાં કંપનીના ચીફ એજન્ટ બન્યા.

આ અરસામાં એક સ્વતંત્ર વીમાસંસ્થા સ્થાપવાનાં સ્વપ્ન જાગ્યાં. પરંતુ સૌકો'ને એ સ્વપ્ન રાત્રીનાં સ્વપ્નજ ભાસતાં હતાં, એક સામાન્ય વીમા એજન્ટ વીમાનાં જોખમભર્યાં ક્ષેત્રમાં સ્વતંત્ર સંસ્થા સ્થાપવાના મનોરથ સેવે તો પાગલપણામાંજ ખપે ! પરંતુ સાહસદિલ અને ખંતીલા માનવીઓ સ્વપ્નને સાક્ષાતાર બનાવી શકે છે, સૌની ભારે અજાયબી વચ્ચે ઇ સ, ૧૯૩૪માં 'ધી વોર્ડન ઇન્સ્યુરન્સ કંપની' ની સ્થાપના થઇ. સાહસ તો કપરૂં હતું. આટલી નાની ઉંમરે એક અજાણ્યા આદમીએ એ અદ્દભૂત સાહસ ઉપાડયું હતું. પરંતુ પૂરેપુરી તપશ્ચર્યા, એકધારી કામગીરી, અનેકવિધ જોખમો અને જહેમતને પરિણામે 'વોર્ડન' સુંદર પાયા પર મૂકાઇ ગઈ. પ્રથમ વરસે જ પચીસ લાખનું કામ પ્રાપ્ત કર્યું. આમ વિરલ સફળતા પ્રાપ્ત કરતાં ટુંક સમયમાં હિંદના વીમાક્ષેત્રે 'વોર્ડન'ની કીર્તિ અજબ અદાથી જામી ગઈ. 'વોર્ડન'નો ઉન્નત વાવટો ઉન્નત અદાએ વીમા આકાશમાં ફરકી રહ્યો. તેની ભવ્ય ઇમારત પર કળશ ચડતાંજ રહ્યાં. આજે હિંદની અગ્રગણ્ય કંપનીઓની હારોળમાં 'વોર્ડન' આવી ઉભી છે.

ઇ. સ. ૧૯૩૭માં શ્રી. જેઠાલાલભાઇ 'લોહાણા હિતેચ્છુ'ના તંત્રી શ્રી. લાલજી નાગજી ગણાત્રા સાથે આફ્રિકાની મુલાકાતે ગયા. આફ્રિકાની લોહાણા જનતાએ પોતાના આ ઉદ્યોગવીરને

હાર્દિક આવકાર આપ્યો. ઠેર ઠેર સભાઓ થઈ અને સન્માનો થયા. શ્રી. જેઠાલાલભાઈના દિલમાંથી જબાન વાટે જ્ઞાતિઉન્નતિની અનેરી ભાવનાઓ ટપકી પડી. સૌએ તેમની જ્ઞાતિભાવનાને વધાવી. મીઠો સત્કાર અને અદ્‌ભૂત સહકાર પ્રાપ્ત કરીને આફ્રિકાની દુનિયામાં ઠેર ઠેર વોર્ડનનો વિજય વાવટો ફરકાવી ઈ. સ. ૧૯૩૮માં માતૃભૂમિમાં આવ્યા.

આફ્રિકાની અદ્‌ભૂત સફળતાથી જવાંમર્દ જેઠાલાલભાઇનું જીંદાદિલી જીગર વધુ પ્રફુલ્લિત બન્યું. એક સ્વદેશી બેંક સ્થાપવાની ઇચ્છા તેમના અંતરમાં દ્રઢ થઈ. બેન્કીંગનું ક્ષેત્ર ગુજરાતમાં અતિ નાના પ્રમાણમાં ખેડાયું છે. ભારે જોખમી એવું એ ક્ષેત્ર ખેડવાની હિંમત કોઇ મર્દલોહિયા હિંમતવીરોજ કરી શકે. સાહસદિલ શ્રી. જેઠાલાલ ઠક્કરે તેનાં સ્વપ્નો ઘોળ્યાં. એવાજ નકશાઓ આંકયા અને એજ અદાએ ઇ. સ. ૧૯૪૦ના ફેબ્રુઆરીમાં અમદાવાદમાં 'ધી ઇન્ટરનેશનલ બેંક ઓફ ઇન્ડિયા'નું મંગળાચરણ થયું. નડિયાદ અને ધોળકામાં તેની શાખાઓ સ્થાપવામાં આવી.

૧૯૪૧માં મુંબઇમાં 'વોર્ડન હાઉસ'ની ભવ્ય ઇમારત ખડી થઈ. અમદાવાદથી મુખ્ય ઓફિસ મુંબઇ આવી. એજ મકાનમાં ઈ. સ. ૧૯૪૧ ના ઓગષ્ટ માસમાં 'ધી ઇન્ટરનેશનલ બેંક ઓફ ઈન્ડિયા'ની ભવ્ય એવી મુંબઈ શાખાની ઉદ્‌ઘાટન ક્રિયા આફ્રિકાના શાહસોદાગર શેઠ નાનજી કાળીદાસ મહેતાના શુભ હસ્તે થઇ.

આ રીતે શ્રી. જેઠાલાલભાઇએ માત્ર જીંદાદિલીથી સ્વબળે 'વોર્ડન'ની મહાન સંસ્થા સરજી, વીમાઉદ્યોગે ઉંચુ આસન સર કર્યું, 'ઇન્ટરનેશનલ બેંક'ની સ્થાપના કરીને ગુજરાતના અણખેડાયલા આ ક્ષેત્રને ઉજ્જવળતા અર્પી. તેમની ચકોર દૃષ્ટિ, કર્તવ્યપરાયણતા અને ખંત થકી તેમણે આ રાષ્ટ્રીય ઉદ્યોગોના વિકાસ માટે ઉજ્જવળ પગલાં ભર્યાં છે. ઉપરાંત તેઓ 'ધી ગુજરાત

મારબલ્સ એન્ડ પોટરી કું. લી.ના ડીરેકટર છે. 'ઇન્ડિઅન મરચન્ટસ ચેમ્બર'ના સભ્ય છે.

જ્ઞાતિ ઉન્નતિની તમન્ના પણ તેમના દિલે ઓછી નથી. આજથી સાત વર્ષ પહેલાં તેમની આગેવાની તળે ધોળકામાં લોહાણા બોર્ડિંગનાં મંડાણ મંડાયા. બોર્ડિંગના પ્રમુખ તરીકે આજે સાત સાત વર્ષથી તેની જીવનદોરી માટે શ્રી. જેઠાલાલ ભાઇને બીજા સહકાર્યકરો સાથે મળીને ભારે શ્રમ ઉઠાવવો પડયો છે. આજે તો સંસ્થાના પાયા મજબૂત બન્યાં છે. બાવન જેટલા વિદ્યાર્થીઓ તેની શીતળ છાંયામાં શિક્ષણનું અમૃતપાન કરી રહ્યાં છે અને રૂ. ૫૦ હજારને ખર્ચે એક સ્વતંત્ર મકાન પણ તૈયાર થયું છે. આ નવા મકાનમાં સો જેટલા વિદ્યાર્થીઓનો સમાવેશ થઇ શકશે. મકાનફંડમાં શ્રી. જેઠાલાલભાઈએ રૂ. બે હજાર આપીને શરૂઆત કરી હતી.

શ્રી. જેઠાલાલભાઈનું જીવન સ્વબળે ઘડાયલું ઉન્નત જીવન છે. જે. સી. ઠક્કરને નામે પ્રસિદ્ધ થયેલા આ પુરૂષાર્થી પુરૂષે જીવનને ઉજ્જવળ રંગોએ રંગ્યું છે. જ્ઞાતિ હજુ તેમની શકિતઓનો વિશેષ લાભ ઇચ્છી રહી છે.



# શ્રી. જેષ્ટારામ ભ. સોમૈયા

[ કરાંચી]



**કરાંચીની** જ્ઞાતિઉન્નતિની સદા જાગૃત પ્રવૃતિઓમાં જે કર્મવીરોએ પ્રાણ પાથર્યો છે, તેમાં શ્રી. જેષ્ટારામ ભવાનજી સોમૈયાનું સ્થાન પણ અગત્યનું છે. વર્ષો સુધી કરાંચી લોહાણા જ્ઞાતિની સેવા બજાવનાર સ્વ. શેઠ ભવાનજી નરસિંહના આ નબીરાએ માત્ર લોહાણા જ્ઞાતિનાજ નહિ પણ સમસ્ત કરાંચીના જાહેરજીવનમાં અતિ ઉત્કટ એવો ફાળો આપ્યો છે.

સુખ અને સાહ્યબીની ઉછળતી છોળો વચ્ચે જમીનદાર પિતાને ત્યાં શ્રી. જેષ્ટારામભાઇનો જન્મ સંવત ૧૯૬૧ના કારતક શુદ ૨ના દિને થયો હતો. કરાંચીમાં અભ્યાસ કરી એન. જે. હાઇસ્કૂલ દ્વારા ઇ. સ. ૧૯૨૨માં મેટ્રિક થઇ એક વર્ષના કોલેજ-જીવન પછી તેમણે પિતાના કોંટ્રેકટના વ્યવસાયમાં ઝંપલાવ્યું. ઇ. સ. ૧૯૨૬ના જુન માસમાં પિતાનું અવસાન થતાં વ્યવસાય અને વ્યવહારનો બોજો તેમના શિરે આવ્યો. ઇ. સ. ૧૯૩૬થી તેમણે વીમા ઉદ્યોગમાં ડગ માંડયા.

કરાંચીનું એ સદ્ભાગ્ય છે કે તેને આંગણે એવા ઘણા સેવાવીરો સાંપડયા છે કે જેમણે વ્યવસાયના પ્રશ્નને ગૌણ બનાવી દિવસના વધુ કલાકો જાહેરજીવન પાછળ ખર્ચીને સ્વાર્પણની ભાવના કેળવી છે. શ્રી. જેષ્ટારામભાઇ તેમાંના એક છે. તેમણે રાજકારણ, જ્ઞાતિ, સમાજ, કેળવણી એ દરેક ક્ષેત્રમાં ઉમદા સેવા અર્પી છે.

આર્યાવર્તના ઇતિહાસે અમર એવું ઇસુનું ૧૯૩૦મું વર્ષ મૈયાની મુક્તિ કાજે માથું મૂકનારા મર્દોની મર્દાનગીનું વર્ષ હતું, મહાસભાએ માંડેલા એ મુક્તિસંગ્રામમાં નવજવાન જેષ્ટારામભાઇએ આરંભકાળથીજ ઝંપલાવ્યું અને વોલિયન્ટીયરોના વડા તરીકે તેમજ વોર કાઉન્સિલના સભ્ય તરીકે જવાબદારી ઉઠાવી. પરિણામે કારાવાસ મળ્યો. ઘરનું રાચરચીલું ફેંદાયું. ગાંધી-ઇરવીન કરાર થતાં છુટયા. ૩૨ની લડતમાં તો પહેલી ટુકડીમાંજ ઝડપાઇ ગયા. પંદર મહિનાનો કારાવાસ વેઠયો.

દરમ્યાન સંધિકાળમાં મળેલા મહાસભાના અધિવેશનના સ્વયંસેવક દળના ઉપસેનાપતિ તરીકે પણ ઉમદા સેવા બજાવી હતી.

ઇ. સ. ૧૯૩૩માં કારાગૃહની દિવાલો વચ્ચેથી મુક્તિ મેળવી જ્ઞાતિપ્રવૃતિમાં પ્રાણ પરોવ્યો. હાલાઈ લોહાણા મહાજનના પ્રમુખ તરીકે ચૂંટાયા. ઇ. સ. ૧૯૩૫માં મહાજનના ટ્રસ્ટી પણ નિમાયા અને ટ્રસ્ટી મંડળના પ્રમુખ તરીકે તેમનીજ વરણી થઈ. આજ પર્યંત મહાજનશ્રીના પ્રમુખ તરીકે ઉજ્જવળ કારકિર્દી અર્પી રહ્યા છે. તેમની આગેવાની તળે કરાંચી લોહાણા મહાજન સંસ્થામાં નવા રૂધિરનો સંચાર થયો છે. જુનાં વાઘા ઉતારી નવજવાન પ્રમુખના પ્રમુખપદે નવું બંધારણ પણ રચાયું છે.

ઇ. સ. ૧૯૩૪માં મ્યુનિસિપલ ચૂંટણીમાં સૌથી પ્રથમ ઉભા રહ્યા. વિજયી નીવડયા. ઇ. સ. ૧૯૪૦ની બીજી ચૂંટણીમાં પણ ચૂંટાયા. રૂલ્સ કમિટીના ચેરમેન તરીકે તેમની નિમણુંક થઈ, મ્યુનિસિપાલિટી તરફથી પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી પણ નિમાયા હતા.

ચોમાસાના અળસીયાની પેઠે ફૂટી નીકળેલી વીમાકંપનીઓ સામે ઇ. સ. ૧૯૩૫માં તેમણે જબરી જેહાદ જગાવી. કેટલીક કંપ-

નીઓ સામે કાયદેસર પગલાં લઇ અદાલતે મુન્સાફ મેળવી ઠગ-બાજીનો ઉજળો પડદો ચીરી પ્રજાની મહાન સેવા બજાવી હતી.

કરાંચીની કેળવણીસંસ્થાઓમાં પણ તેમનો હિસ્સો અગત્યનો છે. બબ્બે શાળાઓ ચલાવતી ગુજરાતી એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરી તરીકે ઇ. સ. ૧૯૩૫થી ૪૦ સુધી સેવા અર્પી હતી. આજે તેની કાર્યવાહક કમિટીના સભ્ય છે. ઈ. સ. ૧૯૩૫થી 'કુંવરજી ખીમજી લોહાણા ગુજરાતી શાળા'ની કાર્યવાહક સમિતિના પ્રમુખ છે અને એજ વર્ષથી 'શિવજી મોરારજી કન્યા-શાળા'ના મંત્રી તરીકે સેવા આપી રહ્યા છે. 'લોહાણા હુન્નરશાળા' અને 'લક્ષ્મીબાઈ લોહાણા ઓફનેજ'ની વ્યવસ્થાપક કમિટીના સભ્ય છે.

ઇ. સ. ૧૯૩૭માં મળેલા 'ગુજરાતી સાહિત્ય સંમેલન'ના તેરમા અધિવેશનના સેક્રેટરી તરીકે સેવા ઉઠાવી હતી.

વ્યાપારીપ્રવૃતિઓમાં પણ રસ લઈ રહ્યા છે. ઇ. સ. ૧૯૩૬થી 'ધી મરકન્ટાઇલ કોઓપરેટીવ બેંક'ના ડાયરેકટર તરીકે ચૂંટાયા છે. ઇ. સ. ૧૯૩૭થી 'બાયર્સ એન્ડ શીપર્સ ચેમ્બર'ની મેનેજીંગ કમિટીના સભ્ય છે.

કરાંચી મ્યુનિસિપાલિટીએ તેમની સેવાની નોંધ લઈ ઈ. સ. ૧૯૪૦માં સીરાઇ કવાટરની ગુજરાતી કન્યાશાળાને 'જેષ્ટારામ ભવાનજી કન્યાશાળા'નું નામ આપ્યું છે અને પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે તેમની ચૂંટણી થઇ એ વેળા હાલાઇ લોહાણા મહાજને તેમની વર્ષોની એકધારી અને અવિરત સેવાની કદર તરીકે ઈ. સ. ૧૯૪૦ના અકટોંબર માસની ૩૧ મી તારીખે તેમના માનમાં એક દબદબાભર્યું સંમેલન યોજી ચાંદીના કાસ્કેટમાં હૃદયના ઉદ્‌ગારોથી આલેખાયલું અભિનંદનપત્ર આપ્યું હતું.

શ્રી. જેષ્ઠારામભાઈની આટઆટલી અનેકવિધ સેવાપ્રવૃતિ તેમની કલાકોની કલાકો રોકી રાખે છે. છતાં ઉછળતા પૂર સમા ઉત્સાહથી શાંતિ, ધીરજ અને ખંતથી દરેક કાર્ય પાછળ ભારે પરિશ્રમ ઉઠાવતાં નજરે પડે છે.

# શ્રી. પ્રેમજી કુંવરજી ખીમજી જે. પી.

[ કરાંચી ]



**વડીલોની** વસુના વારસાને સોડમાં સમાવીને આરામની આરાધના કરનારા કંગાળ કાળજાંના વંશજો કરતાં સેવાસંસ્કારના વારસાને ઉજાળનારા સુપુત્રો મૃતઃ આત્માને સાચી શાંતિ બક્ષી શકે છે. કરાંચીના કર્મવીર સ્વ. શેઠ કુંવરજી ખીમજીના સુપુત્ર શ્રી. પ્રેમજીભાઇ કુંવરજીએ મહાન પિતાના મહાન આત્માને શાંતિ અર્પવા સાચો માર્ગ અખત્યાર કર્યો છે.

જેના ગૃહમાં સદાય સેવાભાવના ધૂપદીપ જલતાં હતાં અને જેના દિલે સદાય સમાજસેવાની લગની જાગતી રહેતી હતી. એવા મહાન પિતાને ત્યાં શ્રી. પ્રેમજીભાઇનો જન્મ ઇ. સ. ૧૯૦૪ના નવેંબર

માસની ૫ મી તારીખે થયો હતો. એન. જે. હાઇસ્કૂલમાં મેટ્રિકને દ્વારે પહોંચી તેમણે અભ્યાસ પૂરો કર્યો હતો.

ઇ. સ. ૧૯૧૬ માં માત્ર બાર વર્ષની વયના એકના એક પુત્ર શ્રી. પ્રેમજીભાઈને મૂકીને શેઠ કુંવરજી ખીમજી અવસાન પામ્યા. માતાની શીળી છાંયા તળે ઉછરીને આજે તેમણે મિલ્કતનો વહીવટ સંભાળી લીધો છે અને દિવસની વધુ વેળા સમાજસેવા પાછળ ખર્ચી રહ્યા છે.

કરાંચીમાં 'શેઠ કુંવરજી ખીમજી લોહાણા ગુજરાતી સ્કૂલ' સ્વ. શેઠ કુંવરજીભાઇની રૂ. દસ હજારની સખાવતમાંથી સ્થાપિત થઈ છે. આ શાળાના ટ્રસ્ટી અને ખજાનચી તરીકે તેમણે જાહેરજીવનમાં પ્રવેશ કર્યો. છેલ્લાં પંદર વર્ષથી તેઓ એ જવાબદારી એકધારી રીતે ઉઠાવી રહ્યા છે. ઉપરાંત શિવજી મોરારજી કન્યાશાળાના પ્રમુખ તરીકે પાંચ વર્ષ સુધી સેવા બજાવી હતી, ઈ. સ. ૧૯૩૭માં ગુજરાતી એજયુકેશન સોસાયટીના ટ્રસ્ટના ચેરમેન તરીકે સેવા અર્પી હતી. 'મહાગુજરાત સભા'ના પ્રમુખ તરીકે તેમજ ઈ. સ. ૧૯૩૭માં મળેલા 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ના એક સેક્રેટરી અને ખજાનચી તરીકે તેમની કારકિર્દી અતિ ઉજ્જ્વળ હતી.

આજે તેઓ બાયર્સ અને શીપર્સ ચેમ્બર, લોહાણા હુન્નર શાળા, લક્ષ્મીબાઇ લોહાણા ઓર્ફનેજ, કરાંચી પાંજરાપોળ એસોસિએશન, કરાંચી ક્ષયનિવારણ એસોસિએશન, હાલાઇ લોહાણા મહાજન વગેરે સંસ્થાની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે ઉમદા સેવા આપી રહ્યા છે. કરાંચી મ્યુનિસિપાલિટીની ઇ. સ. ૧૯૪૦ની ચૂંટણીમાં ઉભા રહી વિજય પામ્યા છે.

કરાંચીની વ્યાપારી પ્રવૃતિમાં પણ રસ લઇ રહ્યા છે. ઈ. સ. ૧૯૩૩માં 'ગુજરાત કોઓપરેટીવ બેંક'ના ડાયરેક્ટર તરીકે તેમની ચૂંટણી થઈ. એક વર્ષની કુશળ કારકિર્દીને પરિણામે બીજે વર્ષે મેનેજીંગ ડીરેક્ટર ચૂંટાયા. આજસુધી એકધારી રીતે તે સ્થાન સાચવી રહ્યા છે. 'સિંધ ન્યુઝપેપર્સ લી૦'ના ડાયરેક્ટર તરીકે પણ તેમણે કામ કર્યું હતું.

ઈ. સ. ૧૯૪૧માં સિંધ સરકારે જે. પી. ના બહુમૂલા માનથી નવાજ્યા છે.

# શ્રી. શેઠ રણછોડદાસ હ. ઠક્કર

[ વડોદરા ]



સજાગ સાહસવૃત્તિ અને સતત પુરૂષાર્થ માનવીનું ભાગ્ય ઉઘાડે છે. આ બન્ને લક્ષણો જાદુઇ લાકડી સમા છે. પુરૂષાર્થ અને સાહસવૃત્તિ જેમના જીવનને સ્પર્શે છે, તેમના જીવનની અદ્ભૂત કાયાપલટ થાય છે. ઉત્સાહ, અભિલાષા અને આત્મશ્રદ્ધાના મૂડીબળે, પુરૂષાર્થ અને સાહસવૃતિના સ્પર્શે મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરનારા મહાનુભાવોની પુરૂષાર્થકથા અતિ પ્રેરક બને છે.

ગુજરાતના જુદા જુદા નગરોમાં સાત સાત ચોખાની મીલો સ્થાપનાર ગુજરાતના બાહોશ ઉદ્યોગપતિ શેઠશ્રી રણછોડદાસ હરગોવિંદદાસ ઠક્કરની આજની મહાન સિદ્ધિઓના મૂળમાં પુરૂષાર્થ પડયો છે. માત્ર સ્વાશ્રયની મૂડી સાથે વ્યવસાયના પ્રથમ પગલાં પાડનાર શેઠ રણછોડદાસ આજે પુરૂષાર્થબળે ગુજરાતના એક બાહોશ ઉદ્યોગપતિ બન્યા છે. તેમની આજની સિદ્ધિઓ એટલે પુરૂષાર્થ અને સ્વાશ્રયની જવલંત વિજયકથા.

બોરસદ તાલુકામાં આવેલા વતન દહેવાણમાં પિતા હરગોવિંદદાસ ઝવેરભાઇના ગૃહે શેઠ રણછોડદાસભાઇનો જન્મ સંવત ૧૯૪૦ માં થયો હતો. તેમના જન્મ પછી પિતાશ્રી વ્યવસાય અર્થે સહકુટુંબ સંખેડા તાલુકાના બહાદુરપુર ગામમાં વસ્યા, એટલે બાળપણ બહાદુરપુરમાંજ પસાર થયું. માત્ર ગુજરાતી બે ધોરણના અભ્યાસ પછી પિતાના વ્યવસાયમાં જોડાઇ ગયા હતા.

સંવત ૧૯૫૫ માં પંદર વર્ષની વયે માતપિતા સાથે શ્રી. રણછોડદાસભાઇ વડોદરા આવ્યા. અને એક નાનકડી દુકાન સ્થાપી તેમનો મુખ્ય વ્યાપાર ચોખાનો હતો, શરૂઆતમાં ડાંગર ખરીદી ચોખા કઢાવતા. અને વેચતા; પરંતુ વ્યાપારીકુનેહ, કાર્યકુશળતા અને ખંતને પરિણામે દિન–પ્રતિ–દિન તેમનો વ્યાપાર વિકાસ સાધવા લાગ્યો. સંવત ૧૯૭૪ માં તેમના પુરૂષાર્થે સુંદર સ્વરૂપ ધર્યું. અને ચોખાની એક મીલ સ્થાપી.

સંવત ૧૯૮૧ માં સંયુકત કુટુંબ વિભકત થતાં બંધુ શ્રી. ચુનિલાલને ચાલુ મીલ સુપ્રત કરી શ્રી. રણછોડદાસભાઇએ વડોદરાના ગોયાગેટ સ્ટેશન પાસે ચોખા તેમજ દાળની બીજી મીલ સ્થાપી. તેમની વ્યાપારીકુનેહ અને સજાગતાએ તેમને ભારે યારી આપવા માંડી. સંવત ૧૯૮૪ માં ગોધરામાં, સંવત ૧૯૮૫માં બાજવામાં, સંવત ૧૯૮૭માં પાદરામાં, સંવત ૧૯૯૧માં વાઘોડીયામાં અને સંવત ૧૯૯૩માં ભાયલીમાં એમની મીલો ચાલતી થઇ. આજે એ બધી મીલો શેઠ રણછોડદાસના પુરૂષાર્થ અને ખંતની કથા કહેતી રોજ–બ–રોજ પ્રગતિ સાધી રહી છે.

કુટુંબના ધાર્મિક સંસ્કારોએ શ્રી. રણછોડદાસભાઇને ધાર્મિકવૃતિએ રંગ્યા છે. ધર્મના અધ્યનમાં તેમણે શાંતિ દીઠી છે. ગુજરાતમાં ગીતાજ્ઞાનનો પ્રચાર કરનારા પરમસ્વામી વિદ્યાનંદજી મહારાજની વિદ્વતાએ તેઓ અતિ આકર્ષાયા છે અને ગુરૂકંઠી

ધારણ કરી સ્વામીજીની દરેક પ્રવૃતિમાં સાથ–સહકાર આપતા રહ્યા છે. નર્મદા નદીને કિનારે કરનાળી ક્ષેત્રમાં સ્વામીજીએ 'ગીતામંદિર'ની સ્થાપના કરી ત્યારે શેઠ રણછોડદાસભાઇએ રૂ. પાંચ હજારની સહાય આપી હતી. તેમજ 'ગીતામંદિર'માં અતિથિઓ માટે ભોજન-વ્યવસ્થા જાળવવા ચોખા તેમના તરફથી વર્ષોથી પૂરા પાડવામાં આવે છે. હાલ વડોદરાના 'ગીતામંદિર'માં પચીસથી ત્રીસ હજારને ખર્ચે ભવ્ય સભામંડપ બંધાવી રહ્યા છે. આમ શ્રી. રણછોડદાસ-ભાઇનાં દાનનાં ઝરણ ધાર્મિકક્ષેત્રમાં પ્રબળ પ્રવાહે વહ્યાં છે.



## શ્રી. હિંમતલાલ હ. ઠક્કર

તેમના મોટા પુત્ર શેઠ શ્રી. હિંમતલાલભાઇનો જન્મ સંવત ૧૯૬૭માં થયો હતો. તેમણે વડોદરામાં અંગ્રેજી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે. બે વર્ષ સુધી વડોદરા લોહાણા બોર્ડિંગમાં રહી સંસ્થાના સંસ્કારી વાતાવરણથી રંગાઇ પિતા પાસે વ્યાપારી અનુભવ પ્રાપ્ત કરી આજે બાજવાની મીલનો વહીવટ કરી

રહ્યા છે. અને ઉજ્જવળ કારકિર્દીથી ઉમદા પ્રતિષ્ઠા જમાવી શકયા છે. તેમની સાદાઈ નિરભિમાનતા, સંસ્કાર અને સેવાવૃત્તિ થકી દીપી ઉઠી છે. બાજવામાં હોમિયોપેથિક દવાખાનું વગેરે પ્રવૃતિ ચલાવી રહ્યા છે. આ સંસ્કારી અને સરળ હૃદયી યુવાને બાજવામાં ઉત્તમ સુવાસ જમાવી છે. શેઠ રણછોડદાસભાઇના બીજા પુત્ર ભાઇ નટવરલાલ માત્ર વીસ વર્ષની નાની વયે ભાયલીની માલનો વહીવટ કરે છે તે પણ આશા આપતા યુવાન છે.

ગુજરાતના ચોખાના ઉદ્યોગક્ષેત્રે રૂડી નામના જમાવનારા આ ઉદ્યોગપ્રિય મહાનુભાવોની ઉજ્જવળ કારકિર્દી વિશેષ ઉજ્જવળ બનતી રહો !



# શ્રી. શેઠ પ્રાગજી દામજી

[કરાંચી]



સ્વાશ્રય અને પુરૂષાર્થને કારણે લક્ષ્મીદેવીની અનંત કૃપા વરસી છે, છતાં શ્રીમંતાઈનો ઘમંડ જેમના જીવનમાં પ્રવેશ્યો નથી. માત્ર દેહનીજ નહિ પણ દિલની સાદાઈ, સરળતા તેમજ નિખાલસતાએ જેમનું જીવન વધુ ગૌરવશાળી બન્યું છે, એવા શેઠ પ્રાગજી દામજી કરાંચીના નામાંકિત વ્યાપારી છે. લક્ષ્મી સાંપડી છે, અને લક્ષ્મીનો સદુપયોગ કરવાની ઉદારતા પણ કેળવી છે.

પોરબંદરમાં પિતા દામજીભાઈ વીરજી ગંધીયાણાનો વ્યાપાર કરતા. તેમને ગૃહે શેઠ પ્રાગજીભાઈનો જન્મ સંવત ૧૯૩૬ ના આસો વદ ૧૩ ના દિને થયો હતો. અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કરી માત્ર સોળ વર્ષની ઉંમરે સંવત ૧૯૫૨ માં કરાંચીના કાપડના વ્યાપારક્ષેત્ર મશહુર બનેલા કાકા સ્વ. શેઠ વીસનજી વિશ્રામની આંગળીએ પ્રાગજીભાઈ કરાંચી આવ્યા. પ્રથમ તો

કરાંચીની એક અંગ્રેજી શાળામાં અભ્યાસ આદર્યો; પરંતુ કિશોર પ્રાગજીભાઇના હૈયામાં વ્યાપારસંસ્કાર થનગની રહ્યા હતા. કિસ્મત અજમાવવાની વ્યાપારીચર્ચાની સ્વભાવિક તાલાવેલી તેમને દિલે જાગી હતી, તેમને પુસ્તકનાં પોથાંઓ વધુ વેળાં ખારાં લાગ્યા નહિ અને કાકાની દુકાનમાંજ જોડાઇ ગયા.

ચાર વર્ષ સુધી સ્વ. વીસનજી શેઠની શીળી છાંયા તળે અનુભવ અને વ્યાપારીજ્ઞાન પ્રાપ્ત કરી શ્રી. પ્રાગજીભાઇએ સંવત ૧૯૫૬માં ગાંધીયાણાની નાનકડી હાટડી માંડી, વ્યાપારીબુદ્ધિ, બાહોશી, કુનેહ અને કાર્યદક્ષતાને પરિણામે આ નાનકડી હાટડી દિન-પ્રતિ-દિન પહોળી થવા માંડી. સંવત ૧૯૭૦ સુધીમાં તો એના ડંકા ચોદિશ વાગી ગયા. શેઠ પ્રાગજીભાઇનો સિતારો ચમકી ઉઠયો, કરાંચીના એક પ્રતિષ્ઠિત વ્યાપારી તરીકે તેમની શાખ જામી ગઇ અને આજે તો તેમની દુકાન એક વ્યાપારીમથક સમાન બની છે.

આમ વ્યાપારમાં અજબ યારી મેળવીને શ્રી. પ્રાગજીભાઈએ લોઢાની તિજોરીને સીલ માર્યાં નહિ. લક્ષ્મી કમાઇને તેને કેદ કરવાનું મુનાસબ માન્યું નહિ. તેમણે સખી દિલની પ્રતીતિ કરાવતો સદાનો દાનપ્રવાહ વહેતો કર્યો, રોજ-બ-રોજ સંકડોની સંખ્યાની તેમની પરચુરણ સખાવત ચાલુ થઈ તેમને ત્યાંથી કોઇ ફંડફાળો, ગરીબગરણું, દુઃખી જ્ઞાતિજન, વિદ્યાભિલાષિ વિદ્યાર્થી પાછો ફર્યો સાંભળ્યો નથી. ઉપરાંત માસિક અને વાર્ષિક બાંધેલી તેમની રકમો તો ઠેરઠેરની સંસ્થાઓ વર્ષોથી પ્રાપ્ત કરી રહી છે. તેમણે આપેલા હજારોની યાદી મળતી નથી. પરંતુ પોરબંદર લોહાણા વિદ્યાર્થી ભુવનને તેમણે આપેલા રૂ. આઠ હજાર અને કરાંચી તેમજ ઠેરઠેરની સંસ્થાઓના પાયામાં પુરાયલી તેમની હજારોની રકમોની યાદી અતિ લાંબી છે.પોરબંદરમાં કૃષ્ણાશ્રિત સદાવ્રત છેલ્લાં વીસ વર્ષથી માસિક સવાસોના ખર્ચે ચલાવી રહ્યા છે. આ રીતે તેમનો દાનપ્રવાહ વિપુલ છે. છતાં તેના ચોપડાં તેમણે રાખ્યાં નથી. જે આપ્યું છે, તે બધું 'ખાનગી ખર્ચ ખાતે' ઉધરાઈ ગયું છે, આવી છે તેમની વિરલ દાનવીરતા!

——:૦:——

# શ્રી. શેઠ શિવજી નથુભાઇ

[જાડસુખડા-ઓરિસા]



વતનથી હજારો માઇલની હરણફાળ ભરી અજાણી અને અંધારી ધરતી પર વસાહત સ્થાપી અનેક સુકૃત્યો થકી સુકીર્તિ જમાવનારા જવાંમર્દોએ માડીની કૂખો ઉજાળી છે. અજ્ઞાન અને અસંસ્કૃતિ આલમમાં સંસ્કૃતિનો દીવડો પેટાવનારા એ પુરૂષાર્થી પુરૂષોએ જીવ્યું ધન્ય કર્યું છે. જ્યાં જ્યાં ગુજરાતીઓ જઇ વસ્યા છે, ત્યાં ત્યાં જાણે આબેહૂબ ગુજરાત ખડાં થઈ ગયાં છે, એ ગુજરાતી સંસ્કૃતિનો પ્રતાપ છે.

ઓરિસા પ્રાંતનું જાડસુખડા કોઇ મોટું નગર નથી, ઉડીયા જાતિથી વસેલા એ ખોબા જેટલા ગામમાં પણ ગુજરાતીઓએ ગૌરવ-ભરી વસાહત સ્થાપી છે, વ્યાપાર ઉદ્યોગમાં ઉન્નત બનીને અનેક સંસ્થાઓ દ્વારા સંસ્કૃતિની ફોરમ ફેલાવી છે. આ પ્રવૃતિઓના અગ્રેસર અને જાડસુખડાની ગુજરાતી જનતાના પ્રેરકપુરૂષ શેઠ શિવ

જીભાઈ નથુભાઈ આખા ઓરિસામાં પત્તી અને તમાકુના વ્યાપાર-ક્ષેત્રે પ્રથમ સ્થાન પામે છે,

કચ્છ અંજાર પાસેના વલાડીયા ગામમાં તેમનો જન્મ સંવત ૧૯૪૮ના જેઠ મહિનામાં થયો હતો. એ સમે એમના પિતા સ્વ. નથુભાઈ રતનશી વલાડીયામાં ખેતીવાડી કરતા હતા. વતનમાં ગુજરાતી ધોરણનો અભ્યાસ કરી શેઠ શિવજીભાઇ કેવળ તેર વર્ષની વયે બંગાળ જીલ્લાના મીદનાપુર ગામમાં આવ્યા. આ વેળાએ તેમના પિતાશ્રી મીદનાપુરમાં કાપડની દુકાન ચલાવતા હતા. શિવજીભાઇ પિતાના વ્યવસાયમાં જોડાઇ ગયા.

એ પછી ઇ. સ. ૧૯૦૪માં તેમણે સ્વતંત્ર સાહસ ઉપાડયું. અને બીડી વાળવાનું નાનકડું કારખાનું શરૂ કર્યું, ઉદ્યોગને વિકાસ બક્ષવાની ઇચ્છાએ શ્રી. શિવજીભાઇ ઇ. સ. ૧૯૨૦માં જાડસુખડા આવ્યા. જાડસુખડાએ યારી આપી. અને જોતજોતામાં તેમનો સિતારો ચમકી ઉઠયો. થોડાજ વરસમાં તેમણે ઓરિસાના બીડી-પત્તાના ઉદ્યોગક્ષેત્રને સર કર્યું. અને અજોડ એવી સદાએ આ ક્ષેત્રે તેમણે નામના જમાવી.

આજે શ્રી. શેઠ શિવજીભાઇ ઓરિસા જીલ્લાના બીડી-પત્તાના વ્યાપારક્ષેત્રે અજોડ છે. આજુબાજુના સેંકડો માઇલના પ્રદેશમાં તેમણે બીડીપત્તાંના સંખ્યાબંધ વિશાળ જંગલો ઈજારાથી રાખ્યા છે. ઉપરાંત ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, સિંધ અને મારવાડ પ્રદેશની બીડીપત્તાંની કમિશન એજન્સી પણ આખા ઓરિસામાં તેમની એકની જ છે.

વ્યાપારક્ષેત્રની આવી ઉન્નત ઇજ્જત આબરૂ જમાવીનેજ પોતાના 'લાલ બંગલા'ની ચાર દીવાલો વચ્ચેજ શ્રી. શિવજીભાઇ અટવાઈ નથી પડયા. તેમણે જાડસુખડાની ગુજરાતી પ્રજાની ઉન્નતિ માટે સદા ચિંતા સેવી છે. ગુજરાતી પ્રજાની સુખસગવડો અને સંસ્કાર માટે તેમણે સતત્ ઝંખના કરી છે. અનેક સંસ્થાઓની સ્થાપનામાં અને બીજી પ્રવૃતિઓમાં તેઓ સદા મોખરે રહ્યા છે.

પરિણામે જાડસુખડાની ગુજરાતી પ્રજાના પ્રાણપુરૂષ તરીકે તેમની સુનામના જામી છે.

વીસ હજાર રૂપિયાની રકમથી સ્થપાયલી જાડસુખડાની ગુજરાતી શાળાના સ્થાપના કાર્યમાં અગ્ર હિસ્સો તેમનો હતો. એજ કાળથી એટલે ઈ. સ. ૧૯૩૦થી તેના ખજાનચી છે, અને સંસ્થાને આજસુધીમાં તેમણે લગભગ ચારથી પાંચ હજાર રૂપિયાની સહાય કરી છે. એજ વર્ષમાં જાડસુખડાના 'એલી' તળાવનાં પગથિયાં તેમજ પાળ તેમણે મોટે ખર્ચે બંધાવી આપ્યાં હતાં. અને કાંઠાપરના જીર્ણ થયેલા મહાદેવ મંદિરનો જીર્ણોદ્ધાર પણ કરાવી આપ્યો હતો. એજ રીતે બાજુના જંગલના મહાદેવમંદિરનો જીર્ણોદ્ધાર થયો ત્યારે તેમણે રૂપિયા એક હજારનો ફાળો આપ્યો હતો. સ્થાનિક ગોશાળામાં વર્ષોથી વાર્ષિક સહાય આપતા રહ્યા છે અને સ્મશાનભૂમિ બાંધવા માટે પણ તેમણે અગત્યનો શ્રમ લીધો હતો. તેમજ ખર્ચ માટે કિંમતી રકમ આપી હતી.

સ્થાનિક સંસ્થાઓમાં—પંચાયતમાં છેલ્લા બાર વર્ષથી સેવા બજાવે છે. છેલ્લાં ત્રણ વર્ષથી તેના પ્રમુખસ્થાને તેમની વરણી થઈ છે. સ્થાનિક અંગ્રેજી શાળાની એડવાઈઝરી કમિટીના છેલ્લા પંદર વર્ષથી સભ્ય છે. 'ગુજરાતી યુવક મંડળ'ના સાચા સલાહકાર છે.

આમ જાડસુખડાના જીવનમાં શેઠ શિવજીભાઈની ઇજ્જત અપાર છે. સખાવતોથી, સેવાભાવનાથી અને સૌને ઉપયોગી થવાની વૃતિને કારણે સૌનો પ્રેમ, ચાહના અને મુરબ્બીવટ મેળવી શક્યા છે. રાષ્ટ્રિય પ્રવૃતિમાં પણ રસ લેતા આવ્યા છે. સ્વદેશ ઉન્નતિની દરેક પ્રવૃતિમાં તેમણે કિંમતી હિસ્સો આપ્યો છે.

જાડસુખડાની જનતામાં શેઠ શિવજીભાઇનું સ્થાન એટલું ઉન્નત છે કે તેમણે ઇચ્છયું હોત તો ઘણા ખિતાબોની પ્રાપ્તિ થઈ હોત. પણ પ્રસિદ્ધિ અને કીર્તિથી સદા દૂર રહેતા શ્રી. શિવજીભાઈએ માન અને મોટાઇને સદા હાથ જોડયાં છે. તેમનું ગૌરવ વધ્યું છે.

——:o:——

# શ્રી. શેઠ કાનજી મળજી સીક્કા

કલકત્તા



કેવળ પુરૂષાર્થના મૂડીબળે એક સામાન્ય ફેરીયામાંથી બંગાળના મશહૂર 'બીડીના બાદશાહ'નું બિરૂદ અને એક નગરના નગરપતિપદની પ્રાપ્તિ કરનાર મહાન આત્મા સ્વ. શેઠ મૂળજી સીક્કાની પ્રેરક જીવનતવારીખ વર્ષો સુધી પ્રેરણાનાં પાન કરાવશે. આવા પ્રતાપી પિતાના પુત્ર શ્રી. શેઠ કાનજીભાઈએ પિતાને પગલે પગલે સેવાજ્યોત જલતી રાખી છે અને ઉદાર સખાવતપ્રવાહ અણુસ્થંભ્યો વહેતો રાખ્યો છે. તેમણે આજે કલકત્તામાં પ્રસારેલી સુવાસ તેમના ઉદાત્ત આત્માની ઝાંખી કરાવી રહે છે.

સ્વ. શેઠ મૂળજીભાઇનો બીડીપત્તાનો વ્યાપાર બંગાળમાં અજબ અદાથી જામતો જતો હતો, એવી પ્રગટતી ભવ્યતા વચ્ચે શેઠ કાનજીભાઇનો જન્મ સંવત ૧૯૫૫ ના શ્રાવણ માસમાં થયો હતો. બાળપણ અને વિદ્યાર્થીજીવન કલકત્તામાંજ વિતાવ્યું. ઈ. સ.

૧૯૧૭ માં મેટ્રિકના દ્વારે પહોંચીને નવજવાન કાનજીભાઈ 'મૂળજી સીક્કાની કું.'માં જોડાઇ ગયા. બાહોશ વ્યાપારી પિતાની તાલીમ મેળવી. વિરલ વ્યાપારીબુદ્ધિ અને કાર્યકુશળતાને પરિણામે કલકત્તામાં નવી સ્થપાતી શાખાના વહીવટદાર તરીકે તેમની નિમણુંક થઈ. સ્વતંત્ર કાર્યક્ષેત્રે કાનજીભાઇની વ્યાપારીકળા ખીલી નીકળી. ટુંક સમયમાં તો તેમણે સૌની પ્રીતિ સંપાદન કરી, ગ્રાહકોમાં પણ કાનજીભાઇની ધવલ નામના જામી. પરિણામે ઇ. સ. ૧૯૧૯માં તેમને 'મૂળજી સીકકા એન્ડ કું'માં ભાગીદારી સાંપડી. ઇ. સ. ૧૯૩૮ માં શેઠ મૂળજીભાઈના અવસાન પછી કલકત્તાની મુખ્ય ઓફિસનો અનેકવિધ બોજો તેમના શિરે આવ્યો. તે તેમણે ભારે સફળતાપૂર્વક ઉઠાવ્યો છે. કંપનીની જામેલી ભવ્ય કીર્તિ તેમણે જાળવી રાખી છે, અને બંગાળના બીડીતમાકુના ક્ષેત્રે સૌથી મહાન પેઢી તરીકે આજે પણ 'મૂળજી સીકકા એન્ડ કું'નું ગૌરવ અજબ અદાથી જામેલું છે.

આજે સી. પી. જીલ્લામાં આ કંપની સંખ્યાબંધ જંગલોની ઇજારદારી ધરાવે છે, આખા બંગાળમાં આ ક્ષેત્રે એનો જોટો જડવો મૂશ્કેલ છે. ઉપરાંત મુંબઈમાં સ્વ. શેઠ મૂળજી સીકકાએ સ્થાપિત કરેલું ભવ્ય 'સીકકાનગર' મહાનગરી મુંબઇનું એક અનેરૂં આકર્ષણ બન્યું છે.

આમ બાહોશ પિતાના બાહોશ પુત્ર શેઠ કાનજીભાઇએ વ્યાપારક્ષેત્રે પિતાના વારસાને ઉજાળ્યો છે, એજ રીતે અને એજ અદાએ એજ ગૌરવથી સેવાક્ષેત્રે, સખાવતક્ષેત્રે પણ પિતાના પગલે પગલે પ્રયાણ કર્યું છે. સુખ, સાહ્યબી અને સમૃદ્ધિની છોળો વચ્ચે જીંદગાનીની બધી પળો જેમણે ગાળી છે, એવા શ્રી. કાનજીભાઇ દુ:ખી, દરિદ્રનારાયણ અને દલિતોના દારૂણ દુ:ખો સમજી શકયા છે. એમનું દિલ માત્ર વ્યાપારવૈભવે રાચ્યું નથી, એમણે જનસેવા અને માનવહિત કાજે પણ મનોરથો સેવ્યાં છે.

રાષ્ટ્રપ્રેમી પિતાના પુનિત સંસ્કારે તેમના દિલમાં અદ્‌ભૂત રાષ્ટ્ર-પ્રેમ સ્થાપ્યો છે, ઇ. સ. ૧૯૨૦ના નાગપુર સત્યાગ્રહમાં એક સ્વયંસેવક તરીકે સેવા બજાવી હતી, અને ૧૯૩૦–૩૨ના સત્યાગ્રહ સંગ્રામમાં તેમણે દાખવેલી મહાસભાભકિત અને આજે પણ સ્વદેશપ્રેમને રંગે રંગાયલું એમનું જીવન તેમના હૈયાની મહત્તા સમજાવી રહ્યું છે. ઉપરાંત ભદ્રકના 'ઓરિસા ગાંધી બાળાશ્રમના ટ્રસ્ટી તેમજ પ્રમુખ તરીકે, કલકત્તા લોહાણા મહાજનના પ્રમુખ તરીકે, 'બીડી લીવ્સ એન્ડ ટોબેકો મરચન્ટસ એસોશિએશન'ના પ્રમુખ તરીકે તેમનું જાહેરજીવન પણ અતિ ઉજ્જવળ છે.

એજ રીતે તેમણે પુષ્કળ સંસ્થાઓને નાની મોટી સખાવત કરી છે. દર વરસે શિયાળામાં તેમના તરફથી બેથી અઢી હજારની કિંમતના ધાબળા ગરીબોને પૂરાં પાડવામાં આવે છે, કલકત્તા મેન્ટલ હોસ્પિટલના દર્દીઓને વારંવાર ધાબળા તેમજ અનાજ તેમના તરફથી અપાતું રહે છે, સદાવ્રતો અપાય છે, અને મુંબઇમાં કેટલાક વિદ્યાર્થીઓને તેમના તરફથી સ્કોલરશિપ્સ પણ આપવામાં આવે છે. સંવત ૧૯૯૬માં દાદીમા ગંગાબાઇના સ્મરણાર્થે ગોંદીયામાં સ્ત્રીઓની હોસ્પિટલ સ્થાપવા તેમણે રૂપિયા વીસ હજારની સખાવત કરી છે, કલકત્તા લોહાણા મહાજનવાડીના બંધાતા મકાનમાં, એક આખો મજલો, તેમના ખર્ચે બંધાનાર છે, સંવત ૧૯૯૬ના દુષ્કાળ વખતે કચ્છમાં કોટડા, જડોધર વગેરે સ્થળે તેમના તરફથી અન્નક્ષેત્રો, તેમજ સસ્તા અન્નાજની દુકાનો, ચાલતી હતી અને કુવા તેમજ તળાવો ગાળી આપવામાં આવ્યા હતા. આ ઉપરાંત નાની મોટી પુષ્કળ સખાવતો હરહંમેશ તેમને આંગણેથી થતીજ રહે છે.

શેઠ કાનજીભાઇએ સુસંસ્કાર, સેવાવૃતિ, સખાવત અને શીળા–મીઠા સ્વભાવથી સર્વત્ર સુમધુર સુવાસ ફેલાવી છે. તેમની શકિતઓનો લાભ સમાજને અને જ્ઞાતિને હરહંમેશ વિશેષ પ્રમાણમાં મળતો રહે એવું ઇચ્છીએ.

——:૦:——

# શ્રી. ગોપાળજી ઓ. ઠક્કર

[ભાવનગર]



વડીલો તરફથી વારસામાં મળેલી તિજોરીની આસપાસ આરામપલોંઠી વાળીને નિષ્ક્રિય જીવન જીવનારા માનવીઓ જગતમાંથી વિશેષ મહત્તા પામ્યાં નથી. ઉજ્જળ એવી ઇજ્જત આબરૂ તો એવા વીરનરોએજ મેળવી જાણે છે કે જેઓ સુખસમૃદ્ધિની છોળો વચ્ચે પણ માનવસેવાનો મંત્ર રટતા તન, મન, ધનના ભોગે સેવાજ્યોત જલતી રાખે છે.

ભાવનગર રાજ્યના જાણીતા નાગરિક અને સમાજસેવક શ્રી. ગોપાળજી ઓધવજી ઠક્કર આવું મહાન જીવન જીવી જાણ્યા છે. તેમનો જન્મ સંવત ૧૯૩૩ના કાર્તિક શુદ ૧૧ ના દિને ભાવનગરમાં જ થયો હતો. એ કાળના ભાવનગરના મહાન વ્યાપારી અને લક્ષ્યાધિપતિ શેઠ ઓધવજી લાલજીના તેઓ સૌથી નાના પુત્ર. ત્રણ વર્ષની વયે માતા જેવી માતા ગુમાવી. ચૌદ વર્ષની વયે પિતા પણ અમરધામને પંથ પળ્યા. વડીલબંધુઓની છત્રછાયાં તળે તેમણે વિદ્યાર્થીજીવન વિતાવ્યું.

શ્રી. ગોપાળજીભાઈનું વિદ્યાર્થીજીવન અતિ ઉજ્જવળ હતું. અંગ્રેજી ત્રણ ધોરણ ભાવનગર મીડલ સ્કૂલમાં અને ચોથું એક ખાનગી શાળામાં કરી મુંબઈ જઈ 'ભરડા હાઈસ્કૂલ'માં સાત ધોરણ સુધી અભ્યાસ કર્યો. ભાવનગર આલ્ફ્રેડ હાઈસ્કૂલ દ્વારા ઓગણિસ વર્ષની વયે મેટ્રિકનાં દ્વાર વટાવ્યાં.

ગુજરાનની તો ચિંતા ન્હોતી. પરંતુ મીલઉદ્યોગનો અનુભવ પ્રાપ્ત કરવા તેઓ અમદાવાદની એક મીલમાં જોડાયા. પરંતુ તેમના કિસ્મતે 'મીલ મેનેજર' બનવાને બદલે 'સમાજસેવા'ના ધવળ કીર્તિ આલેખાઈ હતી. ભારે હૃદયમંથન પછી શ્રી. ગોપાળજીભાઈ ભાવનગર આવ્યા. સમાજસેવાની ઝંખના તેમના કાળજાંમાં ઘેરી બની હતી. કુટુંબના ધાર્મિક વાતાવરણ વચ્ચે ઉછરેલા શ્રી. ગોપાળજીભાઈએ યૌવનના એ કાળે પણ ધર્મ, નીતિ, તત્વજ્ઞાનનો ઉચ્ચ અભ્યાસ કર્યો હતો. ઉગતી પ્રજામાં ધર્મની સાચી મહત્તા સમજાવવા 'આલ્ફ્રેડ હાઈસ્કૂલ'માં તેમણે ધર્મનીતિના શિક્ષણનો વર્ગ ચાલુ કર્યો.

ઈ સ. ૧૯૦૫માં શ્રી. પ્રાણજીવનદાસ સાથે તેમણે ભાવનગરની આજની વિરાટ અને સુપ્રસિદ્ધિ 'સનાતન ધર્મ હાઈસ્કૂલ'ની સ્થાપના અતિ નાના પાયા પર કરી. આજે આ હાઈસ્કૂલ સમગ્ર સૌરાષ્ટ્રમાં અગ્રસ્થાન ધરાવી રહી છે. ઉચ્ચ શિક્ષણ સાથે સાહિત્ય, કળા અને સંસ્કારની સૌરભ ફેલાવતી આ સંસ્થાની ઇજ્જત નાનીસુની નથી. આજે તો આ સંસ્થા આધુનિક સાધનો, સગવડો અને એક લાખ રૂપિયાની કિંમતનું મકાન ધરાવે છે.

એ પછી તો વિરાટ ડગલે તેઓ વિવિધ સંસ્થાઓ અને પ્રવૃતિઓમાં શકિત ખર્ચવા માંડયા. તન, મન, ધનની તેમની ઉત્કટ સેવાઓનું જમાપાસું અતિ વિશાળ બન્યું છે.

એ સુખી કુટુંબના સખાવત દિલનો પરિચય તો ભાવનગરની પ્રજાએ વર્ષોથી કર્યો છે. વરતેજમાં નદીને કાંઠે શિવાલય, ભાવનગરમાં ઉદ્દવ ગૌશાળા અને બંદર દરવાજા બહાર પાણી માટે ચોવીસ નળવાળું જલાશય. આ કુટુંબે વર્ષો પહેલાં બંધાવ્યું હતું. શ્રી. ગોપાળજીભાઈએ કુટુંબની ઉજળી કીર્તિને ઝેબ આપ્યો છે. તેમના

દયાળુ, ઉદાર અને સેવાભાવી દિલની મહત્તા સુણાવતા અનેક પ્રસંગો પ્રચલિત છે. દુષ્કાળ વેળાએ તેમજ પ્રસંગે પ્રસંગે નિરાધાર દુઃખી પ્રજાની તેમણે બજાવેલી મૂંગી સેવાઓ અનેકવિધ છે. ભાવનગરમાં સ્કાઉટીંગ પ્રવૃતિના સ્થાપક શ્રી. ગોપાળજીભાઈજ છે. એ સંસ્થાના મંત્રી તરીકે તેમણે આખા ભાવનગર રાજ્યમાં એ પ્રવૃતિના ઉંડા પાયા નાંખ્યા હતા. થીઓસોફીકલ સોસાયટીના તેઓ ચાહક છે. ભાવનગર શાખાના અગ્રણી છે. તન, મન ધનથી એ સંસ્થાની તેમણે હરહંમેશ સેવા ઉઠાવી છે, 'ભાવનગર રાજ્ય પ્રજા પરિષદ'ની સ્થાપનામાં તેમનો અગ્ર હિસ્સો હતો.

જ્ઞાતિપ્રવૃતિમાં પણ તેમણે હંમેશા ઉમદા ફાળો આપ્યો છે. ભાવનગરમાં મળેલી 'લોહાણા પરિષદ'ના સેક્રેટરી હતા, ભાવનગર લોહાણા બોર્ડિંગના સ્થાપનકાળથી કાર્યવાહક છે, બોર્ડિંગ ટ્રસ્ટી-મંડળના પ્રમુખ છે, મૉઘીબાઇ લોહાણા ઉદ્યોગશાળાના પ્રમુખ છે, લોહાણા લાયબ્રેરીના અને મીઠીબાઈ ટ્રસ્ટના પણ ટ્રસ્ટી છે. ઉપરાંત અનેક સંસ્થાઓ સાથે જોડાયલા છે.

ધાર્મિકજ્ઞાનના ઉંડા અભ્યાસી ઉપરાંત ઉમદા સાહિત્યકાર છે. 'સુબોધ રત્નાકર,' 'શેઠ કે શયતાન,' બાળસદ્દબોધ, બાળવીર વગેરે જુદા જુદા વિદ્વતાપૂર્ણ પુસ્તકો તેમણે લખ્યાં છે. 'દૈવી-સંદેશ' નામનું માસિક ભારે ખોટ સહન કરીને પણ ધાર્મિકજ્ઞાનના પ્રચારના ઉદ્દેશથી તેમણે ચલાવ્યું હતું.

તેમના મોટા પુત્ર શ્રી. ધનશ્યામલાલ આજે ભાવનગરમાં 'સ્વદેશી વિવિંગ ફેકટરી' ચલાવી રહ્યા છે. તેમણે પિતાની સેવા ભાવના ઝીલી છે. ખાસ કરીને સ્કાઉટીંગ પ્રવૃતિમાં વધુ રસ લ્યે છે. ભાવનગર સ્ટેટની સ્કાઉટીંગ પ્રવૃતિના મોવડી છે. ઇ. સ. ૧૯૨૯માં તેમણે યુરોપના જુદા જુદા દેશોની મુલાકાત લઇ 'બર્કનહેડ'માં મળેલા 'અખિલ વિશ્વ સ્કાઉટ સંમેલન'માં ભાગ લીધો હતો. શ્રી. ગોપાળજીભાઈનાં સુપુત્રી કુમારી કમળાબ્હેને ધાર્મિક સંગીતમાં શાસ્રીય પ્રવિણતા પ્રાપ્ત કરી છે. ગર્ભશ્રીમંત હોવા છતાં સાદાઈ, સેવાના સંસ્કારે રંગાઇને તેમણે જીવનને ધન્ય બનાવ્યું છે.

## શ્રી. પિતાંબરદાસ લ. ઠક્કર

[મુંબઇ]



વાણિજ્યમય બનેલી લોહાણા જ્ઞાતિના નરરત્નો વિદ્યાના ક્ષેત્રે વિકાસ સાધી ઉચ્ચ અધિકારી આસન પણ શોભાવી શકયા છે, તેમાં શ્રી. પિતાંબરદાસ લવજી ઠકકરનું નામ પણ અગ્રગણ્ય છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૧માં બાબરામાં એક સુખી કુટુંબમાં થયો હતો. માતા મોતીબાઇની સંસ્કારપ્રેરણાનાં પાન કરી તેમણે બાળજીવન વિરલ રંગોએ રંગ્યું હતું. અભ્યાસે ઉન્નત એવા આ વિદ્યાર્થીએ ટુંક સમયમાં વતનમાં પ્રાથમિક અભ્યાસ પૂરો કર્યો. ભાવનગર સામળદાસ કોલેજમાંથી ઇ. સ. ૧૯૦૨માં બી. એ. થયા. એ પછી મુંબઇ આવી લૉ કોલેજના અભ્યાસે જોડાયા. ઇ. સ. ૧૯૦૫માં એલ. એલ. બી. થઇ વકીલાત શરૂ કરી, ધારાશાસ્ત્રની દુનિયામાં જાજરમાન કારકિર્દી

અપી. ઇ. સ. ૧૯૦૯માં એડવોકેટ થયા, લોહાણા જ્ઞાતિએ પોતાના આ પહેલા એડવોકેટનું માનપત્ર આપી ભાવભીનું સન્માન કર્યું.

એ પછી ઇ. સ. ૧૯૧૩માં પાલણપુર સ્ટેટના સર ન્યાયાધિશ તરીકે તેમની નિમણુંક થઇ. એ ઉચ્ચ ન્યાયાસને પાંચ વર્ષની ઉજ્જવળ કારકિર્દી અર્પ્યા પછી ઇ. સ. ૧૯૧૮માં મુંબઇ આવી ગવર્મેન્ટ લો કોલેજના પ્રોફેસર તરીકે કારકિર્દી શરૂ કરી સરકારી ન્યાયખાતામાં જોડાયા. મુંબઇના પ્રેસિડેન્સી મેજીસ્ટ્રેટ તરીકે તેર વર્ષ કામ કર્યું. ઇ. સ. ૧૯૩૬માં પેન્શન પર નિવૃત્ત થયા.

કેળવણી પ્રત્યેનો તેમનો અનુરાગ છૂપો રહેતો નથી. એમનાં સુપુત્રી કુ. કાશીબ્હેન લોહાણા જ્ઞાતિનાં પ્રથમ સ્ત્રી ડૉકટર છે. જ્ઞાતિના કેળવણીક્ષેત્રે પણ તેમણે એટલોજ રસ ધરાવ્યો છે, એક વર્ષ સુધી શેઠ ના. ઇ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી બોર્ડિંગના સેક્રેટરી તરીકે સેવા ઉઠાવી હતી, વર્ષોથી તેની વ્યવસ્થાપક કમિટીના સભ્ય છે.

મુંબઇની ધારાશાસ્ત્રની દુનિયામાં શ્રી. પી. એલ. ઠક્કર એડવોકેટનું નામ અતિશય ઉજ્જવળ છે.



# શ્રી. શેઠ કેશવજી લા. ઠક્કર

[ કલકત્તા ]



જીવનસંગ્રામમાં અદ્‌ભૂત સફળતા સાધી સ્વબળે ઉન્નતિના શિખરને સર કરનાર કલકત્તાના મહાન ઉદ્યોગપતિ શેઠ કેશવજી લાલજીએ બાહોશ વ્યવસાયી તરીકે ભવ્ય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. કચ્છ અંજારના એક ગરીબ ગૃહે સંવત ૧૯૨૦માં તેમનો જન્મ થયો હતો. ગુજરાતી ત્રણ ધોરણનું શિક્ષણ લીધા પછી કુટુંબને ઉપયોગી થઇ પડવાની વૃતિએ માત્ર અગિયાર વર્ષની ગભરૂ ઉંમરે અંજારની એક દાણાની દુકાનમાં વાર્ષિક અઢાર કોરીના પગારે આકરી ગુમાસ્તાગીરી કરી. બે વર્ષની એ નોકરી પછી મુંબઇ નગરીમાં પગ મૂકી જુદા જુદા વ્યવસાયક્ષેત્રે અનુભવ પ્રાપ્ત કરી ભારે પ્રવિણતા પ્રાપ્ત કરી, પરિણામે છેવટ વાર્ષિક ૭૫૦ કોરીના પગારે પહોંચ્યા હતા.

સંવત ૧૯૫૧માં મુંબઈના એક વ્યાપારીની ભાગીદારીમાં કલકત્તા ખાતે વ્યાપારમંડાણ માંડયા. એ પછી એક બંગાળી વ્યાપારી સાથે 'કેશવજી એન્ડ ટાગોર'ને નામે મેસર્સ ગ્રાહમ કું. ના

મીઠાના બ્રોકર તરીકે દલાલી શરૂ કરી. પરંતુ ટુંક સમયમાં સ્વતંત્ર રીતેજ એ વ્યવસાયનાં સૂત્રો સંભાળવા પડ્યા. પચીસ વર્ષ સુધી એ વ્યવસાય સંભાળ્યા પછી ઇ. સ. ૧૯૨૫થી તેના સૂત્રો પુત્ર તેમજ પૌત્રોને સોંપી તેમણે નિવૃતિનિવાસ સ્વીકાર્યો છે. શેઠ કેશવજીભાઇનો ઉદ્યોગી આત્મા માત્ર આ જામેલા વ્યવસાયેજ વિરમ્યો ન્હોતો. 'પ્યોર ઝરીયા કોલીયરી'ની સ્થાપના તેમના હસ્તે ઈ. સ. ૧૯૧૭માં થઇ હતી. ઉપરાંત બંગાળમાં જુદે જુદે સ્થળે તેઓ કેટલીક બીજી કોલસાની ખાણો પણ ધરાવે છે. સંવત ૧૯૬૬માં એક ભાગીદાર સાથે 'એશિયાટીક પેટ્રોલિયમ કું'ની એજન્સી બંગાળ, બિહારના જુદા જુદા શહેરોમાં વર્ષો સુધી જાળવી હતી. આ વિવિધ વ્યાપારક્ષેત્રે આ કુશળ વ્યવસાયીએ વિરલ વિજયધ્વજ ફરકાવી જાણ્યો છે. ચાલુ ચોગઠામાં અટવાઇ ન રહેતાં શેઠ કેશવજીભાઇએ નૂતન ઉદ્યોગક્ષેત્રે પગલાં પાડી જીવનને ઉજ્જ્વળ બનાવ્યું છે. અતિ ગરીબાઈમાં ઉછરી ટુંક અભ્યાસ છતાં અતુલ અનુભવજ્ઞાન અને અપાર બુદ્ધિપ્રભાવે અને કુશળ વ્યાપારીગુણોએ તેમણે કીર્તિવંત ઉદ્યોગપતિ તરીકે ભવ્યતા પ્રાપ્ત કરી છે.

શ્રી. શેઠ કેશવજીભાઈનું દિલ જ્ઞાતિપ્રેમે સદા રંગાયલું રહ્યું છે. દિનદરિદ્રોના દુઃખે એમનું દિલ દુઃખ અનુભવતું રહ્યું છે. પરિણામે તેમને આંગણેથી સંખ્યાબંધ સંસ્થાઓએ સહાય પ્રાપ્ત કરી છે, અને સેંકડોએ આધાર મેળવ્યો છે.

આજે અતિ બુઝર્ગ વયે પણ ધર્મજ્ઞાનના ઉંડા અભ્યાસે અને સાહિત્યરસે રચ્યાપચ્યા રહ્યા છે. તેમના મોટા પુત્ર કાનજીભાઇનું અકાળે દુઃખદ અવસાન થયું છે, બીજા પુત્ર શેઠ હરિસિંહભાઇ 'કાનજી હરિસિંહ કું.' ને નામે વ્યવસાય સંભાળી રહ્યા છે. તેઓ પણ પિતા સમ કુશળ વ્યાપારી અને સેવાભાવી દિલ ધરાવે છે. સામાજીક ઉન્નતિના પ્રશ્નમાં સદા રસ લેતા રહ્યા છે. ઉદ્યોગી તેમજ જ્ઞાતિપ્રેમી પિતાના એ ઉદ્યોગી અને જ્ઞાતિપ્રેમી પુત્રરત્ન છે.

શ્રી. શેઠ કેશવજીભાઇનું જીવન અનેક સિદ્ધિઓને કારણે સાર્થક થયું છે;

# શ્રી. શેઠ શ્યામજી નારાયણજી

[ નાગ ]



**ઝંઝાવાતોથી** સભર એવી આંધી અને નિરાશાના ઘોર અંધકારમાં ઉજજવળ જીવનદીવડો ચેતાવનાર માનવીઓ સાચેજ મહાન બને છે. મેંગેનીઝ ખાણોના મહાન ઉદ્યોગપતિ શેઠ શ્યામજી નારાયણજીનું જીવનઘડતર અનેરી પ્રેરણા જગાવે છે. કચ્છ ભૂજના એક વ્યાપારી સ્વ. નારાયણજી ભીમજીના ગૃહે તેમનો જન્મ સંવત ૧૯૪૭ના ભાદરવા માસમાં થયો હતો. વતનમાં ચાર અંગ્રેજી ધોરણના અભ્યાસ પછી માત્ર પંદર વર્ષની વયે એક ભાટીયા વ્યાપારી સાથે નાગપુર જીલ્લાના રામટેક ગામમાં આવી મેંગેનીઝ ખાણોની ઓફિસમાં પંદર રૂપિયાના પગારે જીવનકારકિર્દીનો આરંભ કર્યો. દસ વર્ષના નોકરીજીવન પછી એમના થનગનતા ઉત્સાહી હૈયે સ્વતંત્ર વ્યવસાય ખેડવાની હામ જાગી.

ઇ. સ. ૧૯૧૭ થી ૨૦ સુધી ગવર્મેન્ટ સર્ટીફીકેટને અભાવે બીજા કોંટ્રાકટરોના પેટામાં કામની શરૂઆત કરી. એ પછી તો

એમનો સિતારો ઝળકતો બન્યો. વાયુવેગે વ્યવસાય વિકાસ સાધતો ગયો. એક, બે, પાંચ, દશ એમ આજે તેઓ સી. પી. ના પ્રદેશમાં વીસ મેંગેનીઝ ખાણોની માલીકી ધરાવે છે. આ ખાણોમાં અઢી હજાર જેટલા મજુરો રોટલો રળે છે. મેંગેનીઝ ખાણોના ઉદ્યોગની આલમમાં શેઠ શ્યામજીભાઇએ પ્રાપ્ત કરેલી સુકીર્તિ ગૌરવ ઉપજાવે એવી છે. ઉપરાંત તેમનાં વડીલબંધુ શ્રી. શેઠ ભવાનજીભાઈના નામે યુરોપિયન માલિકીની સંખ્યાબંધ મેંગેનીઝ ખાણોનો કોંટ્રાકટ છે. તેમાં પણ અઢી હજાર જેટલા મજુરો કામ કરે છે. શ્રી. ભવાનજીભાઇ હા વતનમાં વસે છે. તેમને ઇ. સ. ૧૯૩૩ માં સરકારે 'ઓનરરી મેજીસ્ટ્રેટ'ની પદવી બક્ષી હતી.

શ્રી. શ્યામજીભાઇએ કેવળ સ્વબળ, સ્વાશ્રયી અને સાહસ તેમજ ખંતીલા ગુણોને કારણે આજની ભવ્યતા પ્રાપ્ત કરી છે. છતાં તેમની સાદાઇ અને નિરભિમાનતા અખંડ રહી છે. તેમનો સેવાભાવ ઉત્કટ રહ્યો છે, અને સખાવતવૃતિ પણ સદા જાગતી રહી છે. સંખ્યાબંધ સંસ્થાઓને તેમણે કરેલી સહાયની યાદી અતિ લાંબી છે, અને અનેક નિરાધારોએ પ્રાપ્ત કરેલો તેમનો આધાર તેમને પરદુઃખભંજનની પદવી અપાવે છે, 'બાપા ખૂન ખટલા'માં માત્ર સેવાભાવે તેમણે આપેલો કિંમતી ફાળો તેમના દીનદરિદ્રોના દર્દથી અકળાતા આત્માની ઓળખાણ આપે છે. એવા સંખ્યાબંધ પ્રસંગો તેમના ઉજ્જવળ અને સેવાભાવી જીવનની આસપાસ વણાઇ ગયા છે. કેટલા નોંધીએ?

આવા આ મહાન ઉદ્યોગપતિ, વિરલ સેવાભાવી અને પુણ્યશાળી પુરૂષને ઈ. સ. ૧૯૩૨માં સી. પી. ગવર્મેન્ટ તરફથી 'દરબારી'નો ખિતાબ સાંપડયો છે. તેમનું ઉમદા જીવન અભિમાન ઉપજાવે એવું છે.

———o———

# શ્રી. શેઠ શિવજી ધ. શેઠીયા

[ કલકત્તા ]



વ્યાપારની વિવિધ ઝંઝાળો વચ્ચે પણ સમાજસેવાની ધૂન જેમના દિલમાં સદા ધગતી રહે છે, એવા આત્માઓ ખરેખર મહાન છે. શ્રી. શેઠ શિવજીભાઈ ધર્મસિંહ શેઠીયા 'શેઠીયા' કુટુંબના નરરત્ન છે. સેવાભાવિ માતાપિતાનો સેવાભાવનો વારસો વડીલબંધુ શ્રી. દેવચંદભાઈ સમોજ તેમને પણ સાંપડયો. છે. તેમનો જન્મ કચ્છ અંજારમાં સંવત ૧૯૪૯ના મહાવદ ૧૪ના રોજ થયો હતો. ગુજરાતી–અંગ્રેજી શિક્ષણ વતનમાં જ પ્રાપ્ત કરી. સંવત ૧૯૬૭માં તેઓ શ્રી. દેવચંદભાઇ પાસે મુંબઇ આવ્યા.

ઇ. સ. ૧૯૧૧માં 'એસ. ડી. શેઠીયા'ને નામે કંતાનનો વ્યાપાર શરૂ કર્યો. પરંતુ મુંબઈનું હવામાન તેમની તંદુરસ્તી પર ભારે અસર કરવા માંડયું. પરિણામે કલકત્તા જઇ કેટલોક સમય એક જર્મન પેઢીમાં નોકરી કરી. ઇ. સ. ૧૯૧૫ માં કલકત્તામાં જ 'એસ. ડી. શેઠીયા' કું'ની શાખા ખોલી કોલસાનો જથ્થાબંધ વ્યાપાર શરૂ કર્યો.

મુંબઇ ઑફિસ વડીલબંધુ શ્રી. દેવચંદભાઇએ સંભાળી અને કલકત્તા ઓફિસનો બોજો શ્રી. શિવજીભાઇ પર આવ્યો. વ્યાપારના નાડી-ધબકારા હાથ કરી આ બંધુબેલડીએ આ વ્યાપારમાં દિન પ્રતિ-દિન અદ્‌ભૂત સફળતા પ્રાપ્ત કરવા માંડી. આજે તો તેમની 'શેઠીયા બ્રધર્સ'ની કંપની કોલસાના વ્યાપારે ખૂબ પ્રસિદ્ધ છે. સંખ્યાબંધ મિલોના તેઓ કોંટ્રાકટર છે. વચ્ચે કેટલોક સમય ઇ. સ. ૧૯૨૨ થી ૪૦ સુધી મુંબઇ ગાળ્યા પછી હાલ શ્રી. શિવજીભાઈ કલકત્તામાં જ વસવાટ કરે છે.

શ્રી. શિવજીભાઇએ પણ વ્યાપારની ઉન્નતિમાંજ જીવનની ઇતિશ્રી માની નથી. પ્રસંગે પ્રસંગે તેમણે સમાજ તેમજ જ્ઞાતિ-સેવા બજાવી છે. શ્રી. દેવચંદભાઇના બધા સેવાકાર્યો પાછળ તેમનું પીઠબળ રહ્યુંજ છે. તન, મન, ધનનો પૂરો ભોગ આપીને શ્રી. શિવજી-ભાઈએ સમાજની બહેતરીની ચાહના કરી છે. 'કલકત્તા લોહાણા મહાજન'ના તેઓ એક કાળે સેક્રેટરી હતા, કલકત્તા લોહાણા સ્વ-યંસેવક મંડળ'ના મંત્રી તરીકેની તેમની ઉજ્જવળ કારકિર્દી નોંધાઇ છે. આ ઉપરાંત કલકત્તાની ઘણી સંસ્થાઓ સાથેનો તેમનો ભૂત-કાળનો અને આજનો સબંધ છે.

મુંબઇના તેમના વસવાટ દરમ્યાન પણ તેમણે જાહેરજીવનમાં રસ લેવાની શરૂઆત કરી હતી. વીલેપાર્લેની 'ગોકળીબાઈ હાઇ-સ્કૂલ'ની મેનેજીંગ કમિટીના પ્રમુખ તરીકે સેવા ઉપરાંત સંસ્થાને રૂપિયા પાંચ હજારની સખાવત તેમણે કરી હતી, બીજી કેટલીક સંસ્થાઓની કાર્યવાહીમાં હિસ્સો આપતા રહેતા.

બન્ને ભાઈઓએ સેવાભાવી અને કર્તવ્યપરાયણ માતપિતાનું જીવન ધન્ય બનાવ્યું છે અને ગૌરવવંતા કુટુંબની યશગાથામાં ઉમેરો કર્યો છે.

—(૦)—

# શ્રી. શેઠ ચુનિલાલ કૃ. સાયતા

[મુંબઈ]



કેવળ બુદ્ધિબળ અને કર્તવ્યપરાયણતાને કારણે શ્રી. શેઠ ચુનિલાલ કૃષ્ણલાલ સાયતાએ આજની અનેરી જીવન-સિદ્ધિ સાધી છે. વ્યાપારીજીવનની ટુંકી કારકિર્દીમાં તેમણે કોટન બજારના આગેવાન વ્યાપારી તરીકે કીર્તિ જમાવી છે અને સેવાક્ષેત્રે પણ કિંમતી ફાળો આપ્યો છે. સ્વબળે ઘડાયલું તેમનું ઉજ્જવળ જીવન ધન્ય બન્યું છે.

શ્રી. ચુનિલાલભાઈનો જન્મ ઇ. સ. ૧૯૦૧ના મે માસની ૧૪મી તારીખે થયો હતો. કુટુંબનું અસલ વતન સુરત, પણ પિતાશ્રી કૃષ્ણલાલ પ્રાણવલ્લભદાસ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના લોકોમોટીવ ડીપાર્ટમેન્ટના હેડકલાર્ક તરીકે વરસોથી વલસાડમાં વસતા હતા. એટલે શ્રી ચુનિલાલભાઈનું બાળજીવન

વલસાડમાં જ વિત્યું. મેટ્રિકને દ્વારે પહોંચીને તેમણે અઢાર વર્ષની ઉંમરે શાળા છોડી. એ સમયે પિતાશ્રી નોકરીમાંથી નિવૃત થઈ વલસાડમાં કાપડની દુકાન ચલાવતા હતા, નવજવાન ચુનિલાલભાઇ પિતાના વ્યવસાયમાં જોડાયા.

એક વર્ષના એ વ્યાપારજીવન પછી પ્રગતિની ઝંખના કરતાં તેઓ મુંબઈ આવ્યા. કોટન બજારના વ્યાપારક્ષેત્રે 'રતિલાલ એન્ડ કું'માં જોડાઇ ગયા. વ્યવસાયની નાડ શ્રી. ચુનિલાલભાઇના સતેજ બુદ્ધિબળે ગ્રહણ કરી લીધી. ઇ. સ. ૧૯૩૨માં તેમણે 'ચુનિલાલ કૃષ્ણલાલ એન્ડ કું.'ની સ્થાપના કરી. આજે એ નામ કોટન બજારનું કીર્તિવંત નામ નીવડયું છે.

સેવાભાવે સતેજ શ્રી. ચુનિલાલભાઇએ કોટન બજારની વ્યાપારીઆલમની ઉમદા સેવા બજાવી છે. ઇ. સ. ૧૯૩૭ થી ૧૯૩૯ સુધી 'ઇસ્ટિ ઇન્ડિયા કોટન એસોસિએશન'ની રીંગ કમિટી'ના માનવંત પ્રમુખ તરીકે ઝળકતી કારકિર્દી નોંધાવી હતી, 'કોટન બ્રોકર્સ એસોસિએશન'ના સેક્રેટરી તરીકે પણ તેમની સેવા નોંધનિય છે, ઇ. સ. ૧૯૪૦ થી તેઓ 'ઇસ્ટ ઇન્ડિયા કોટન એક્ચેંજ' જેવી મહાન સંસ્થાના ડાયરેક્ટર ચૂંટાતા આવે છે. ટુંક સમયમાં તેમણે સાધેલી આ સિદ્ધિ તેમના અપૂર્વ બુદ્ધિવૈભવ અને કાર્યદક્ષતાની ઝાંખી કરાવે છે. ઉપરાંત આજે તેઓ 'બોમ્બે બુલિયન એક્ચેંજ લી.', મારવાડી ચેમ્બર્સ ઓફ કોમર્સ લી. વગેરેનાં પણ સર્ટીફાઇડ મેમ્બર છે.

સ્વબળે સાધેલી ઉન્નત વ્યવસાયી સિદ્ધિ ઉપરાંત તેમના હૃદયે જ્ઞાતિસેવાની ઝંખના પણ સદા જાગૃત રહી છે, છેલ્લા આઠ વર્ષથી તેઓ હાલાઇ લોહાણા મહાજનની મેનેજીંગ કમિટીના સભ્ય છે, ઇ. સ. ૧૯૩૭ થી ૪૦ સુધી 'હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'ના પ્રમુખ તરીકે તેમણે કિંમતી સેવા બજાવી હતી અને આજે સંખ્યાબંધ જ્ઞાતિસંસ્થાના તેઓશ્રી સભ્ય છે.

સ્વાશ્રયે તેમણે શ્રીમંતાઇ પ્રાપ્ત કરી છે, છતાં તેમણે જાળવી રાખેલી નિરભિમાનતા, નમ્રતા, શાંત અને સેવાભાવી સ્વભાવ તેમના આજના ઉજ્જવળ જીવનને ગૌરવ બક્ષી રહ્યો છે.

# શ્રી. શેઠ દેવજીભાઇ રતનશી

[ મુંબઇ ]



ધનસરિતાનાં ઉછળતાં પૂરમાં ઉછરવા છતાં જનસેવાનો નાદ જેમના જીગરમાં જામે છે, એવી વિરલ વ્યક્તિઓ જગતને દ્વારે ધન્ય બને છે. લોહાણા જ્ઞાતિના મહાન દાનવીર અને સેવાવીર શેઠ રતનશી હીરજીના સુપુત્ર શેઠ દેવજીભાઇનું વિકસતું જાહેર જીવન આશાદાયી બન્યું છે. શેઠ રતનશીભાઇના પગલે પગલે તેમની પુણ્યપ્રવૃત્તિઓ પાંગરતી જાય છે.

શ્રી. દેવજીભાઇનો જન્મ ઇ. સ. ૧૯૧૨ ના સપ્ટેંબર માસની ૨૭મી તારીખે થયો હતો. મેટ્રિકના દ્વારે પહોંચીને તેમણે વિદ્યાર્થી જીવન પુરૂં કર્યું. પિતાના વ્યવસાય ક્ષેત્રે જોડાઇ ટુંક સમયમાં બધો બોજો

પોતાને શિરે ઉઠાવી લીધો, સંસ્કારે સાંપડેલી વ્યાપારવૃત્તિએ ભવ્ય સ્વરૂપ ધર્યું.

વ્યાપારની જંજાળો વચ્ચેય એમણે જાહેરજીવનમાં ઝંપલાવ્યું. દિલને ઉંડે ખૂણે વસેલી સેવાવૃત્તિને કારણે જ્ઞાતિપ્રવૃતિમાં ઉત્કટ રસ લેવા માંડયા. ઈ. સ. ૧૯૩૧ માં 'કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ'ના ઉપપ્રમુખ તરીકે ઉમદા જ્ઞાતિસેવા બજાવી. હૈયાની હમવતનની હમદર્દી તેમને રાજકરણમાં પણ ખેંચી ગઇ. રાષ્ટ્રપ્રવૃતિઓમાં આગેવાનીભર્યો ફાળો આપવા માંડયા. પરિણામે 'માંડવી જીલ્લા મહાસભા સમિતિ'ના ઉપપ્રમુખપદે તેમની ચૂંટણી થઇ. તેમનું ઉપપ્રમુખપદ યશસ્વી નિવડયું, મહાસભાના મોવડીઓના સંતોષના અધિકારી બન્યા. મહાસભાની દરેક પ્રવૃતિઓમાં શ્રી. દેવજીભાઇનો ઉજ્જવળ હિસ્સો દૃષ્ટિગોચર થવા માંડયો.

ઇ. સ. ૧૯૩૯માં મુંબઇની મ્યુનિસિપાલિટીમાં મહાસભાએ પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો નિર્ણય કર્યો. માંડવી વોર્ડના એક પ્રતિનિધિ તરીકે શ્રી. દેવજીભાઇની પણ પસંદગી થઇ. મહાસભાના પ્રતિનિધિ તરીકે મુંબઇ મ્યુનિસિપાલિટીના સભ્યપદનું આસન શ્રી. દેવજીભાઇએ ઉજાળ્યું. આજે તેઓ મ્યુનિસિપાલિટીની 'મેડીકલ રીલીફ એન્ડ પબ્લિક હેલ્થ કમિટી'ના ચેરમેન તરીકે અને ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે ઉજ્જવળ સ્થાન શોભાવી રહ્યા છે.

શ્રી. દેવજીભાઇનું ઉગતું જાહેરજીવન આશાદાયી નિવડયું છે. પિતાના ઉજ્જવળ જીવનને ઝેબ એવું એમનું સેવાજીવન રોજ-બ-રોજ ફાલતુંફુલતું રહો, એમ ચાહીએ.

—(૦)—

# શ્રી. જશવંતરાય મ. અખાણી

[ મુંબઇ ]



પુરૂષાર્થ, સ્વાશ્રય અને સાહસબળે 'ધી યુનિયન લાઇફ ઇન્સ્યુરન્સ કં. લી.'ના, મેનેજીંગ ડીરેકટર શ્રી. જશવંતરાય મણિલાલ અખાણીએ વિમાઉદ્યોગની આલમમાં આશ્ચર્યભરી ઉજ્જવળ કારકિર્દી આલેખી છે. અનેક ઉજ્જવળ સિદ્ધિઓના સાધક એવા આ જીંદાદિલી જવાન ઉદ્યોગવીરે વિરલ કાર્યશકિતને કારણે ટુંક સમયમાં 'યુનિયન લાઇફ ઇન્સ્યુરન્સ કંપની'ને વિમા-ઉદ્યોગની અતિ જાણીતી વિમાસંસ્થા બનાવી મૂકી છે.

ઉત્તર ગુજરાતના વારાહી સ્ટેટમાં 'અખાણી' કુટુંબની કીર્તિ અતિશય ઉજળી છે. પેઢીઓથી ઉત્તર ગુજરાતની જુદી જુદી રિયાસતોના કારભારીપદને ઉજાળનારા અને વારાહીના વઢીયારના છસો ઘરના આગેવાન મુખી કુટુંબમાં શ્રી. મણિલાલ વખતરામ પણ અગર, ભાદરવા, કટોસણ વગેરે રાજ્યોમાં વર્ષો સુધી કાર-ભારીપદે કીર્તિભરી કાર્યદક્ષતા દાખવી ઉત્તર ગુજરાતના ગરવા રાજપુરૂષ તરીકે નામના પામ્યા છે. આવા ગૌરવશાળી

કુટુંબમાં આવા બાહોશ પિતાને ત્યાં શ્રી. જશવંત-રાયભાઇનો જન્મ ઇ. સ. ૧૯૦૮ ના નવેંબર માસની ૮મી તારીખે થયો હતો. ઉચ્ચ અમલદારી વાતાવરણમાં ઉછરવા છતાં પ્રગતિપ્રેમી વિદ્યાર્થી જશવતંરાયભાઈએ અભ્યાસે ઉન્નત સ્થાન પ્રાપ્ત કર્યું. કટોસણ, મહેસાણા, અમદાવાદ અને વીરમગામની શાળા-ઓમાં શિક્ષણ પ્રાપ્ત કરી વીરમગામ હાઇસ્કૂલ દ્વારા મેટ્રિક થયા, એ પછી વડોદરા કોલેજમાં પ્રવેશ કર્યો.

કોલેજ જીવનનો પહેલો પહોરજ મંથનકાળ નિવડયો. કંઈ કંઇ ઉન્નત સાહસો ખેડવા તલપતાં એ જીંદાદિલી જીગરે કોલેજના બંધ-નોમાં વધુ સમય બંધાઇ રહેવાનું પસંદ ન કર્યું. અને એક વર્ષના આકરા મંથન પછી કોલેજની વિદાય લીધી. વંશપરંપરાથી ઉતરી આવેલા ‘ કારભારીપદ ’ ના ચોગઠામાં પલોંઠી વાળીને બેસવાનું એમણે પસંદ ન કર્યું. વિરાટ જગતને ચકાવે પોતાનો સીક્કો જમાવવાની મહત્વાકાંક્ષાએ જીંદાદિલી જવાન જશવંતરાયે વિમાક્ષેત્રમાં ઝંપલાવ્યું. ઈ. સ. ૧૯૨૮માં ‘ધી હિન્દુસ્તાન કો-ઓપરેટીવ ઇન્સ્યુરન્સ કંપની’ના સબ એજન્ટ તરીકે તેમની આ ક્ષેત્રની કારકિર્દી અતિશય નાના પાયા પર મંગળાચરણ પામી. પ્રબળ પુરૂષાર્થ અને કાર્યકુશળતાને પરિણામે રોજ-બ-રોજ ઉજળી યારી મળવા માંડી. ઇ. સ. ૧૯૩૦માં ‘ધી એલાયન્સ સ્ટડગાર્ટર ઈ. કંપની’ના ગુજરાત-કાઠિયાવાડના ચીફ ઓરગેનાઇઝર તરીકે તેમની નિમણુંક થઇ, ઇ. સ. ૧૯૩૨માં ન્યુ દિલ્હીની ‘ધી સર્વન્ટસ ઓફ ઈન્ડિયા ઇ. કંપની’ના પ્રાન્ચ ઓરગેનાઈઝર તરીકે જોડાઇ એજન્સી મેનેજર સુધીના પદે પહોંચી ઉત્તમ કાર્યદક્ષતાનો સીક્કો જમાવ્યો. ભાવનગરમાં સ્થપાયલા ‘કૃષ્ણનગર’ની ‘હાઉસિંગ સ્કીમ’ના વિધાતા શ્રી. અખાણીએ એ યોજના આ કંપની દ્વારા મૂર્ત સ્વરૂપમાં મૂકી, પરિણામે સ્વ. પ્રભાશંકર પટણી જેવા મુત્સદી માનવીનું પણ આકર્ષણ

કરી એમને વિમાક્ષેત્રે ખેંચવાનું માન પણ આ નવજવાનને ફાળે ગયું હતું.

એ પછી ઇ. સ. ૧૯૩૭માં શ્રી. અખાણી મુંબઈની જાણીતી વિમાસંસ્થા 'ધી ક્રેસંટ ઇ. કંપની'ના સેક્રેટરીપદ જેવા અતિ જવાબદાર અને ગૌરવશાળીપદ પર નિમાયા. આ કંપનીની નૂતન વ્યવસ્થામાં તેમજ તેની શિકલ પલટી નાખવામાં એક ભગીરથ પુરૂષાર્થી તરીકે તેમનો હિસ્સો નોંધાયો. આમ ટુંક સમયમાં વિમાક્ષેત્રે ઝળકતી કારકિર્દી જમાવ્યા પછી એમના સાહસિક અને ખંતીલા દિલે સ્વતંત્ર વિમાસંસ્થા સ્થાપન કરવાનાં કોડ જાગ્યાં. ઉદ્યોગી અને સાહસિક દિલોમાં જાગેલાં સ્વપ્ન મૂર્તિમંત થયા વિના રહેતાં નથી. ઇ. સ. ૧૯૩૯ના જુલાઈ માસમાં 'ધી યુનિયન લાઇફ ઇન્સ્યુરન્સ કં. લી.' નું પ્રાગટય થયું. નરેંદ્રમંડળના ચાન્સલેર ના. જામસાહેબ શ્રી. દીગ્વીજયસિંહજી અને આફ્રિકાના શાહસોદાગર ઓનરેબલ શેઠ તૈયબઅલી એચ. એ. કરીમજી– [મેસર્સ કરીમજી જીવણજીની પેઢીના ભાગીદાર] જેવા પેટ્રનોની પ્રાપ્તી આ પુરૂષાર્થી પુરૂષે કરી. જામસાહેબના વડીલ બંધુ શ્રી. પ્રતાપસિંહજી જેવા ચેરમેન સાંપડયા. અતિ મજબૂત અને મોટે પાયે સ્થપાયલી આ યુવાન સંચાલકની આ વિમાસંસ્થાએ ટુંક સમયમાં પોતાની પાંખો ચોતરફ પ્રસારી દીધી. ગુજરાત, કાઠિયાવાડ, બંગાળ, સેન્ટ્રલ ઈન્ડીયા, રાજપુતાના વગેરે ભારતવર્ષના દરેક પ્રાંતમાં તેની શાખાઓ અને એજન્સીઓ ત્વરિત ગતિએ સ્થપાઇ ગઈ. હજારો હાથોએ કામ જામવા માંડયું. કંપનીએ કામકાજ શરૂ કર્યા પછી માત્ર એક વર્ષમાં રૂ. ૩૦,૦૦,૦૦૦ ઉપરાંતનું કામ પ્રાપ્ત કર્યું છે. એક નવી સંસ્થા માટે આટલી ઉજ્જવળ અને જાદુઈ સફળતા અતિશય આશ્ચર્યજનક નીવડી છે.

શ્રી. અખાણીએ વિમાઉદ્યોગનાં ક્ષેત્રે આટલી નાની ઉંમરે માત્ર એકજ દશકાની કારકિર્દી પછી આજે પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠા અને સુનામના મહત્વાકાંક્ષી મનોરથોની ઉજ્જવળ સિદ્ધિઓનો પ્રેરક સરવાળો છે.

# શ્રી. શેઠ પુરૂષોત્તમદાસ ચ. મસ્કાઈ

[ મુંબઇ ]



મહાન મસ્કાઇ કુટુંબના મહારથીઓમાં શ્રી. શેઠ પુરૂષોત્તમદાસ ચત્રભૂજ મસ્કાઈનું દિનપ્રતિદિન વિકસતું જતું જાહેરજીવન અનેરી આશાઓ આપી રહ્યું છે. જ્ઞાતિના આ વિખ્યાત અને પુણ્યશાળી કુટુંબમાં સ્વ. શેઠ ચત્રભૂજ પેરાજના આ સુપુત્રનો સેવાભાવ સદા વિકસતો રહ્યો છે. શ્રી. પુરૂષોત્તમદાસભાઈનો જન્મ ઇ. સ. ૧૯૦૮ના ડિસેંબર માસની ૧૫મી તારીખે થયો હતો. સોળ વર્ષની ઉંમરે મેટ્રિક સુધી પહોંચ્યા પછી તેમણે કુટુંબના વ્યવસાયમાં ઝંપલાવ્યું હતું. બેન્કીંગનાં ક્ષેત્રમાં આજે તેઓ ઉજ્જવળ નામના જમાવી રહ્યા છે.

સખાવત અને સેવાભાવની જ્યોત જે આંગણે સદા ઝળહળતી રહી છે, એવા ઉજ્જવળ આંગણાનાં અમૃત પચાવીને શેઠ પુરૂષોત્તમદાસે

જીવનને સેવાભાવે તેમજ સખાવતવૃતિના ઉજ્જવળ ઓપથી ઓજસ-ભર્યું બનાવ્યું છે. તેમના વડીલ બંધુને નામે ચાલતા 'રણછોડદાસ ચત્ર-ભૂજ કચ્છી લોહાણા બાળાશ્રમ'ના એક કાર્યવાહક છે, ઉપરાંત 'કચ્છી લોહાણા પાંચતડા મહાજન'ના ઉપપ્રમુખ તરીકે પણ તેમણે સેવા બજાવી છે, અને આજે એક ટ્રસ્ટી તરીકે મહાજનશ્રીની સેવા બજાવી રહ્યા છે, ઉપરાંત દ્વારકા લોહાણા બોર્ડિંગ, અમરેલી લોહાણા બોર્ડિંગ, જુનાગઢ લોહાણા બોર્ડિંગ, કરાંચી લક્ષ્મીબાઈ લોહાણા બાળાશ્રમ, માંડવી લોહાણા બાળાશ્રમ વગેરે સંસ્થાઓના ટ્રસ્ટી તરીકે તેઓ વર્ષોથી કિંમતી સેવા બજાવતા રહ્યા છે.

મસ્કાઈ કુટુંબના આશાદીપક એવા લોહાણા જ્ઞાતિના આ ભાવી ભવ્યપુરૂષનો જ્ઞાતિપ્રેમ અનેક આશાઓ આપી રહ્યો છે. ગર્ભશ્રીમંતાઈ છતાં તેમનો અદ્દભૂત જ્ઞાતિપ્રેમ અને નિરભિમાનતા તેમજ સ્નેહાળ સ્વભાવ માન ઉપજાવી રહ્યો છે.



# શ્રી. શેઠ સંગજીભાઇ સુંદરજી

[મુંબઇ]



આત્મબળ, આત્મશ્રદ્ધા અને અવિરત પુરૂષાર્થના અદ્દભૂત ફલમથી ઉન્નત બનેલું શેઠ સંગજીભાઈ સુંદરજીનું સેવાભાવે ઉજ્જવળ જીવન અતિ ભવ્ય બન્યું છે. સ્વબળે સાંપડેલી અઢળક ધનસંપત્તિ છતાં અંતરમાં અભિમાન પ્રકટાવ્યા વિના તેઓ સદાય સેવાક્ષેત્રે કિંમતી ફાળો આપતા રહ્યા છે. તેમના હૈયાની જ્ઞાતિહમદર્દી અને અથાક સેવાવૃતિ તેમના પુરૂષાર્થી જીવનને પ્રેરક બનાવી રહી છે.

કચ્છ પ્રદેશમાં 'પધર' નામના એક નાનકડા ગામમાં શેઠ સંગજીભાઈનો જન્મ સંવત ૧૯૩૧માં થયો હતો. સામાન્ય ગુજરાતી ધોરણના અભ્યાસ પછી અતિ ઉછરતી વયે સ્વ. શેઠ મોનજીભાઇ અને શેઠ સંગજીભાઇની સાહસિક અને સ્વાશ્રયી બાંધવબેલડી પુરૂષાર્થનાં પાસા ફેંકવાને પુરૂષાર્થપુરી મુંબઈમાં પ્રવેશી. અજાણી વિરાટ નગરીમાં સ્વાશ્રય અને આત્મબળનો

દીપક પ્રકટાવી આ બન્ને ભાઇઓએ કાપડના પરચુરણ વ્યાપાર-ક્ષેત્રે ઝંપલાવ્યું. પાંચ પચીસ રૂપિયાની મૂડીથી એ વ્યવસાય શરૂ કરીને ટુંક કાળે ઈ. સ. ૧૮૯૦ તેમણે કાલબાદેવી પર 'મોનજી સુંદરજી'ના નામે એક નાનકડી દુકાન પણ સ્થાપી.

અદ્દભૂત કાર્યશકિત, કુશળતા અને કાર્યદક્ષતાના ચમકતા રંગો વચ્ચે આ ઉછરતા વ્યાપારીઓએ ભારે પુરૂષાર્થ આદર્યો. અને દિનપ્રતિદિન પ્રગતિના સોપાનો સર કરી આજે તો અત્યુત્તમ સફળતાના શિખરે 'મોનજી સુંદરજી'નું નામ સ્થાપિત થયું છે. લગભગ શરૂઆતના કાળથીજ આ નામની કીર્તિ એટલી જામી હતી કે હિન્દના સંખ્યાબંધ રાજામહારાજાઓ પણ તેમના કાયમી ગ્રાહક તરીકે નોંધાયા હતા. આજે અર્ધસદીનો ઉજ્જવળ ઈતિહાસ રચીને 'મોનજી સુંદરજી'ની દુકાન તેમના ક્ષેત્રે અજોડ એવું સ્થાન ધરાવી રહી છે તેમજ આજે પણ કેટલીક રિયાસતોના કાપડના વગેરેના એજન્ટ તરીકે તેમનું સ્થાન વધુ દૃઢ થયું છે.

એ ઉપરાંત ખેતીવાડીના ક્ષેત્રે પણ તેમણે ગૌરવભરી જમાવટ કરી છે. થાણામાં તેઓ વિશાળ પ્રમાણમાં જમીન ધરાવે છે. તેમાં બે ભવ્ય તળાવોનો પણ સમાવેશ થાય છે, ઉપરાંત થાણાથી પંદર વીસ માઇલના અંતરે તેમના ડાંગરના સંખ્યાબંધ ખેતરો આવેલાં છે. તેમાં કામ કરતા ખેડુતોના વસવાટસ્થળ 'આડવલી ભૂતાલી' આખું ગામ 'મોનજી સુંદરજી'નું સ્વતંત્ર ગામ છે. એ એક ગૌરવની બીના છે.

સ્વબળે સાધેલી આટલી શ્રીમંતાઈ પછી પણ શેઠ સંગજી-ભાઇએ આરામની મશરૂ તળાઈઓમાં પોઢવાનું પસંદ કર્યું નથી, તેમણે મખમલની મોજડીઓ ચાહી નથી, અતિ સાદાઈથી કર્તવ્ય-પરાયણ અને ધર્મપરાયણ જીવન ગાળીને તેમણે સેવાવૃતિથી જીવનને રંગ્યું છે. જાહેરજીવનમાં ઉમદા હિસ્સો આપવા ઉપરાંત તેમની અંતરની ઉદારતાએ સમાજની મહાન

સેવા સાધી છે. સ્વ. શેઠ મોનજી સુંદરજીની સેવાઓ લોહાણા જ્ઞાતિના ઇતિહાસને પૃષ્ઠે અમર બની છે, અનેક સંસ્થાઓના સંચાલક અને પોષક તરીકે, અનેક ટ્રસ્ટોના કુશળ ટ્રસ્ટી તરીકે, અનેક જ્ઞાતિ-બંધુઓના આધાર તરીકે સ્વ. મોનજી સુંદરજી જીવનને અમર બનાવી ગયા છે, તેમને પુણ્ય પગલે પ્રયાણ કરીને શેઠ સંગજીભાઇએ પણ સેવાવૃતિની જ્યોત જગાવી છે. આજે તેઓ 'કચ્છ લોહાણા એ તડા મહાજન'ના મહારથી સમા ઉપપ્રમુખ છે; મુંબઈ પ્રાંતિય વર્ણાશ્રમ સ્વરાજ સંઘ'ના પણ ઉપપ્રમુખ છે, ઉપરાંત કેટલીક સંસ્થાના કાર્યવાહક અને વર્ષોથી 'પારપ્યા પ્રધાન ચેરીટી ટ્રસ્ટ'ના મેનેજીંગ ટ્રસ્ટી તરીકે ઉજ્જવળ નામના ધરાવે છે. અને એજ રીતે હંસરાજ કરમશી રણમલ ચેરીટી ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે, નારાયણ તુલસીદાસ ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી તરીકે, શેઠ વીરજી પેરાજ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે તેઓ દીન-દુઃખીયા જનોનાં દર્દને પીછાણે છે. એ ઉપરાંત ગુપ્ત રીતે તેમને આંગણેથી અસ્ખલિત વહેતો દાનપ્રવાહ તો કેટલાંય દુઃખીજનોની સંજીવની બનતો રહ્યો છે. અદ્દ્ભૂત જ્ઞાતિપ્રેમ ધરાવતા તેમને આંગણે અને વ્યવસાયે કેટલાંય જ્ઞાતિજનોએ ભવ્ય ઉત્કર્ષની સાધના કરી છે.

આ બધા ઉપરાંત તેમના પુણ્યશાળી આત્માને કાશીની 'પંડિત સભા' તરફથી સંવત ૧૯૯૫ના બેસતા વર્ષ દિને 'સ્વધર્મ ધૂરંધર'નો ઇલ્કાબ, માનપત્ર અને શંકરાચાર્યજી તરફથી 'ધૂરંધર'નો ઇલ્કાબ સાંપડયો છે.

તેમના લઘુ બંધુ શેઠ વેલાભાઇ સુંદરજી પણ ઉત્કટ સેવા-ભાવ દાખવતા રહ્યા છે. વડીલ બંધુની સેવાપ્રવૃતિઓમાં પીઠબળ આપવા ઉપરાંત તેઓ 'ધારશી ખેતશી ટ્રસ્ટ'ના ટ્રસ્ટી અને 'ધી જકરીયા બજાર પીસગુડસ મરચન્ટસ એસોસિએશન'ના સ્થાપક છે. એજ રીતે સ્વ. શેઠ મોનજી સુંદરજીના સુપુત્ર શેઠ બાબુભાઇ

પણ સદા સેવાક્ષેત્રે રંગાયલા રહ્યા છે. 'ઓલ ઈન્ડિયા વર્ણાશ્રમ સ્વરાજસંઘ'ના મંત્રી તરીકે વર્ષોથી કારકિર્દી જમાવી રહ્યા છે, એ ઉપરાંત આયુર્વેદનો અભ્યાસ કરીને 'આયુર્વેદાચાર્ય" પણ થયા છે. અને તેમને પંડિત સભા કાશી 'ચિકીત્સા માર્તંડ' તેમજ ગોવર્ધનપીઠ તરફથી 'વૈદ્યરત્ન'નો ઇલ્કાબ સાંપડયાં છે. સેવાભાવી વડીલોને પગલે શેઠ બાબુભાઇએ પણ પ્રસંગે પ્રસંગે સેવાવૃતિ દાખવી છે.



# શ્રી. શેઠ વેલજી કાળીદાસ સોમૈયા

[મુંબઇ]



જીવનભર તાતી તપશ્ચર્યા સાધીને અદ્દભૂત સિદ્ધિ પ્રાપ્ત કરનારા પુરૂષાર્થવીરોના પ્રેરક કર્મયોગની કહાણીઓ કાળાંતર સુધી અમર બને છે. શેઠ વેલજીભાઈ કાળીદાસ સોમૈયાનું પુરૂષાર્થ રંગે રંગાયલું જીવન તેમની સખાવતવૃતિથી વધુ ઉજ્જવળ બન્યું છે. જામનગર પાસેના ખડબા ગામમાં એક અત્યંત ગરીબ કુટુંબમાં શેઠ વેલજીભાઈનો જન્મ સંવત ૧૯૩૩ના વૈશાખ વદ ૬ ના દિને થયો હતો. ગુજરાતી પાંચ ધોરણના અભ્યાસ પછી તેમણે શિક્ષકજીવનનાં મંડાણ માંડયા.

પરંતુ જેમના જીગરમાં ભારોભાર જીંદાદિલી, આગેકદમનો અદ્દભૂત ઉછળાટ અને દુનિયા ડહોળવાનાં શમણાં જાગતાં હોય એવા માનવીઓ કદી જગતને અંધારે ખૂણે ખાબોચિયામાં ધરબાઈ

રહેવાનું ચાહતા નથી. એમનું પુરૂષાર્થી હૈયું એમને અંધારે સુખચેન લેવા દેતું નથી. શેઠ વેલજીભાઇ સંવત ૧૯૫૧ માં માત્ર અઢાર વર્ષની ઉગતી વયે જંગબાર પહોંચ્યા અને એક પેઢીમાં રૂ. ૨૫૦) ના વાર્ષિક પગારે જોડાયા. આ પેઢીની બારબાર વર્ષની તેમની ઉજ્જવળ કારકિર્દીએ અતિ ભવ્ય સ્વરૂપ પકડયું. રૂા. ૨૫૦ના દરમાયાથી ૨૫૦૦ના દરમાયા સુધી પહોંચવા ઉપરાંત વ્યવસાયક્ષેત્રે સુનામના જમાવી. વતનથી બન્ને નાના ભાઈઓ શ્રી. અંબારામભાઇ અને જીવરાજભાઇને બોલાવી વ્યવસાયે વળગાડયા. સંવત ૧૯૬૨ થી ૬૮ સુધી એજ પેઢીની એક શાખાના મુનિમ તરીકે ઉજ્જવળ કારકિર્દી અર્પ્યાં બાદ એક બીજી પેઢીના મુંબઇ શાખાના ભાગીદાર મેનેજર તરીકે તેઓ સ્વદેશમાં વસ્યા. વર્ષોની એ પેઢીની ભાગીદારીમાં તેમણે અતિશય ભવ્ય સ્વરૂપ ધારણ કર્યું. એ પછી સંવત ૧૯૭૬થી 'વેલજી કાલીદાસ એન્ડ કુાં'ને નામે સ્વતંત્ર કમિશન એન્જસી સ્થાપી. આજે વર્ષોની ઉજ્જવળ તવારીખ રચી એ પેઢી દેશદેશાવરમાં મશહૂર બની છે.

ઉત્કટ કાર્યશકિત અને કુશળતાના કદમે કદમે વ્યાપારે કીર્તિવંત બનેલું એમનું ઉજળું જીવન માત્ર લક્ષ્મીદેવીની પૂજામાં પરોવાઇ નથી ગયું, એ એમના જીવનની ધન્યતા છે. સ્વાશ્રયબળે અઢળક લક્ષ્મી જમાવ્યા છતાં ઓંકાર કે આડંબર અંતરમાં ઉપજ્યો નથી, એ એમની પુણ્યતા છે, અને દીનદુ:ખીઓની દયા પીછાણી ઉદાર હસ્તે ધનપ્રવાહ વહેવડાવી જાણ્યો છે, એ એમના જીવનની સાર્થકતા છે. તેમને આંગણેથી હરહંમેશ ફંડફાળાઓ સંતોષાયા છે, એ ઉપરાંત સંવત ૧૯૯૨ માં ધર્મપત્ની સ્વ. રળીયાતબાઇના સ્મરણાર્થે તેમણે રૂપિયા ૨૫૦૦ની સખાવત કરી હતી, ખડબામાં આજે પણ તેમના સ્મરણાર્થે દાળીયાનું સદાવ્રત ચાલે છે. એ ઉપરાંત જડેશ્વરની જગ્યા, ધર્મશાળા સાથે તેમણે

બંધાવી આપી છે, એજ રીતે ગામમાં રૂપસંગ ભગતની જગ્યા અને તેની ધર્મશાળાનો જીર્ણોદ્ધાર તેમણે કરાવી આપ્યો છે.

ઉપરાંત શેઠ વેલજીભાઈએ ધ્રાફામાં સ્વખર્ચે જમીન લઇ 'હિન્દુ સ્મશાનભૂમિ' પણ બંધાવી આપી છે, અને મહાજનવાડીના મકાન માટે રૂપિયા એક હજાર અર્પણ કર્યા છે.

સંવત ૧૯૯૬ના કારમા દુષ્કાળ વેળાએ હજારોને ખર્ચે તેમણે દુષ્કાળીયાઓને અનાજ અને અન્ય ચિજો પૂરી પાડી દિલમાં વસેલી હમદર્દીનો પરિચય આપ્યો હતો. પુત્ર લગ્ન પ્રસંગે પણ લોહાણા જ્ઞાતિની સંખ્યાબંધ સંસ્થાઓમાં તેમણે રૂપિયા પાંચ હજારની નાદર સખાવત કરી હતી. ઉપરાંત રોજ-બ-રોજ તેમને આંગણેથી થતી ગુપ્ત સખાવતો તો કોણ જાણે કેટલીય હશે.

સંવત ૧૯૯૭થી તેમના બન્ને પુત્રો શ્રી. વસનજીભાઇ અને શ્રી. ગોકુલદાસભાઇ પણ પેઢીમાં જોડાયા છે. અને આજે તેમની પેઢી 'વેલજી કાળીદાસ એન્ડ સન્સ'ને નામે ચાલી રહી છે.

શેઠ વેલજીભાઇના બાહુબળે વિકસેલા ભવ્ય જીવનની ભવ્યતા તેમના દિલની ઉદારતાએ વધુ ઓજસ્વી બની છે.



# શ્રી. શેઠ જમનાદાસ ખે. લાદીવાળા

¤————[ મુંબઈ ]————¤



વ્યાપારીજીવનની વિવિધ જંજાળો વચ્ચેય સદા સેવાભાવની વૃત્તિ સતેજ રાખનારા જ્ઞાતિમૈયાના સુહાગી સંતાનોએ જીવનસાર્થકતા સાધી છે. શેઠ જમનાદાસ ખેરાજભાઈ લાદીવાળાનું રોજ–બ–રોજ જામતું જાહેરજીવન અનેરૂં ગૌરવ દાખવી રહ્યું છે. મુંબઈના વ્યાપારક્ષેત્રે તેમણે સાધેલી વિરલ સિદ્ધિ તેમના અદ્દભૂત બુદ્ધિબળની ઝાંખી કરાવે છે, એજ રીતે સેવાક્ષેત્રે તેમણે જમાવેલી ઉજ્જવળ કારકિર્દી તેમની અપ્રતિમ સેવાવૃત્તિની પ્રતીતિ આપે છે. સ્વાશ્રયબળે અદ્દભૂત સિદ્ધિ પ્રાપ્ત કરનારા સેવાભાવી અને સખાવતી પિતા સ્વ. શેઠ ખેરાજ ઓધાભાઈના ગૃહે શેઠ જમનાદાસભાઈનો જન્મ ઈ. સ. ૧૯૦૩ ના ડિસેંબર માસની એકવીસમી તારીખે થયો હતો. મેટ્રિક થયા પછી નવજવાન જમનાદાસભાઈ પિતાના સીમેન્ટ અને ટાઈલ્સના વ્યાપારક્ષેત્રે સોળ વર્ષની વયે

જોડાયા. પિતાના નિવૃત્તિકાળમાં તેમજ સંવત ૧૯૮૬ ના મહા-શુદ ૧૧ દિને અવસાન થયા પછી શેઠ જમનાદાસભાઈએ 'ધી તાંદુર એન્ડ શાહાબાદ સ્ટોન કું. ને નામે મુંબઈમાં ચાલતા ધીખતા વ્યાપારનાં જોખમી સૂત્રો અતિ સફળતાપૂર્વક સંભાળ્યા.

વ્યાપારમાં જોડાયા પછી ટુંક કાળમાં તેમણે વિરલ બુદ્ધિ-બળ, અને કુશળ કાર્યશકિતની જગતને ઝાંખી કરાવવા માંડી. નવી રીત અને નવી રસમે વ્યવસાયને નૂતન સ્વરૂપ આપી તેના વહેણુ તેમણે પલટી નાંખ્યા, કુદકે અને ભૂસકે ભવ્ય પ્રગતિ સાધી ઉન્નત સિદ્ધિની સાધના કરી. જુદી જુદી કંપનીઓની સોલ એજન્સીઓ પ્રાપ્ત કરી વ્યાપારને અતિ ભવ્યતા અર્પી. અને આજે તો મુંબઈના એ વ્યાપારક્ષેત્રે તેમની 'ધી તાંદુર એન્ડ શાહાબાદ સ્ટોન કું.' અજોડ અને વિરલ બની છે. અનેરી ઇજ્જત આબરૂ જમાવીને શેઠ જમનાદાસભાઇ એ ક્ષેત્રના મહાન વ્યાપારી તરીકે ઉજળી સુનામના પામ્યા છે. વ્યવસાયના વધુ વિકાસ અર્થે ઇ. સ. ૧૯૩૩ માં તેમણે 'ધી બોમ્બે પોટરીઝ એન્ડ ટાઇલ્સ લી.'ની સ્થાપનામાં અગ્ર હિસ્સો લીધો, તેના એક ડાયરેકટર બનવા ઉપરાંત તેની મેનેજીંગ એજન્સીમાં ભાગીદારી કરી છે, એજ રીતે 'ધી સ્ટોન સપ્લાઇંગ કુાં. લી.'ની સ્થાપના તેમના હસ્તક થઇ. એ કંપનીના મેનેજીંગ ડાયરેકટર તરીકે તેમણે ભારે પુરૂષાર્થ દાખવ્યો હતો. આ ઉપરાંત જુદા જુદા રાષ્ટ્રિય ઉદ્યોગનાં વિકાસમાં તેમણે ઉજ્જવળ હિસ્સો નોંધાવ્યો છે. 'ધી ઓરીએન્ટલ ફાર્માસ્યુટિકલ ઇન્ડસ્ટ્રીઝ લી. ના ડાયરેકટર તેમજ મેનેજીંગ એજન્સીના ભાગીદાર તરીકે, 'ધી લક્ષ્મી બેન્ક લી. ના ડાયરેકટર તરીકે, ધી ઓરાયન ટ્રેડીંગ કુાં. લી.' ના મેનેજીંગ ડાયરેકટર તરીકે અને 'યુનિક મોટર એન્ડ જનરલ ઇન્સ્યુરન્સ કાં. લી. ના ડાયરેકટર તરીકે તેઓ ભારતવર્ષના ખીલતા સ્વદેશી સાહસોમાં ફાળો અર્પી રહ્યા છે. ઉપરાંત નવી સ્થપાતી 'કાઠિયાવાડ સેફ ડીપોઝીટ વોલ્ટ'ના એક ડાયરેકટર તરીકે પણ તેમનું નામ જાહેર થયું છે.

આમ વ્યાપારક્ષેત્રની ધીખતી ભવ્યતા વચ્ચે શેઠ જમનાદાસભાઈએ વર્ષોથી નેપથ્થમાં રહીને સેવાક્ષેત્રે પણ ઉજ્જવળ હિસ્સો પૂર્યો છે. જ્ઞાતિપ્રવૃતિઓ, જ્ઞાતિસંસ્થાઓ અને જ્ઞાતિજનોની બહેતરી માટે આ બાહોશ વ્યાપારવીરે સદાય ઝંખના કરી છે. તન, મન, ધનથી ઘસાઈને તેમણે દિલમાં વસેલા વિરલ માનવપ્રેમની પ્રતીતિ કરાવી છે. ગુપ્ત રીતે તેમણે બજાવેલી સેવાઓ અને નાની નાની અસંખ્ય સખાવતો ઉપરાંત જાહેર રીતે વર્ષોથી 'હાલાઇ લોહાણા મહાજન'ની કારોબારી સમિતિના સભ્ય તરીકે કિંમતી સેવા ઉઠાવતા આવ્યા છે, ઇ. સ. ૧૯૪૧ ના વર્ષથી તો એ ગૌરવશાળી મહાન સંસ્થાના ઉપપ્રમુખપદ જેવા અતિ જવાબદાર આસને નાની ઉંમરે તેમની વરણી થઇ છે. એજ રીતે સિદ્ધિશાળી જ્ઞાતિ સંસ્થા 'હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'નું તેમનું પ્રમુખપદ અતિ ઉજ્જવળતા ધરી રહ્યું છે. આ જ્ઞાતિ સંસ્થાઓના ગૌરવવંતા મોવડીપદ ઉપરાંત મુંબઇના નાગરિક જીવનમાં ટુંક સમયમાં કેટલાક ઝડપી સત્કાર્યોને કારણે ઉન્નત સ્થાન પામેલા 'પ્રગતિ સમાજ'ના અગ્રસ્થાપક તેમજ આદ્યપ્રમુખ તરીકે ઇ. સ. ૧૯૪૦માં તેમણે કીર્તિવંત ફાળો આપ્યો હતો. એ સંસ્થાના આજના ગૌરવમાં અને વિકાસમાં શેઠ જમનાદાસભાઇનો ભારે ભોગ પડયો છે. આજે તેઓશ્રી તેની કારોબારી સમિતિના માનવંત સભ્ય છે. સિવાય "એડલ્ટ એજ્યુકેશન કમિટી"માં પ્રૌઢ શિક્ષણમાં વિષયના પણ ઘણો રસ લે છે. ઉપરાંત ગરધર ચેરીટી ટ્રસ્ટ' વગેરે કેટલાંક ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે પણ ફરજ બજાવી રહ્યા છે. વ્યાપારક્ષેત્રે 'ધી બોમ્બે સ્ટોન મરચન્ટસ્ એસોસિએશન'ના પ્રમુખ તરીકે છેલ્લા વર્ષમાં તેમની ચૂંટણી થઈ છે.

બુદ્ધિબળે બાહુબળે અને બાહોશાથી મુંબઇના વિવિધ વ્યાપારક્ષેત્રે ભવ્યતાભરી સુનામના જમાવવા ઉપરાંત વિવિધ સેવાક્ષેત્રે તન, મન, ધનના પૂરા ભોગે કિંમતી સેવાકારકિર્દી અર્પી શેઠ જમનાદાસભાઈએ નાની ઉંમરે જે કીર્તિ જમાવી છે. તે તેમની ભાવી ભવ્યતાની અનેક ઉજ્જવળ અને અનેરી આશાઓ આપે છે.

# શ્રી. શેઠ હંસરાજભાઇ જીવણદાસ

[ મુંબઇ ]



લોહાણા જ્ઞાતિની તવારીખ કિતાબમાં જોડીયાના સુપ્રસિદ્ધ વાઘાણી કુટુંબના ગરવા નરરત્નોએ ઉજળે પૃષ્ઠે સૂવર્ણાક્ષરે અમરતા પ્રાપ્ત કરી છે. એ ગૌરવશાળી કુટુંબે સ્વ. શેઠ ખીમજી દયાળ, સ્વ. શેઠ વીસનજી જીવણદાસ, સ્વ. શેઠ કાકુભાઇ જીવણદાસ જેવા લાખોની સખાવત કરનારા મહાન સખાવતીઓ અને સેવાવીરો આપીને ઇતિહાસે ઉજ્જવળતા પ્રાપ્ત કરી છે. એ કુટુંબના નરરત્ન શેઠ હંસરાજભાઇ જીવણદાસનો જન્મ વતન જોડીયામાં કર્તવ્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ પિતા જીવણદાસ દયાળજીના ગૃહે ઇ. સ. ૧૯૦૨માં થયો હતો. મુંબઇમાં અંગ્રેજી ૭ ધોરણનો અભ્યાસ કરી શેઠ હંસરાજભાઇ રૂ બજારમાં વડીલ બંધુ સ્વ. વીસનજીભાઇ જેવા કાબેલ પુરૂષની તાલીમ પામ્યા. ઇ. સ. ૧૯૨૦ માં કાકા સ્વ. ખીમજી દયાળની

'ખીમજી વિશ્રામ એન્ડ સન્સ'ની પેઢીમાં જોડાયા. આજે એ સાંઠચ વર્ષની નામાંકિત અને મહાન પેઢીના તેઓ ભાગીદાર અને મુખ્ય સંચાલક છે. તેમના ઉજ્જવળ સંચાલન તળે આ પેઢીએ પોતાની પ્રતિષ્ઠા, પ્રતિભા, પ્રભુતા અને પુણ્યતા એજ અદાએ જાળવી રાખ્યાં છે.

શ્રી. શેઠ હંસરાજભાઈએ વ્યાપારક્ષેત્રે ભવ્ય કીર્તિ જમાવી છે. આટલી વયે તેઓ અનેક સિદ્ધિના સાધક બન્યા છે. કોટન બજારના આગેવાન વ્યાપારી તરીકે તેમની સુનામના જામી છે, તેઓ ઇસ્ટ ઇન્ડિયા કોટન એસોસિએશનનાં ડીરેકટર છે. ઓમ્બે કોટન મર્ચન્ટસ એન્ડ મુકાદમ એસોસિએશન'ના માનદમંત્રી તરીકે સાત વર્ષોથી ઉજ્જવળ કારકિર્દી બક્ષી રહ્યા છે. તેમજ વોડ'ન ઇન્યુરન્સ કં. લી. અને 'ધી જીન્યુસાઈન એસોસિએશન'ના ડિરેકટર છે. ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બરના સભ્ય છે.

ભવ્ય વ્યાપાર વચ્ચે પણ તેમનો સેવાભાવ જામતો રહ્યો છે. વડીલોએ લોહાણા જ્ઞાતિની બહેતરી કાજે સ્થાપેલા તેમજ અન્ય સંખ્યાબંધ ટ્રસ્ટોના કુશળ સંચાલક અને ટ્રસ્ટી તરીકે ઉત્તમ કાર્યદક્ષતા દાખવી રહ્યા છે. ઉપરાંત સ્વ. વીસનજીભાઈના સ્મરણાર્થે રૂપિયા બત્રીસ હજારને ખર્ચે તેમણે શિવરીમાં એક હોસ્પિટલ સ્થાપી તેનું તંત્ર મુકાદમ એસોસિએશન ને અર્પણ કર્યું છે. આ હોસ્પિટલ દીનદરિદ્રોની દુવા પ્રાપ્ત કરી રહી છે, ઉપરાંત તેમને આંગણેથી હરહંમેશ કિંમતી સખાવતોનો પ્રવાહ તો ઉત્કટ રીતે વહ્યાજ કરે છે. એજ રીતે સંવત ૧૯૯૬ ના ભયંકર દુષ્કાળ વેળાએ તેમણે હજારો રૂપિયા પાણી પેઠે વહાવી લોકોને રાહત આપવા કિંમતી શ્રમ ઉઠાવ્યો હતો.

શ્રી. શેઠ હંસરાજભાઈ વડીલોને પગલે પગલે લોહાણા જ્ઞાતિના ઇતિહાસમાં ઉજ્જવળ સ્થાન પ્રાપ્ત કરશે, એવી આશા ઉપજી રહી છે.

—o—

# શ્રી. છોટાલાલ કા. તન્ના

[ સુરત ]

હૈયામાં હરદમ જલતી સેવાજયોતથી જીવનને ઉજજવળ બનાવી જામતા જાહેરજીવનમાં પણ શુદ્ધ કર્તવ્યનિષ્ઠા, નિર્લેપતા તેમજ અણિશુદ્ધ પ્રમાણિકતા જાળવી રાખનારા શ્રી. છગનલાલ કાળીદાસ તન્ના સુરતના જાણીતા સમાજસેવક છે. લોહાણા મહાજનના અગ્રેસર વ્યાપારી પિતા સ્વ. કાળીદાસ અંબારામના સુખી ગૃહે શેઠ છોટાલાલભાઈનો જન્મ ઇ. સ. ૧૮૮૮ના અકટોંબર માસની છવીસમી તારીખે થયો હતો. ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી નવજવાન છોટાલાલભાઇએ પિતાના ધીખતા દૂધના વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું હતું.

સેવાભાવી પિતાની સેવાવૃતિનો વારસો લઇને શ્રી. છોટાલાલ ભાઈએ છેક ઉછરતી વયથી જ જાહેરજીવનમાં ઝંપલાવ્યું. એક સ્વયંસેવક તરીકે તેમની સેવાવૃતિ શરૂ થઇ. ઇ. સ. ૧૯૦૭માં સુરત મહાસભા વેળાએ તેમણે સ્વયંસેવક તરીકે ફરજ બજાવી, એ પછી મહાસભા પ્રત્યે તેમનું આકર્ષણ થયું હતું. એજ રીતે ઇ. સ. ૧૯૧૫ના જમાનાથી એક ચૂસ્ત આર્યસમાજીસ્ટ થયા. અને સેવાવૃતિને કારણે આર્યસમાજની પ્રવૃતિઓમાં રસ લેવા માંડયા, એ રીતે તેમણે પંદર વર્ષ સુધી એકધારી રીતે 'સુરત આર્યસમાજ'ના પ્રમુખ અને ટ્રસ્ટી તરીકે ઉજ્જવળ સેવા અર્પી હતી. એક લાખની કિંમતનું તેનું મકાન શ્રી. છોટાલાલભાઇની ઉજજવળ આગેવાનીનું પ્રતિક છે. અને એજ રીતે અન્ય આર્યસમાજી સંસ્થાઓ 'મુંબઇ આર્ય-સમાજ'ના એક વેળાના ટ્રસ્ટી તરીકે, સુપા ગુરૂકુલ વિદ્યામંદિરની કાર્યવાહી સમિતિના ઉપપ્રમુખ તરીકે તેમણે ભારે શ્રમ ઉઠાવ્યો હતો. ઇ. સ. ૧૯૩૮ માં તાપીકાંઠે ખડા થયેલા 'આર્યનગર'માં મળેલા આર્યપ્રતિનિધિ સભા'ના અધિવેશનના ભવ્ય પ્રસંગના

પ્રમુખ તરીકે પણ તેમણે બાહોશી દાખવી હતી. એ ઉપરાંતની સંસ્થાઓ તાપી બ્રહ્મચર્યાશ્રમ 'સેવામંડળ' વગેરેમાં તેમની સેવાઓ નોંધાઈ છે.

અદ્‌ભૂત જ્ઞાતિપ્રેમથી સદા તરબોળ રહેતા તેમના પ્રેમાળ હૈયાએ સદા ઉત્કટ જ્ઞાતિસેવા બજાવી છે. સંવત ૧૯૮૫ થી સુરત લોહાણા મહાજન'ના ઉપપ્રમુખ તરીકે તેમણે ભારે પરિશ્રમ લઇ તન, મન, ધનના પૂરા પરિશ્રમે આજની વિશાળ મહાજનવાડીની સ્થાપના કરી છે. એજ રીતે નિરાશ્રિત ફંડ અને લોહાણા મિત્ર-મંડળ વિદ્યોતેજક ફંડનું તેઓ છેલ્લાં બત્રીસ વરસથી સંચાલન કરે છે. ઉપરાંત જ્ઞાતિની પરિષદોમાં સદા અગ્રભાગ લીધો છે, તેમનો સેવાભાવ સદા ઉત્કટ રહ્યો છે.

તન અને મનની વર્ષોની અવિરત સેવા ઉપરાંત તેમના ઉદાર હસ્તે સંખ્યાબંધ સંસ્થાઓને આર્થિક સહાય પહોંચી છે. આર્યસમાજની વિવિધ સંસ્થાઓમાં તેમજ લોહાણા જ્ઞાતિની સંખ્યાબંધ સંસ્થાઓમાં તેમણે હજારો રૂપિયાની આર્થિક મદદ કરી છે.

તેમના દિલની શુદ્ધ સેવાભાવના અને વિરલ પ્રમાણિકતાનો દાખલો તેમની સુરત મ્યુનિસિપાલિટીના સભ્યપદની છ છ વખતની નિષ્ફળ ઉમેદવારીમાંથી મળે છે. કોઇપણ પ્રકારના મતપ્રચાર વિના, કોઇપણ લાગવગ કે જાહેરાતનો આશ્રય લીધા વિના તેમણે કરેલી ઉમેદવારીઓ નિષ્ફળ થઇને પણ ઉજ્જવળ બની છે. આવા શાંત, નિરભિમાની, પ્રમાણિક અને સદા કર્તવ્યપરાયણ સેવાવીર આજે બુઝર્ગ વયે નિવૃતિનિવાસ સેવી રહ્યા છે.



# શ્રી. શેઠ મગનલાલ ડા. કોંટ્રાકટર

[ રાજકોટ ]

કાઠિયાવાડની લોહાણા જ્ઞાતિમાં આજે રાજકોટના કોંટ્રાકટર શેઠ મગનલાલ ડાહ્યાભાઈનું નામ અતિ જાણીતું બન્યું છે. તેમણે સેવાભાવ અને સખાવતવૃત્તિએ જીવનને ઉજ્જવળ રંગે રંગ્યું છે. શેઠશ્રી મગનલાલભાઈના પિતા સ્વ. ડાહ્યાભાઈ વસનજી પણ એક જાણીતા કોંટ્રાકટર હતા. વડોદરા અને ઇન્દોર જેવી મોટી રિયાસતોના કુશળ કોંટ્રાકટર તરીકે તેમણે કીર્તિ પ્રાપ્ત કરી હતી. તેમને ગૃહે શેઠ મગનલાલભાઈનો જન્મ સંવત ૧૯૩૯ના ભાદરવા વદી ૧૩ના દિને થયો હતો. બાળપણ તેમજ વિદ્યાર્થીજીવનના લ્હાવા વડોદરામાં લીધા. ઇ. સ. ૧૯૦૧માં મેટ્રિક થઇ વડોદરા કોલેજમાં પ્રવેશ કર્યો; પરંતુ ૧૯૦૩માં પિતાના વ્યવસાયમાં જોડાવું પડયું.

ઇ. સ. ૧૯૨૮ની સાલમાં ઓગષ્ટ માસની ૧૨ તારીખે પિતાશ્રીનું અવસાન થતાં તેમનું કુટુંબ વિભકત થયું. શ્રી. મગનલાલભાઇ કુનેહ, બાહોશી તેમજ અનોખી કાર્યશકિતને કારણે દિનપ્રતિદિન ઉન્નત યારી પ્રાપ્ત કરતા ગયા. દેશી રાજ્યો ઉપરાંત બ્રિટિશ હદમાં પણ તેમણે કાર્ય-ક્ષેત્ર વિકસાવ્યું. એ રીતે મુંબઈમાં 'રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સનું બિલ્ડીંગ, વિકટોરીયા જ્યુબિલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટનું બિલ્ડીંગ, કીંગ એડવર્ડ મેમોરિયલનું બિલ્ડીંગ વગેરે તેમની કાર્યદક્ષતાના પૂરાવારૂપ છે. એક મહાન કોંટ્રાકટર તરીકે તેમણે નામના જમાવી છે અને સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

પરંતુ વ્યવસાયમાં જ રાચી રહેવાનું તેમણે યોગ્ય માન્યું નથી. છેલ્લાં બાર વર્ષમાં જાહેરજીવનમાં પણ તેમનો ફાળો નોંધાયો છે. તેઓશ્રી રાજકોટ, જુનાગઢ, ગોંડળ વગેરે સ્થળના લોહાણા છાત્રાયોલના ટ્રસ્ટી છે. રાજકોટ લોહાણા મહાજનની કાર્યવાહી

સમિતિના સભ્ય છે. બીલખા આનંદાશ્રમના ટ્રસ્ટી તરીકે પણ સેવા બજાવી રહ્યા છે. ઉપરાંત તેમણે કેટલીક અગત્યની સખાવતો કરી છે. ઈ. સ. ૧૯૨૮માં 'બીલખા આનંદાશ્રમમાં રૂ. ત્રણ હજારને ખર્ચે તેમણે 'ડાહ્યાભાઇ વસનજી નિવાસગૃહ' બંધાવી આપ્યું છે. ઇ. સ. ૧૯૩૩ માં રાજકોટ વેસ્ટ હોસ્પિટલમાં દર્દીઓનાં સગાં સંબંધીઓને રહેવા માટે રૂ. ૭ હજારને ખર્ચે 'ડાહ્યાભાઇ વસનજી બ્લોક' બંધાવી આપ્યો છે, સ્વખર્ચે ગોંડળ લોહાણા વિદ્યાર્થી ભુવનનું મકાન બંધાવી આપ્યું છે, રાજકોટ પંચનાથ મંદિરમાં પાઠશાળાનું મકાન પણ તેમણેજ બંધાવી આપ્યું છે. જુનાગઢ લોહાણા વિદ્યાર્થી ભુવનના મકાનનું ખાતમૂહૂર્ત તેમના મુબારક હસ્તે થયું ત્યારે મકાનફંડમાં તેમણે રૂ. બે હજાર ભેટ આપ્યા હતા. ઇ. સ. ૧૯૪૦ માં અમરેલી લોહાણા વિદ્યાર્થી ભુવનના મકાનનું ખાતમૂહૂર્ત પણ તેમનાજ હસ્તે થયું હતું. આ બધા ઉપરાંત છેલ્લા ચાર વર્ષથી રાજકોટમાં તેમના તરફથી 'ડાહ્યાભાઇ વસનજી દેશી દવાશાળા' ચાલી રહી છે. આ ઔષધાલયનો હંમેશા સો જેટલા દર્દીઓ લાભ ઉઠાવી રહ્યા છે.

શ્રી. મગનલાલભાઈની સખાવતવૃતિ તેમના જીવનને ગૌરવ બક્ષી રહી છે.



# શ્રી. શેઠ નાનજીભાઇ ખેરાજ

[ કલકત્તા ]



કલકત્તા લોહાણા જ્ઞાતિના ગણ્યાગાંઠયા કાર્યકરોમાં શેઠ નાનજીભાઈ ખેરાજ બારાઇનું નામ અતિ અગત્યનું છે. તેમની જીવનવાડી અદ્દભૂત સુવાસે મ્હેંકી રહી છે. એક કુશળ કાર્યકર તરીકે તેમણે કીર્તિ પ્રાપ્ત કરી છે.

જામખંભાળીયામાં તેમનો જન્મ સંવત ૧૯૪૯ના અશાડ શુદ ૧૧ ના દિને ખંભાળીયા લોહાણા મહાજનના એક અગ્રેસર સ્વ. શેઠ ખેરાજ લધાના ગૃહે થયો હતો. સુખી પિતાને ત્યાં અભ્યાસ કરી માત્ર નવ વર્ષની ઉંમરે ગુજરાતી ચાર ધોરણ પૂરા કરી

મુંબઇમાં પિતાની અનાજની દુકાનમાં જોડાયા; પરંતુ સ્વતંત્ર કાર્યક્ષેત્ર ઝંખતા તેમના સ્વપ્નસેવી દિલે તેમને કલકત્તાના માર્ગે વાળ્યા, માત્ર પંદર વર્ષની ઉંમરે કલકત્તા આવી, સુતરના વ્યવસાયક્ષેત્રે રૂ. પાંચના પગારે નોકરી મેળવી. આ નોકરીમાં તેમણે ઉજ્જવળ પ્રગતિ સાધી. વ્યવસાયના તાણાવાણાં સાથે તેમનું જીવન વણાઇ ગયું. પરિણામે સંવત ૧૯૭૪માં બીજા ભાગીદારો સાથે 'પી. એન. મહેતા'ને નામે સુતરનો સ્વતંત્ર વ્યવસાય શરૂ કર્યો. આજે સુતરના વ્યાપારક્ષેત્રે કલકત્તામાં આ કંપની જાણીતી બની છે. ઇ. સ. ૧૯૨૫માં 'ધી બ્રિલીયન્ટ ડાઇંગ એન્ડ બ્લીચીંગ વર્કસ'ની સ્થાપના પણ આ કંપનીએ કરી છે.

આમ વ્યવસાયમાં શેઠ નાનજીભાઇએ વિરલ વિકાસ સાધ્યો છે. એવુંજ ઉજ્જવળ એમનું જાહેરજીવન છે. સંવત ૧૯૭૪થી આજસુધી તેઓ એકધારી અને અવિરત રીતે જનસેવા બજાવતા રહ્યા છે. કલકત્તા લોહાણા મહાજનની કારોબારી સમિતિમાં પણ પાસદીની તેમની ઉજ્જવળ સેવા નોંધાઇ છે. કેટલોક સમય સેક્રેટરી તરીકે પણ સેવા બજાવી હતી. 'નિરાશ્રિત ફંડ' માટે તો સદાય જહેમત ઉઠાવતા રહે છે. મહાજનવાડી સ્થાપવાની યોજનામાં તેમનો અગત્યનો હિસ્સો છે. તેના એક ટ્રસ્ટી પણ નિમાયા છે. 'કલકત્તા લોહાણા યુવક મંડળ'ના છેલ્લા ચાર વર્ષથી પ્રમુખ છે, જગન્નાથ-પુરીની સુપ્રસિદ્ધ ગૌશાળાના છેલ્લાં આઠ વર્ષથી સેક્રેટરી છે. સંસ્થાનો કિંમતી બોજો તેઓ વર્ષોથી ઉઠાવી રહ્યા છે.

કલકત્તાના ગુજરાતી જાહેરજીવનમાં પણ તેમનો ઉજળો હિસ્સો છે. 'ગુજરાત એમેચ્યર્સ ક્લબ'ના ઉપપ્રમુખ તરીકે સેવા બજાવે છે, કલકત્તા હિન્દુ સમાજ હોસ્પિટલ કમિટીના સભ્ય છે, કલકત્તા મેટરનિટી એન્ડ ચાઇલ્ડ વેલફેર ક્લીનિંગ કમિટીના છેલ્લા ચાર વર્ષથી સભ્ય છે, 'કલકત્તા એંગ્લો ગુજરાતી સ્કૂલ' કમિટીના સભ્ય છે. તન, મનની

આ સેવા ઉપરાંત તેઓ નાની મોટી સખાવતો કરતાજ રહે છે. મહાજનવાડીના મકાનફંડમાં બે હજાર રૂપિયા આપ્યા છે. ખંભાળીયા ગીતા પાઠશાળાના ચૌદ વર્ષથી ટ્રસ્ટી છે. તેમાં સ્ત્રીઓ તથા બાળકો માટે ગીતાના જ્ઞાનવર્ગો અને દર વર્ષે ઉચ્ચ વર્ગે ઉત્તિર્ણ થનારને ઇનામો તેમના તરફથી અપાય છે.

બંગાળની ફળદ્રુપ જમીન, અઢળક પાણી અને ધોધમાર વરસાદ છતાં બંગાળીઓ ખેતીમાં પછાત છે. શ્રી. નાનજીભાઇની ચકોર દષ્ટિએ આ ક્ષેત્ર ખીલવવાનું ધાર્યું છે. તેમણે કચરાપારા ગામે ૬૦૦ વીઘા જમીન લઇ 'ધી બેંગાલ એગ્રીકલ્ચર ડેવલપમેન્ટ કોરપોરેશન લી૦'ની સ્થાપના કરી છે. તેના તેઓ મેનેજીંગ ડીરેકટર છે.

આ રીતે દરેક ક્ષેત્રમાં શ્રી. શેઠ નાનજીભાઇએ ઉજળો ઉજાસ પાથર્યો છે. કલકત્તાના ગુજરાતીજીવનમાં તેમની અનેરી સુવાસ છે.



# શ્રી. ભવાનીદાસ ઓ. ખંધડીયા જે. પી.

☼ ——————— [ મદ્રાસ ] ——————— ☼



લોહાણા જ્ઞાતિના અનેક મહારથીઓએ દૂર સુદૂરના પ્રદેશોમાં પણ પોતાનું વર્ચસ્વ જમાવ્યું છે. બુદ્ધિપ્રતિભા, સેવાભાવ, કાર્યદક્ષતા અગર તો સખાવતો થકી એ પ્રતિભાશાળી પુરૂષોએ પરપ્રદેશમાં પ્રભુત્વ પાથરી ગુજરાતનું ગૌરવ પણ વધાર્યું છે. મદ્રાસના જાણીતા નાગરિક શ્રી. ભવાનીદાસ ઓધવજી ખંધડીયા તેમાંના એક છે. સ્વ. ઓધવજી રણછોડદાસ વેરાવળના વિખ્યાત વકીલ હતા, લોહાણા જ્ઞાતિના આગેવાન અને કાબેલ કાર્યકર હતા. તેમણે 'મુસાફીર'ના તખલ્લુસથી 'મુંબઇ ગુજરાતી નાટક મંડળી'ને સંખ્યાબંધ નાટકો લખી આપ્યા હતા. આવા બાહોશ. સેવાભાવી અને વિદ્યાવિલાસી પિતાને ત્યાં શ્રી. ભવાનીદાસભાઈનો જન્મ ઈ. સ. ૧૮૯૯માં થયો હતો.

તેમનું વિદ્યાર્થીજીવન અતિ ઉજ્જવળ હતું. ઇ. સ. ૧૯૧૬માં રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલ દ્વારા માત્ર સત્તર વર્ષની ઉમરે મેટ્રિક થયા. જુનાગઢ બહાઉદ્દિન કોલેજમાં જોડાઈ ઈ. સ. ૧૯૧૭ માં

એફ. એ. થઈ પુનાની એગ્રીકલ્ચર કૉલેજમાં જોડાયા. ઈ. સ. ૧૯૨૦માં મુંબઇ યુનિવર્સિટીની બી. એ. જી. ની ડીગ્રી પ્રાપ્ત કરી.

બી. એ. જી. થયા પછી તરતજ ' મેસર્સ ત્રીકમજી જીવણદાસ એન્ડ કું,' ની નોર્થ બરારી કોલીયરીના એજન્ટ તરીકે ઝરીયા ગયા. એ કાળથીજ તેમણે કોલસાના ઉદ્યોગક્ષેત્રે પગલાં પાડયા. આજે તેમણે વર્ષોની જહેમત, વર્ષોનું અનુભવજ્ઞાન અને બુદ્ધિબળથી આ ક્ષેત્રે અનેરી છાપ પાડી છે. મેસર્સ ત્રીકમજી જીવણદાસની કું. ના સૂત્રો કચ્છના માજી દીવાન શ્રી. સૂર્યશંકર ડી. મહેતાના હસ્તક આવ્યાં, અને કંપનીએ 'એસ. ડી. મહેતા એન્ડ કું. લી. ' નામ ધર્યું. ઇ. સ. ૧૯૨૭માં મદ્રાસ શાખા ખોલવામાં આવી. શ્રી. સૂર્યશંકરભાઇની ચકોર આંખોએ શ્રી. ભવાનીદાસભાઇ પર નજર ઠારી. અને તેમને મદ્રાસ શાખાના વડા નિમવામાં આવ્યા. આજે પણ એ પદ તેઓ અતિ કુશગ્રતાપૂર્વક સંભાળી રહ્યા છે. એસ. ડી. મહેતા કું. લી. ની મદ્રાસની પ્રગતિમાં શ્રી. ભવાનીદાસનો વિરલ હિસ્સો નોંધાયો છે. ઈ. સ. ૧૯૩૦–૩૧માં આ કંપનીની મુંબઈ ઓફિસના મેનેજર તરીકે પણ તેમણે જવાબદારી ઉઠાવી હતી.

શ્રી. ભવાનીદાસભાઇએ મદ્રાસના વસવાટમાં મદ્રાસની જાહેર પ્રવૃતિઓમાં હિસ્સો આપ્યો છે. વ્યાપારી, સામાજીક અને બીજી કેટલીય સંસ્થાઓના સભ્ય છે. લોહાણા જ્ઞાતિની ભકિત પણ તેમના દિલે વસી છે. અનેક જ્ઞાતિબંધુઓએ તેમની શીતળ છાંયાનો લાભ લીધો છે.

શ્રી. ભવાનીદાસભાઈની બાહોશી અને કુશળતા નિહાળી મદ્રાસ સરકારે ઇ. સ. ૧૯૪૧માં તેમને "ઓનરરી પ્રેસિડેન્સી મેજીસ્ટ્રેટ અને જે. પી.ની માનવંતી પદવીઓ આપી છે. મદ્રાસ જેવા પરપ્રાંતમાં આવી માનભરી પદવીઓ મેળવનાર વિરલ ગુજરાતી શ્રી. ભવાનીદાસભાઇએ ખરેખર ગુજરાતનું ગૌરવ વધાર્યું છે. મદ્રાસના ગુજરાતી જીવનમાં શ્રી. ભવાનીદાસભાઇ આજે ભૂષણરૂપ બન્યા છે.

# રા. સા. હરજીવનદાસ આર. ઠક્કર

[ રાજકોટ ]



ઉજ્જવળ ક્ષત્રિયવટ અને શૌર્યના રંગોએ જેમનું જીવન રંગાયું છે, એવા રાવસાહેબ શ્રી. હરજીવનદાસ આર. ઠક્કર લોહાણા જ્ઞાતિના ગૌરવશાળી રત્ન છે. બાહોશી, બુદ્ધિબળ અને શૌર્યનાં ચમકતા ગુણોને કારણે તેઓ આજે રાજકોટ એજન્સીના ડેપ્યુટી પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટને ઉચ્ચ આસને બિરાજે છે. તેમનાં તેજસ્વી, પ્રભાવશાળી અને ક્ષત્રિયવટભર્યાં વ્યક્તિત્વમાં તેમના ઉમદા સદ્‌ગુણોએ અદ્‌ભુત ઉજાસ પાથર્યો છે.

રાવસાહેબ હરજીવનદાસભાઇનો જન્મ વતન બાબરામાં પ્રસિદ્ધ ખખ્ખર કુટુંબમાં ઇ. સ. ૧૮૯૨ના ડિસેંબર માસમાં થયો હતો. પિતા શેઠ રામજીભાઇ કચરાભાઇ રંગુનમાં વ્યાપાર કરતા. ગૌરવશાળી અને સુખી કુટુંબના સંસ્કાર ઝીલી શૌર્યના ઉજ્જવળ

રંગોએ રંગાયલું બાળજીવન તેમણે ભાવનગરમાં પસાર કર્યું. ભાવનગરની શાળાઓમાં અભ્યાસ કરીને ઇ. સ. ૧૯૧૩ માં મેટ્રિક થયા. એ પછી કોલેજજીવનનાં લ્હાવાં લેવાના ઉમળકા હતાં—પણ સ્વભાવ સાથે સંધાયલા સાહસિકતા અને ખમીરખુમારીના સંસ્કારોએ એમને 'નાશિક પોલીસ ટ્રેનિંગ સ્કૂલે' આકર્ષ્યાં. મર્દાનગીના મંત્ર સાથે મહોબ્બત બાંધી. ઇ. સ. ૧૯૧૫ માં એ અભ્યાસક્રમ પૂરો કરી સરકારી નોકરીમાં જોડાયા. પ્રથમ પગથાએ 'સબ ઈન્સ્પેકટર'ની જગ્યા સાંપડી. એ જગ્યા પર અમદાવાદ જેવા વિશાળ અને ધમાલિયા નગરમાં અઢાર અઢાર વર્ષની ઉજ્જ્વળ કારકિર્દી અર્પી. સૌનાં માનિતા નિવડયા. સરકારે કદર કરી ઈ. સ. ૧૯૩૧ માં 'રાવસાહેબ'નો ખિતાબ બક્ષ્યો. નાગરિકોની પણ પ્રીતિ પ્રાપ્ત કરી, પરિણામે અઢાર વર્ષની એ કારકિર્દી પછી અમદાવાદ છોડતાં હાર્દિક વિદાયમાન મળ્યું હતું.

એ પછી તો ખાનદેશ, નાસિક અને પુનાના સી. આઈ. ડી ખાતામાં અધિકારી આસન ઉજાળ્યું. સાહસિક ગુણો, અગાધ બુધ્ધિબળ અને વિરલ કાર્યશકિતએ તેમને એ ક્ષેત્રમાં ગૌરવશાળી બનાવ્યા. ગુન્હાઓ પકડવાની તેમની અનોખી અદાએ ભારે કીર્તિ પ્રાપ્ત કરી.

એ પછી કેટલોક સમય વઢવાણમાં ફરજ બજાવી. તેઓ ઇ. સ. ૧૯૪૧ના મે માસથી રાજકોટમાં આજનું ઉજ્જવળ આસન શોભાવી રહ્યા છે.

અમલદારીની આકરી અનેકવિધ ઉપાધિઓ છતાં તેમણે દિલમાંથી જ્ઞાતિપ્રેમ ભૂંસ્યો નથી. અમદાવાદના વસવાટ દરમ્યાન 'લોહાણા મહાજન'ના ઝંઝાવાતકાળમાં તેમની દરમ્યાનગીરી અતિશય લાભકર્તા થઈ પડી હતી. તેમના અથાક પરિશ્રમ અને મુત્સદ્દગીરીએ નાવને ખડક સાથે અથડાતું બચાવી લીધું હતું. આ ઉપરાંત ખાનગી રીતે તેમણે બજાવેલી જ્ઞાતિસેવા તેમના જીવનનું ઉજ્જવળ પ્રકરણ છે.

રાવસાહેબ હરજીવનદાસ જેવા હિંમતવીર અને જ્ઞાતિહમદર્દ હીરલાઓથી જ્ઞાતિનું આસ્માન ઓજસ્વી બની રહ્યું છે.

# શ્રી. મણિલાલ ર. જીવરાજાણી

[ પોરબંદર ]



ઉન્નત અધિકારભર્યાં અમલદારીજીવનમાં પણ શીતળ સ્વભાવ, નરી સરળતા અને સેવાવૃત્તિએ જીંદગાનીને રંગી દેનાર વ્યક્તિનું દિલ કેટલું મહાન હશે? સૌરાષ્ટ્રના ગરવા રાજસ્થાન પોરબંદરના 'સ્ટેટ ઈન્જીનિયર'ના માનભર્યાં હોદ્દે બિરાજતાં શ્રી. મણિલાલ રણછોડદાસ જીવરાજાણીનું જીવન એક નિર્મળ સરિતા સમું જીવન છે. એમણે ઉજ્જવળ કારકિર્દી થકી રાજદ્વારે કીર્તિ પ્રાપ્ત કરી છે, એટલી જ સાફદિલ અને સેવાભાવી સજ્જન તરીકે સર્વત્ર સુવાસ જમાવી છે.

માત્ર ઓગણચાલીશ વર્ષની ટુંકી આવરદામાં જીવનસાફલ્યતાનો અચ્છો ઈતિહાસ આલેખી જનાર સ્વ. રણછોડદાસ નારણજી રાજકોટના વતની હતા. તેમણે જીવનની શરૂઆત એક શિક્ષક તરીકે કરી પણ બુદ્ધિબળ, કાર્યદક્ષતા અને કુશળતાને પરિણામે પોરબંદરના મુલ્કી ખાતામાં હેડકલાર્કથી માંડી રેવન્યુ કમિ-

શ્નર સુધીનું અધિકારી આસન પ્રાપ્ત કર્યું હતું. અંગ્રેજી અમલદારોને પણ બુદ્ધિશકિતનો પરિચય આપી એજન્સીમાં પણ ઉચ્ચ હોદ્દાઓ પ્રાપ્ત કર્યાં હતા. વધુ જીવ્યા હોત તો કોઇ 'મહાન રાજપુરૂષ' નીવડવાની આશા આપતા આ કાર્યદક્ષ, મુત્સદ્દી અને બાહોશ પુરૂષ સંગીતશાસ્ત્રના ઉંડા અભ્યાસી હતા અને કુશળ લેખક પણ હતા, તેમણે 'એસે ઓન ઇન્ડિયન મ્યુઝિક' નામનું અંગ્રેજી પુસ્તક લખ્યું હતું. અને 'ઇસપની વાતો'નું ગુજરાતી ભાષાંતર કર્યું હતું. ઈ. સ. ૧૯૦૬ માં તેમનું દુ:ખદ અવસાન થયું. લોહાણા જ્ઞાતિનો ભાવી ભવ્ય દીપક અકાળે બૂઝાઇ ગયો.

આવા પ્રતાપી પિતાના ગૃહે માતા મોતીબાઇની કૂખે શ્રી મણિલાલભાઇનો જન્મ ઈ. સ. ૧૮૮૯ ના સપ્ટેંબર માસની ૨૮ મી તારીખે થયો હતો. વિદ્યાર્થીજીવન અતિ ઉજ્જવળતાથી ઓપતું હતું. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરી સફળતાથી પૂરૂં કર્યા પછી ઇ. સ. ૧૯૦૫ માં તેમણે મેટ્રિકના દ્વાર વટાવ્યાં. કોલેજજીવનના મંગળાચરણમાંજ પિતાનું અવસાન થતાં કુટુંબનો તેમજ પોતાનો અને નાનાભાઇઓનાં અભ્યાસનો બોજો તેમના શિરે આવી પડયો. ધીરજથી, હિંમતથી અને શાંતિથી મુશ્કેલીઓ વિદારી. આવેલી આપત્તિઓથી અકળાઇ ન જતાં પોરબંદર સ્ટેટની સ્કોલરશિપ પ્રાપ્ત કરીને ઇ. સ. ૧૯૧૨ માં 'પુના ઇન્જીનિયરીંગ કોલેજ'દ્વારા બી. ઇ. થયા.

ઇ. સ. ૧૯૧૩માં નાશિક ખાતે ગવર્મેન્ટ ઈન્જીનિયરીંગ ખાતામાં 'ઓવરસિયર' તરીકે વ્યવસાયી જીવનનો પહેલો કકકો ઘૂંટયો. દોઢ વર્ષ પછી ઇ. સ. ૧૯૧૪ના સપ્ટેંબર માસમાં ગોંડળ સ્ટેટના આ. ઈન્જીનિયર તરીકે તેમની નિમણુંક થઇ. ઈ. સ. ૧૯૧૫ના મે માસની ૨૩મી તારીખે એ હોદ્દાનું રાજીનામું આપ્યું અને પોરબંદર આવી ' આસિસ્ટંટ સ્ટેટ ઈન્જીનિયર ' તરીકે જોડાઇ ગયા. આ હોદ્દાની ચાર વર્ષની તેમની ઉજ્જવળ કારકિર્દીને પરિણામે ઈ. સ. ૧૯૨૦

માં રાજ્યના મુખ્ય ઇન્જીનિયર તરીકે તેમની નિમણુંક થઇ. આજે વીસ વીસ વર્ષથી એકધારી રીતે અતિ સફળતાપૂર્વક તેઓ એ હોદ્દે બિરાજે છે,

શ્રી. મણિલાલભાઈ સેવાભાવનાથી ભરપૂર દાના દિલના ઉદાર અને દયાળુ વ્યકિત છે. જ્યારે જ્યારે પ્રસંગ ઉપસ્થિત થયા છે, ત્યારે ત્યારે તેમણે તેમના દિલમાં વસેલા આ ગુણોની પ્રતીતિ કરાવી છે. ઈ. સ. ૧૯૧૯ના ઇન્ફ્યુલેન્ઝા અને કારમા દુષ્કાળ વખતે તેમણે રાત્રીદિનને ભૂલી જઇને પીડિતોમાં પરિક્રમણ કર્યું હતું. સૌને મીઠો દિલાસો તેમજ સહાય પહોંચાડી હતી. અને 'દુષ્કાળ નિવારણ ફંડ' એકઠું કરવામાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. આ ફંડના પરિણામે આજે પણ પોરબંદરમાં વ્યવસ્થિત પાંજરાપોળ ચાલે છે. જ્ઞાતિઉન્નતિના પ્રશ્નમાં તો તેમણે અધિક રસ દાખવ્યો છે. પોરબંદરની સંખ્યાબંધ જ્ઞાતિ સંસ્થાઓની કારોબારી સમિતિઓમાં તેમનું માનભર્યું સ્થાન રહ્યું છે. 'હરિદાસ ભીમજી લોહાણા બાળાશ્રમ'નું મકાન બાંધવામાં તેમની દેખરેખ અને કાળજી ભારે લાભદાયી નીવડી હતી. કેળવણી પ્રત્યે તો તેમને ભારે અનુરાગ છે. ગુપ્ત રીતે તેઓ અનેક વિદ્યાર્થીઓને સ્કોલરશિપ આપતા રહે છે અને એટલાજ સિદ્ધાંતવાદી શ્રી. મણિભાઇએ ભભકતી અમલદારી છતાં પુત્ર શ્રી. શાંતિલાલભાઇના લગ્ન પ્રસંગે રૂઢિઓ તેમજ કુપ્રથાઓને તિલાંજલિ આપવાની દિલેરી દાખવી પોરબંદરી પ્રજામાં નવીજ છાપ પાડી હતી. ઠાઠ ઠઠારો કર્યા વિના, જમણવાર કર્યા વિના, વધાવા સ્વીકાર્યા વિના, ચોકકસ નાની સંખ્યાની સાદી જાનથી અતિ સાદાઇથી આ પુણ્યપ્રસંગ તેમણે દીપાવ્યો હતો. અને જ્ઞાતિની કેળવણી સંસ્થાઓમાં મોટી રકમ અર્પણ કરી હતી.

પોરબંદર મ્યુનિસિપાલિટીના વીસ વર્ષથી સભ્ય છે અને ઇન્જીનિયરીંગની હિંદની કેટલીક સંસ્થાઓના માનવંતા સભ્ય છે. તેમના લઘુ બંધુ શ્રી. પ્રભુદાસભાઇ પણ બી. ઈ. એસ. એસ. ઇ. થયેલા છે. અને સિંધ પ્રાંતના આ. ઇન્જીનિયર'ની કીર્તિવંત પદવી પર છે. બન્ને ભાઇઓએ પિતાની બાહોશીનો વારસો દીપાવ્યો છે.

# શ્રી. એમ. એસ. ઠક્કર

¤———[ કલકત્તા ]———¤



શસ્ત્રો તજ્યાં પછી વ્યાપારક્ષેત્રમાંજ મસ્ત રહેલી લોહાણા જ્ઞાતિના નરવીરો આજે દિનપ્રતિદિન વિવિધ ક્ષેત્રમાં વિકાસ સાધી રહ્યા છે. વિદેશના ઉચ્ચ અભ્યાસક્ષેત્રે ઉન્નત ડીગ્રીઓ મેળવી કિંમતી અને ગૌરવભર્યાં ઉચ્ચ આસનો સર કરી ભવ્ય ઈજ્જત આબરૂ જમાવી રહ્યા છે.

ઇંગ્લાંડની ઉચ્ચ ઈન્જીનિયરીંગ કોલેજોમાં અભ્યાસ કરી વિરાટ અને સમૃધ્ધ કારખાનાઓનો અનુભવ પ્રાપ્ત કરી ઉન્નત હોદ્દાઓ શોભાવી હિંદીઓની બુદ્ધિ-શકિતનો વિદેશવાસીઓને પરિચય કરાવી હિંદને ગૌરવ બક્ષનાર શ્રી. એમ. એસ. ઠક્કર લોહાણા જ્ઞાતિના તેજસ્વી રત્ન છે.

અમદાવાદમાં વર્ષો સુધી આબકારી ઇજારદાર તરીકે વ્યવસાય કરનાર શ્રી. સાંકળચંદ ડાહ્યાભાઈના ગૃહે ઇ. સ. ૧૯૦૪ની સાલમાં ડિસેંબર માસની ત્રીજી તારીખે શ્રી. માણેકલાલભાઇનો

જન્મ થયો હતો. સંસ્કારી, સુખી અને સમૃધ્ધ કુટુંબમાં ઉછરેલા શ્રી. માણેકલાલભાઇની તેજસ્વિતા બાળપણથીજ દૃષ્ટિએ ચડતી હતી તેમનો પ્રફુલ્લિત ચહેરો અને પ્રતિભાવાન વ્યકિતત્વ તેમના ભવ્ય ભાવીની આગાહી કરતાં હતાં. બુદ્ધિબળે પાવરધા બાળક માણેક-લાલ વિદ્યાભ્યાસે ભારે વિકાસ દાખવી રહ્યા હતા. ઇ. સ. ૧૯૨૦ માં માત્ર સોળ વર્ષની વયે મેટ્રિક થયા.

ઉછળતા કૌમાર્યના અદ્‌ભૂતરંગે રંગાયલા આ સોળ વર્ષના સુકુમારને હૈયે કંઇ કંઇ અનેરા કોડ વસ્યાં હતાં. આટલી ઉછરતી અવસ્થામાં સાત સાત સાગરને છેડે ઇંગ્લાંડની અજાણી આલમમાં જઇ ત્યાંના વિદ્યાલયો સર કરવાની હોંશભરી ભાવના કુમાર માણેકલાલભાઈના હૈયે જામી હતી...અને એટલી નાની વયે ઇંગ્લાંડ પહોંચીને જ ઝંપ્યા.

ઇ. સ. ૧૯૨૧માં લંડન પહોંચીને તેમણે ઈન્જીનિયરીંગ કોલેજમાં પ્રવેશ કર્યો. પછી બ્રીસ્ટલ યુનિવર્સિટીમાં જોડાયા. અને ઈ. સ. ૧૯૨૬માં બી. એસ. સી. (ઓનર્સ) એન્ડ ઇન્જીનિયરીંગ ની ડીગ્રી પ્રાપ્ત કરી.

ઇન્જીનિયરીંગ વિદ્યાની ઉપાધિ પ્રાપ્ત કર્યા પછી અનુભવની ઇચ્છાએ બ્રીસ્ટલની જુદી જુદી આગેવાન ફેકટરીઓમાં તાલીમ લઇ ઈ. સ. ૧૯૨૯ના ફેબ્રુઆરી માસમાં 'બ્રીસ્ટલ કોરપોરેશન ઇલેકટ્રીકસીટી ડીપાર્ટમેન્ટ'માં જોડાયા. આ કંપનીમાં હોદ્દો પ્રાપ્ત કરનાર પહેલાજ હિંદી નવજવાન શ્રી. એમ. એસ. ઠક્કર હતા. પૂરી સગવડતાઓ વચ્ચે શિક્ષણ અને અનુભવ પામેલા આઝાદ દેશના ઇન્જીનિયરોના સામ્રાજ્યમાં કયો હિંદી સ્થાન પામી શકે? પરંતુ આ નવજવાન હિંદીએ તો બે વર્ષની સફળ અને ઉમદા કારકિર્દી પછી સ્વેચ્છાએજ ત્યાંથી મુકિત મેળવી. 'કલકત્તા ઇલેક-ટ્રીક સપ્લાઈ'માં ઇન્જીનિયર તરીકેની નિમણુંકની આજ્ઞા લંડ-નની હેડઓફિસેથીજ લઇ શ્રી. માણેકલાલ ઠક્કર માતૃભૂમિને

કિનારે ઉતર્યા. સૌના આશ્ચર્યની એ હકીકત હતી. કેમકે છેક હેડ-ઓફિસથી આટલા ઉંચા હોદ્દા પર નિમાઇને આવનારા તેઓ પહેલાજ હિંદી હતા.

બધા યુરોપિયન હોદ્દેદારોની વચ્ચે આ હિંદી નવજવાને સ્થાન લીધું. જ્ઞાનશક્તિનો ઉંડો પરિચય કંપનીના વડાઓને તેમણે કરાવી આપ્યો. પરિણામે દિનપ્રતિદિન તેમની આબરૂ જામવા માંડી. ઇ. સ. ૧૯૩૪માં તો સુપ્રિન્ટેન્ડન્ટના જવાબદારીભર્યા હોદ્દા પર તેમને નિમવામાં આવ્યા. આજે સૌની ચાહના વચ્ચે તેઓ આ કીર્તિભર્યો હોદ્દો શોભાવી રહ્યા છે.

આ હોદ્દા ઉપરાંત જુદી જુદી શિક્ષણ–સંસ્થાઓ સાથે તેઓ સંકળાયલા છે. છેલ્લા ચાર વર્ષથી બનારસ યુનિવર્સિટીના બી. એસ. સી. ની ડીગ્રી માટેના તેમજ કલકત્તા યુનિવર્સિટીના બી. એસ. સી. અને એમ. એસ. સી. ની ડીગ્રીઓ માટેના પરીક્ષક છે, યુનિવર્સિટીએ બોર્ડના સભ્ય તથા એક્ઝામિનર તરીકે તેમની નિમણુંક કરી છે. 'કલકત્તા ટેકનિકલ સ્કૂલ'ના લેક્ચરર તેમજ એકઝામિનર તરીકે પણ તેમને નિમવામાં આવ્યા છે. ઇ. સ. ૧૯૪૧થી બંગાળ સરકારે 'કલકત્તા ઇન્જીનિયરીંગ કોલેજ'ના ઓનરરી પ્રોફેસર તરીકે તેમની નિમણુંક કરી છે.

આ ઉપરાંત તેમને ઘણી સંસ્થાઓ તરફથી ડીગ્રીઓ પ્રાપ્ત થઇ છે. તેમની ડીગ્રીઓ આ મુજબ છેઃ બી. એસ. સી. એ. એમ. આઇ. ઇ. ઇ. એ. એમ. આઇ. ઇ. ઇ. એ. એમ. આઇ. આર. ઇ.

આમ શ્રી. માણેકલાલભાઇની સિદ્ધિઓનો સરવાળો અતિ ગૌરવભર્યો છે. તેમણે તેમના ક્ષેત્રે અતિ નાની ઉમરે પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠા, ઇજ્જત અને આબરૂ કોઇપણ હિંદીને ગર્વ ઉપજાવે એવી છે.

——:o:——

# શ્રી. ગોરધનદાસ જે. માંડવીયા

[પોરબંદર]

બુદ્ધિબળ, કાર્યદક્ષતા અને કુશળતાથી માનવી સિદ્ધિનાં સોપાનો સર કરે છે, ઉચ્ચ આસનો પ્રાપ્ત કરીને જીવનને ઉજાળે છે. પોરબંદર સ્ટેટના સર ન્યાયાધિશ શ્રી. ગોરધનદાસ જેઠાભાઇ માંડવીયાનું જીવન અદ્દ્ભૂત સફળતાને વરેલું જીવન છે. તેમનો જન્મ પોરબંદરમાં ઇ. સ. ૧૮૯૪ ના જાન્યુઆરી માસની ૧૦ મી તારીખે થયો હતો. પિતા સ્વ. જેઠાભાઇ કુરજી રાજ્યમાં તજવીજદાર તેમજ ટપેદાર હતા. તેમના ચાર પુત્રોમાં સૌથી મોટા શ્રી. ગોરધનદાસભાઈએ ઉચ્ચ શિક્ષણનાં અમી પીધાં. બીજા ભાઇઓ આફ્રિકાના વ્યાપારક્ષેત્રે જોડાયા છે.

પ્રાથમિક શિક્ષણ પૂરૂં કર્યા પછી માધ્યમિક શિક્ષણ પોરબંદરની 'ભાવસિંહજી હાઇસ્કૂલ'માં લઇ ઇ. સ. ૧૯૧૧માં તેઓ આખી હાઇસ્કૂલમાં પ્રથમ નંબરે મેટ્રિક થયા. તે પછી મુંબઇ વિલ્સન કોલેજમાં જોડાઈ ઈ. સ. ૧૯૧૬ માં બી. એ. થયા. ઇ. સ. ૧૯૧૮ માં બી. એ. એલ. એલ. બી. ની ડીગ્રી પ્રાપ્ત કરી. આ પરીક્ષામાં ઉચ્ચ સ્થાને આવવા માટે તેમને કોલેજ તરફથી ઇનામ મળ્યું હતું.

ધારાશાસ્ત્રની ડીગ્રી પ્રાપ્ત કરી ધારાશાસ્ત્રની દુનિયામાંજ ઝૂકાવ્યું. પોરબંદરમાં બે વર્ષ સુધી વકીલાત કર્યા પછી ઇ. સ. ૧૯૨૦માં જંગબાર જઇ પેમ્બામાં વકીલાત કરી. તે પછી ઇ. સ. ૧૯૨૨ના નવેમ્બર માસની ૩ જી તારીખે પોરબંદર સ્ટેટના ન્યાયખાતામાં જોડાયા. પ્રથમ નવીબંદરમાં ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ અને મુન્સફ તરીકે તેમની નિમણુંક થઇ. તે પછી ઉત્તરોત્તર પ્રગતિ કરી ઇ. સ. ૧૯૩૩માં પોરબંદર સીટી મેજીસ્ટ્રેટ તરીકે નિમાયા. અને ઈ. સ. ૧૯૩૬માં દીવાની ન્યાયાધિશ અને તે પછી ઇ. સ. ૧૯૩૭ થી પોરબંદર સ્ટેટના સર ન્યાયાધિશ તરીકે માનવંતો હોદ્દો ઉજાળી રહ્યા છે.

શ્રી. ગોરધનદાસભાઇ ઉચ્ચ હોદ્દાના અમલદાર છતાં મીઠા સ્વભાવ અને શીળી શીતળતાથી સર્વત્ર આદર પામ્યા છે. જ્ઞાતિઉન્નતિના પ્રશ્નમાં તેમને રસ છે અને જ્ઞાતિના પ્રસંગોમાં તેમની હાજરી જરૂર દષ્ટિગોચર થતી રહે છે

# શ્રી. કાંતિલાલ હ. માવાણી

[ભાવનગર]



અમલદારીને ઉંચે આસને બિરાજેલા જ્ઞાતિપુત્રોએ પણ જ્ઞાતિઉન્નતિની ભાવનાથી સેવા અર્પી છે. એ જ્ઞાતિમૈયાનું પરમ સદ્‌ભાગ્ય છે. ભાવનગર સ્ટેટના ઇન્જીનિયર શ્રી. કાંતિલાલ હરિલાલ માવાણીએ સદા જ્ઞાતિપ્રવૃતિમાં ફાળો આપ્યો છે. અને સરળતા, સચ્ચાઈ તેમજ સેવાભાવથી જીવનને ઉજ્જવળ બનાવ્યું છે. અમલદારીની અતડાઈ કે કઠોરતા શ્રી. કાંતિલાલભાઇમાં મહાનપ્રયત્ને પણ દ્રષ્ટિગોચર થતી નથી. આવા આ ઉજ્જવળ પુરૂષનો જન્મ પિતા સ્વ. હરિલાલ કુબેરદાસને ત્યાં માતા લક્ષ્મીબાઇની કૂખે ઇ. સ. ૧૯૦૨ના મે માસની ૩૦ મી તારીખે થયો હતો. સ્વ. હરિલાલભાઈ ભાવનગરમાં સોડા લેમનનું કારખાનું ચલાવતા. માતપિતાની મમતાળુ લાગણી વચ્ચે બાળક કાંતિલાલભાઇ બાલજીવનના લ્હાવા લેતા હતાં. પણ એ લ્હાવા સ્વપ્ન સમાન બની

ગયા. માત્ર દસ વરસની ઉંમરના આ લાડકવાયા બાળકને છોડી ઇ. સ. ૧૯૧૨ના એકજ વર્ષમાં માતપિતા સ્વર્ગે સંચર્યા, નિરાધાર કાંતિલાલભાઈએ સગાંઓના આશ્રયે બાલજીવન વીતાવ્યું.

ભાવનગરની સનાતન હાઈસ્કૂલમાં અભ્યાસ કરીને ઇ. સ. ૧૯૧૯માં મેટ્રિક થયા. એ પછી શેઠ ના. ઈ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી વિદ્યાર્થીભવન'ની સ્કોલરશિપ પ્રાપ્ત કરી ભાવનગર સામળદાસ કોલેજમાં અભ્યાસ કર્યો. પ્રિવિયસ પછી પુનાની 'ઇન્જીનિયરીંગ કોલેજ'માં જોડાયા. ત્રણ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરી ઈ. સ. ૧૯૨૬માં બી. ઇ. (સીવીલ) થયા.

એન્જીનિયર તરીકે જીવનનું પ્રથમ પગલું તેમણે હૈદ્રાબાદ (નિઝામ)માં 'ટાટા કન્શકશન લી. દ્વારા માંડયું. એક વર્ષ અહિં અનુભવ લીધા પછી લખનૌની એક ખાનગી કંપનીમાં કામ કરી ઈ. સ. ૧૯૨૮માં ભાવનગર સ્ટેટના ઇન્જીનિયર નિમાયા. આજ સુધી તેઓ એ ઉજ્જળ હોદ્દો શોભાવી રહ્યા છે. તેમના દિલની સરળતાએ તેમને લોકપ્રિય બનાવ્યા છે.

દિલના સાદા, સ્વભાવે સરળ અને સેવાવૃતિએ સદા સજાગ એવા શ્રી. કાંતિલાલભાઇ ભાવનગરની જ્ઞાતિસંસ્થાઓમાં ઉચ્ચ સ્થાન ધરાવે છે. ઈ. સ. ૧૯૩૦માં ભાવનગર લોહાણા બોર્ડિંગની કાર્યવાહી સમિતિના સભ્ય તરીકે તેમને ચૂંટવામાં આવ્યા હતા. તે પછી ઇ. સ. ૧૯૩૨થી તેના સેક્રેટરી તરીકે ઉજ્જવળ સેવા બજાવી રહ્યા છે. ઈ. સ. ૧૯૩૫થી સંસ્થાના ટ્રસ્ટી મંડળમાં પણ તેમની ચૂંટણી થઈ છે. ઉપરાંત તેઓ મીઠીબાઈ ટ્રસ્ટના ટ્રસ્ટી અને 'મોંઘીબાઇ હુન્નરશાળાની કારોબારી સમિતિના સભ્ય છે.



# શ્રી. શાંતિકુમાર ત્રિ. રાજા

[રાજકોટ]



સિદ્ધિશાળી બાહોશ પિતાને પગલે ચાલી શ્રી. શાંતિકુમાર ત્રિભુવનદાસ રાજાએ જીવનને ઉજ્જવળ રંગે રંગ્યું છે. ઉચ્ચ કેળવણીના સંસ્કાર ઝીલી તેમણે દિલમાં સેવાભાવની જ્યોતિ જગાવી છે. રાજકોટના ચંદ મહિનાઓના વસવાટમાં જ્ઞાતિજીવનમાં તેમણે જે મોભાભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. તે તેમની ભાવી ભવ્યતાની ઝાંખી કરાવી રહે છે.

જ્ઞાતિરત્ન શ્રી. ત્રિભુવનદાસ જ. રાજાના ત્રણ પુત્રોમાં સૌથી મોટા શ્રી. શાંતિકુમાર. તેમનો જન્મ ઈ. સ. ૧૯૧૪ની સાલમાં ઓકટોબર માસની ૨ જી તારીખે થયો હતો. લીંબડી હાઈસ્કૂલ દ્વારા ઈ. સ. ૧૯૨૯માં માત્ર ચૌદ વર્ષની કિશોર વયે મેટ્રિકની સરહદ વટાવી. મુંબઈની એલ્ફીસ્ટન કોલેજમાં પ્રવેશ કરી ઈ. સ. ૧૯૩૩માં બી. એ. થયા. તે પછી 'લો' કોલેજમાં જોડાઈ. ઈ. સ. ૧૯૩૫માં એલ. એલ. બી. ની ડીગ્રી પણ પ્રાપ્ત કરી.

ધારાશાસ્ત્રની પદવી પ્રાપ્ત કર્યા પછી એક વર્ષ સુધી રાજકોટમાં પ્રેકટીસ કરી ઈ. સ. ૧૯૩૬ના માર્ચ માસમાં તેમનાં સંસ્કારી ધર્મપત્ની સૌ. સરલાદેવી સાથે વધુ અભ્યાસ માટે ઈંગ્લાંડ ગયા. લંડનમાં કીંગ્સ કોલેજ તેમજ 'મીડલ ટેમ્પલ'માં અભ્યાસ કરી બેરિસ્ટર બન્યા. ઈ. સ. ૧૯૩૮ના જુલાઇમાં હિંદ પાછા ફરી બેરિસ્ટર ચાગલા સાથે મુંબઇની હાઈકોર્ટમાં પ્રેકટીસ કરવા ઉપરાંત મેસર્સ દેવકરણ નાનજી એન્ડ કું.માં કાયદા તેમજ શેર ડીપાર્ટમેન્ટમાં જોડાયા હતા. તે પછી ઇ. સ. ૧૯૩૯થી રાજકોટમાં બેરિસ્ટર તરીકે પ્રેકટીસ કરી રહ્યા છે. તેમની આટલી ટુંકી કારકિર્દીએ પણ ઉજ્જવળતા ધરી છે. અનેક મહત્વના રાજદ્વારી મુકદમાઓમાં તેમણે નામના પ્રાપ્ત કરી છે. કાઠિયાવાડના કુશળ ધારાશાસ્ત્રી તરીકે તેમની કીર્તિ જામી ગઈ છે.

અપ્રતિમ સેવાભાવ, પ્રખર બુદ્ધિમતા અને મીઠા સ્વભાવે તેમણે સેવાક્ષેત્રે પણ જાદુ પાથર્યું છે. આટલી ઉગતી અવસ્થામાં તેમને રાજકોટની વિશાળ જ્ઞાતિના વિરાટ લોહાણા મહાજનની શકિતશાળી કારોબારી સમિતિના પ્રમુખસ્થાને ચૂંટવામાં આવ્યા છે. અને રાજકોટ લોહાણા બોર્ડિંગના મેનેજીંગ ટ્રસ્ટી તરીકે પણ તેમની ચૂંટણી થઇ છે. જ્ઞાતિના દરેક પ્રસંગોએ તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો છે.

શ્રી. શાંતિકુમારભાઇનું પ્રથમ લગ્ન ઇ. સ. ૧૯૩૧ માં રા. બ. હરજીવનદાસ ભ. કોટકના સુપુત્રી શારદાબ્હેન સાથે થયું હતું. પરંતુ ઇ. સ. ૧૯૩૨ માં તેમનું દુઃખદ અવસાન થતાં બીજા લગ્ન ઈ. સ. ૧૯૩૫માં થયાં છે.

સંસ્કારી, સુશિલ, સેવાભાવિ એવા આપણા આ નવજવાન બેરિસ્ટર અનેક ઉજ્જવળ આશાઓ આપી રહ્યા છે.

——o— —

# શ્રી. મોહનલાલ દ. માણેક

[ ભરૂચ ]



ન્યાયાસનને ઉજળે આસને બિરાજી યશસ્વી જીવનકારકિર્દી આલેખનાર શ્રી. મોહનલાલ દયાળજી માણેકનો જન્મ વતન રાજકોટમાં ઈ. સ. ૧૯૦૭ ના જુન માસની સોળમી તારીખે થયો હતો. તેમના પિતાશ્રી સ્વ. દયાળજી નથુભાઇ રાજકોટના પ્રતિષ્ઠિત અને બાહોશ વકીલ હતા. તેમના પિતામહ સ્વ. નથુભાઈ પિતાંબર પણ રાજકોટમાં વકીલાત કરતા. સ્વ. દયાળજીભાઇના ત્રણે પુત્રોએ ધારાશાસ્ત્રની ઉચ્ચ ડીગ્રીએ પ્રાપ્ત કરી છે. મોટા શ્રી. અમૃતલાલ તેમજ સૌથી નાના શ્રી. મનસુખલાલ રાજકોટમાં વકીલાતનો વારસો સંભાળી રહ્યા છે. ત્યારે વચેટ શ્રી. મોહનલાલભાઇ સરકારી ન્યાયખાતામાં ઉંચુ અને ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરી શકયા છે.

પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ પછી અમદાવાદની ગુજરાત કોલેજમાં જોડાઇ સરકારી સ્કોલરશિપ પ્રાપ્ત કરી ઇ. સ. ૧૯૨૭માં

બી. એ. થયા. ઇ. સ. ૧૯૨૯માં મુંબઇ યુનિવર્સિટીમાં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે એલ. એલ. બી. થયા. અને 'ધી આર્નોલ્ડ' અને નારાયણ ચંદાવરકર હિન્દુ લૉ'ની સ્કોલરશિપ પ્રાપ્ત કરી હતી. ઈ. સ. ૧૯૩૨માં આખા કાઠિયાવાડમાં અને લોહાણા જ્ઞાતિના પ્રથમ એલ. એલ. એમ. થયા.

ઇ. સ. ૧૯૨૯થી ૩૪ સુધી અમદાવાદમાં વકીલાત કરી. સાથે સાથે 'સર લલ્લુભાઇ શાહ લો કોલેજમાં પ્રોફેસર તરીકે કામ કર્યું. અમદાવાદ જીલ્લાના સરકારી વકીલના માનદ આસિસ્ટંટ તરીકે સરકારે નિમણુંક કરી. તે પછી ઈ. સ. ૧૯૩૪માં ન્યાયાધિશ તરીકે સ્થાન મળ્યું. પ્રથમ કોલાબા ડીસ્ટ્રીકના અલીબાગના સબ જજ તરીકે ચાર વર્ષ અને ઇ. સ. ૧૯૩૮–૩૯–૪૦માં વીરમગામ તેમજ ઘોઘાના સબજજ તરીકે અને હાલ તેઓ ઇ. સ. ૧૯૪૧ના જાન્યુઆરીથી ભરૂચના જોઇન્ટ સબજજ તરીકે ઉજળી કારકિર્દી અર્પી રહ્યા છે.

સેવાભાવી સ્વભાવે સર્વત્ર સેવાભાવનો પરિચય આપ્યો છે. અમદાવાદના વસવાટ દરમ્યાન લોહાણા બોર્ડિંગની સ્થાપનાની હિલચાલમાં સક્રિય હિસ્સો આપ્યો હતો. તેનું ટ્રસ્ટડીડ ઘડવામાં સંસ્થાના કાયદાના સલાહકાર તરીકે સેવા ઉઠાવી હતી. અલીબાગમાં સ્કાઉટ પ્રવૃતિમાં ફાળો આપ્યો હતો. વીરમગામની એમ. જે. હાઇસ્કૂલના વાઇસ ચેરમેન તરીકે સંસ્થાની બહેતરી કાજે ભારે શ્રમ ઉઠાવ્યો હતો. તેના સ્વતંત્ર મકાનની યોજનાના પાયા તેમને પરિશ્રમે જ નંખાયા. વીરમગામ છોડતાં વીરમગામ લોહાણા જ્ઞાતિએ પોતાના આ કુશળ કાર્યદક્ષ, સેવાભાવી નરરત્નને ભાવભર્યું વિદાયમાન માનપત્રથી આપ્યું હતું.

ધારાશાસ્ત્રનાં ઉંડા અભ્યાસને પરિણામે તેમણે 'હિન્દુ લો' 'મેહોમેડન લો' અને ઇઝમેન્ટસ્ લો' ઉપર પુસ્તકો લખ્યાં છે. પ્રથમ પુસ્તકની પાંચ અને બીજાની ત્રણ આવૃતિ નીકળી છે. આ પુસ્તકો કાયદાના વિદ્યાર્થીઓ અને વકીલોમાં પ્રિય નીવડયાં છે.

# ડૉ. અનંતરાય દ. પોપટ

[ લીંબડી ]



અંતરની આશાઓ અને ઉમંગોને અદ્ભૂત રીતે સફળતા બક્ષનાર વિરલ આત્માઓ અભિનંદનના અધિકારી બને છે. વિદ્યાર્થી અનંતરાયને ડૉકટર થવાનાં સ્વપ્ન જાગ્યાં. અને અનેક મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢી ઉચ્ચ ડીગ્રીધારી ડૉકટર થઇનેજ ઝંપ્યા. ડૉ. અનંતરાય દયાળજી પોપટનો જન્મ ઈ. સ. ૧૯૦૬ના માર્ચ માસને પ્રથમ દિનેજ થયો હતો. પિતા સ્વ. દયાળજી અમરશી ઘેડ–માધવપુરના એક અગ્રગણ્ય વ્યાપારી તેમજ લોહાણા મહાજનના એક અગ્રેસર હતા. તેમના ત્રણ પુત્રોમાં સૌથી નાના ડૉ. અનંતરાય. બન્ને મોટા ભાઇઓએ માધવપુરની વ્યાપારી દુનિયામાંજ ઝંપલાવ્યું અને નાનાએ ઉચ્ચ કેળવણીની મસ્તીભરી તૃષાથી પાઠશાળાઓ, મહાશાળાઓ વટાવી છેક વિદેશ સુધી દોટ મૂકી.

અંગ્રેજી ત્રણ ધોરણ સુધી માધવપુરમાંજ અભ્યાસ કર્યો. રાજકોટની લોહાણા બોર્ડિંગના પેઇંગ વિદ્યાર્થી તરીકે 'આલ્ફ્રેડ હાઇસ્કૂલ'

દ્વારા ઇ. સ. ૧૯૨૪ માં આખી હાઇસ્કૂલમાં સૌથી પ્રથમ નંબરે મેટ્રિક થયા. કોલેજજીવન મુંબઇમાં 'શેઠ ના ઇ. તથા ભૂ. મે. વિદ્યાર્થી ભુવન'ની છત્રછાયા તળે શરૂ થયું. ઇ. સ. ૧૯૨૫ થી ૨૮ સુધી ત્રણ વર્ષ બોર્ડિંગમાં રહ્યા પછી તબીબી-શાસ્ત્રના અભ્યાસે જોડાયા. ઈ. સ. ૧૯૩૧ માં આખી મુંબઇ યુનિવર્સિટીમાં સૌથી પ્રથમ નંબરે એમ. બી. બી. એસ. થયા.

ડૉકટરીશાસ્ત્રની પાઠશાળાની પદવી લઈ કેટલુંક અનુભવભાથું પ્રાપ્ત કરવાના ઇરાદાએ ઇ. સ. ૧૯૩૧-૩૨ એ બે વર્ષ મુંબઇની સુપ્રસિદ્ધ જે. જે. હોસ્પિટલમાં હાઉસ સર્જન તરીકે કાર્ય કરીને ઇ. સ. ૧૯૩૩ ના માર્ચમાં લીંબડી સ્ટેટના આસિસ્ટંટ મેડીકલ ઓફિસર તરીકે જોડાયા. તેમનો ઉત્સાહ, ખંત અને ધગશ જોઈ રાજ્યે તેમને માત્ર દસજ મહિનાની કારકિર્દીમાં ઇંગ્લાંડ જવાનો માર્ગ કરી આપ્યો. ઇ. સ. ૧૯૩૪ માં તેમણે ઇંગ્લાંડનો રાહ પકડયો.

ચાર વર્ષની સતત કાળજી અને જહેમતને પરિણામે એલ. આર. સી. પી. (લંડન) એમ. આર. સી. એસ. (ઇંગ્લાંડ) અને એફ. આર. સી. એસ. (એડીંબ્બરો) એ ત્રણ ડીગ્રીઓ પ્રાપ્ત કરી. ઇ. સ. ૧૯૩૮ના જાન્યુઆરી માસમાં વીયેના ગયા. ત્યાંની જુદી જુદી હોસ્પિટલોમાં ત્રણ મહિના ગાળી સર્જરીનો વધુ અભ્યાસ કર્યો. ઇ. સ. ૧૯૩૮ના જુનમાં વતન આવ્યા. જ્ઞાતિએ તેમનું ભાવભીનું સ્વાગત કર્યું.

આજે તેઓ લીંબડી સ્ટેટના 'ચીફ મેડીકલ ઓફિસર' ના આસન પર છે. રાજા-પ્રજામાં મમતાળુ સ્થાન પ્રાપ્ત કર્યું છે. 'ભલા ડૉકટર' તરીકે સૌ પીછાણે છે.

બાળપણથીજ સેવાભાવને અનુસરનારા ઉન્નત આશાદાયી શ્રી. અનંતરાયભાઇ એક પ્રવિણ પ્રેમાળ અને પ્રતિભાશાળી યુવક-રત્ન છે. વિદ્યાર્થીવસ્થામાં માધવપુરના 'કાંઠાળ લોહાણા યુવક મંડળ'ના પ્રમુખ હતા. આજે પણ તેમનું દિલ જ્ઞાતિ ઉન્નતિ ઈચ્છતું રહે છે. સમાજમાં માનભર્યું સ્થાન પામનાર આ કુશળ અને સેવાભાવી તબીબનું ભાવી વધું ભવ્ય દીસે છે !

# ડો. ગોકુળદાસ ગો. ગાથા

[માંગરોળ]



સોરઠને સાગરકાંઠે આવેલા માંગરોળ સ્ટેટના 'ચીફ મેડીકલ ઓફિસર' ડો. ગોકુળદાસ ગોરધનદાસ ગાથા એક સેવાભાવી કુશળ તબીબ તરીકે પ્રસિદ્ધ થયા છે. ભારે મુશીબતો વચ્ચે ઘડાયલું એમનું જીવન સેવાવૃતિ વડે વધુ દીપી ઉઠયું છે. તેમનો જન્મ જુનાગઢ સ્ટેટના વડાલમાં એક અત્યંત ગરીબ કુટુંબમાં ઇ. સ. ૧૮૮૬ના ડિસેંબરની સત્તરમી તારીખે થયો હતો. કુટુંબના ભરણપોષણનો પ્રશ્ન પણ હૈયે ધર્યાં ઉપરાંત અદ્દભૂત સ્વાશ્રયથી તેમણે ઉચ્ચ વિદ્યા સંપાદન કરી. ઇ. સ. ૧૯૦૨માં મેટ્રિક થઇ જુનાગઢમાંજ કોલેજજીવનનાં પગરણ માંડયા અને ઇ. સ. ૧૯૦૯માં મુંબઈની ગ્રાન્ટ મેડીકલ કોલેજ' દ્વારા એલ. એમ. એન્ડ એસ.ની તબીબી ડીગ્રી પ્રાપ્ત કરી. ભારે મુશીબતો વચ્ચેય તેમનું વિદ્યાર્થીજીવન ઉજ્જવળ હતું.

તબીબીશાસ્ત્રનું પ્રમાણપત્ર પ્રાપ્ત કર્યા પછી મુંબઈમાં ડોકટરી પ્રેકટીસ શરૂ કરી. મુંબઇની બે વર્ષની આ કારકિર્દી દરમ્યાન તેમણે લોહાણા જ્ઞાતિની વીઝીટ ફી લીધી ન્હોતી. અને ગરીબ જ્ઞાતિજનોની સેવા માટે સદાય શ્રમ ઉઠાવ્યો હતો. પરિણામે સમસ્ત જ્ઞાતિએ તેમને માનપત્ર એનાયત કર્યું હતું. તે પછી મસ્કાઇ કુટુંબ તરફથી કચ્છ ગઢસીસામાં ચાલતા ધર્માદા દવાખાનામાં નજીવા પગારે ઉજ્જ્વળ સેવા અર્પી. કંગાળ દર્દીઓના દર્દ દફે કરી આશિ-ર્વાદ પ્રાપ્ત કર્યા: કચ્છી પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો. 'ગઢ જો દાકતર' તરીકે નામાંકિત થયા. ઈ. સ. ૧૯૧૮ના કારમા ઇન્ફ્યુ-લેન્ઝા વખતે જ્યારે અન્ય ડોકટરો તિજોરી તર કરવાની વેતરણમાં પડયા હતા ત્યારે આ લોકપ્રિય અને કુશળ તબીબે વિના લવાજમે લોકસેવા ઉઠાવી. સેંકડો કેસ સુધાર્યા હતા. પોતાના શ્રમ અને કુશળતાને કારણે પ્રાપ્ત કરેલી લોકપ્રિયતાનો ઉપયોગ તેમણે અંગત હિત કાજે ન કરતાં દવાખાનાને વધુ સમૃદ્ધ કરવામાં કર્યો. પરિણામે જ્યારે તેઓ ઈ. સ. ૧૯૨૦માં માંગરોળ ગયા ત્યારે પ્રજાએ માનપત્ર આપ્યું. અને હજુ સુધી તેઓ કચ્છના કેટલાય સોદાગરો અને દરબારોના માનીતા ડોકટર છે. માંગરોળમાં પણ ડો. ગોકુળદાસભાઇએ એકવીસ એકવીસ વર્ષની એકધારી ઉજ્જવળ કારકિર્દી જમાવી છે. રાજા અને પ્રજામાં સંતોષ પ્રસાર્યો છે. કુશળ તબીબ તરીકે તેમની પ્રતિષ્ઠા અતિશય ઉજ્જવળ છે.

તેમની સંતતિ પણ સુસંસ્કૃત બની છે. તેમના મોટા પુત્ર શ્રી. નાનાલાલ પુના એન્જીનિયરીંગ કોલેજની ડી. એમ. ઇ. ઇ. ની ડીગ્રી ધરાવે છે અને જુનાગઢ સ્ટેટ રેલ્વેના વર્કશોપમાં જોડાયલા છે. બીજા પુત્રો ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી રહ્યા છે. તેમના ભત્રિજા શ્રી. મોહનલાલ રામજી ગાથા જુનાગઢના બાહોશ વકીલ તરીકે જાણીતા છે.

શ્રી. ગોકુલદાસભાઇનું દિલ સદાય સેવાભાવ ઝંખતું રહ્યું છે.

——:o:——

# શ્રી. પોપટલાલ ડા. કક્કડ

[રાણાવાવ]



અતિ નાની ઉંમરે ન્યાયાસન દિપાવનાર શ્રી. પોપટલાલ ડાહ્યાભાઈ કક્કડનો જન્મ ઇ. સ. ૧૯૧૧ના જુલાઇ માસની ૩૦મી તારીખે વતન ઘેડમાધવપુરમાં વ્યાપારી પિતા ડાહ્યાભાઇ નાનજીને ત્યાં થયો હતો. પ્રાથમિક માધ્યમિક શિક્ષણ વતનમાંજ મેળવી. રાજકોટ આલ્ફ્રેડ હાઇસ્કૂલ દ્વારા ઇ. સ. ૧૯૨૯ માં મેટ્રિક થયા. એ પછી જુનાગઢ બહાઉદ્દીન કોલેજથી કોલેજ જીવનના શ્રીગણેશ માંડયા. પ્રિવિયસમાં પ્રથમ નંબર પ્રાપ્ત કર્યો. એ પછી મુંબઇ આવી 'ઉચ્ચ કેળવણી લોહાણા બોર્ડિંગ'ના છાત્ર તરીકે સેંટ ઝેવિયર્સ કોલેજમાં અભ્યાસ કરી ઇ. સ. ૧૯૩૩માં બી. એ. એસ. સી. થયા. એ પછી 'કીંગ જ્યોર્જ સ્કૂલ'માં શિક્ષકગીરી કરતાં અભ્યાસ ચાલુ રાખી ઈ. સ. ૧૯૩૫માં બી. એ. થયા અને ઇ. સ. ૧૯૩૬માં એલ. એલ. બી. થયા. ઉપરાંત એસ. ટી. સી.ની ડીગ્રી પણ પ્રાપ્ત કરી.

આ પછી ઇ. સ. ૧૯૩૭ના માર્ચ માસમાં પોરબંદર સ્ટેટના ન્યાયખાતામાં તેમની નિમણુંક થઇ. પ્રથમ નવીબંદર ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ અને મુન્સફ નિમાયા. ઇ. સ. ૧૯૩૮ના સપ્ટેંબરથી રાણાવાવના ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ અને મુન્સફના આસન પર છે.

સેવાભાવના તો વિદ્યાર્થીજીવનથીજ તેમનામાં દષ્ટિગોચર થતી હતી. ઈ. સ. ૧૯૩૨થી ૩૬ સુધી 'સ્નાતક મંડળ'ના ઉપમંત્રી હતા. ઇ. સ. ૧૯૩૧માં 'યુવક સંમેલન' વખતે ઉતારા સમિતિના મંત્રી તરીકે સેવા બજાવી હતી. 'ભૂતપૂર્વ અને વર્તમાન વિદ્યાર્થી સંમેલન'ના ઇ. સ. ૧૯૩૨માં મળેલા બીજા અધિવેશનની સફળતામાં હિસ્સો આપ્યો હતો. માધવપુર કાંઠાળ 'લોહાણા યુવક મંડળ'ની પત્રિકના તંત્રી તરીકે કાર્ય કર્યું હતું.

શ્રી. પોપટલાલભાઇ આટલી નાની વયે ગૌરવભર્યા પદને ઉજાળી શકયા છે. છતાં સાદાઈ, સરળતા અને શાંત સ્વભાવ જાળવી રહ્યા છે. તેમના આ ગુણોને કારણે મુંબઈની 'કીંગ જયોર્જ સ્કૂલ'ની વિદાય વેળાએ ભવ્ય વિદાય-સંમેલન યોજી માનપત્ર અર્પ્યું હતું.

તેમની ઉજજવળ કારકિર્દી ઉંચી આશાઓ આપી રહી છે.



# રાજમંત્રી શ્રી. આણંદલાલ ગો. લાખાણી

[પોરબંદર]



મહાન સિદ્ધિવંત, સંસ્કારી અને સેવાવીર પ્રતાપી પિતાને પગલે પગલે પ્રયાણ કરી જીંદગાનીને ઉજ્જવળતા અર્પનાર પોરબંદરના પ્રખર ધારાશાસ્ત્રી અને આદર્શ સમાજસેવક શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણીનું રોજ-બ-રોજ જામતું જાહેર-જીવન અભિનંદનનું અધિકારી બન્યું છે.

સેવામૂર્તિ સ્વ. ગોવિંદજી ડાહ્યાભાઈનાં પૂનિત સ્મરણો સુદામાપુરીના સ્મૃતિપટ પરથી કદી ભૂંસાશે નહિ. તેમણે તન, મન, ધનના ઉમદા ભોગે બજાવેલી ઉત્કટ સમાજસેવા કોઈ કાળે વિસરાશે નહિ, તેમની અદ્દભૂત કાર્યદક્ષતા, વિરલ પ્રતિભા અને અનોખું વ્યક્તિત્વ પોરબંદરી પ્રજાના દિલના ઉંડે ખૂણે અમર બન્યું છે, આવા પિતાના સુપુત્ર હોવાનું સદ્દભાગ્ય શ્રી. આણંદલાલભાઈને સાંપડયું છે. સંતોષની હકીકત છે કે તેમણે પિતાની સેવાજ્યોત જલતીજ

રાખી છે, પિતાનાં બધા સત્કાર્યો ઉપાડી લઇ તેમણે ટુંકા કાળમાં કાર્યદક્ષતા, કુશળતા અને બુદ્ધિપ્રતિભાનો પરિચય કરાવ્યો છે.

સ્વ. ગોવિંદજીભાઇના ધર્મભાવનાના ધૂપદીપ અને સેવાભાવની જ્યોતિ જલતા પુણ્યગૃહે માતા મોંઘીબાઇની કૂખે શ્રી. આણંલાલભાઇનો જન્મ ઈ. સ. ૧૮૯૯ના જાન્યુઆરી માસની ૨૯ તારીખે થયો હતો. ધર્મ અને સેવાભાવે રંગાયલા વાતાવરણમાં બાળક આણંદલાલભાઇનું બાલજીવન પસાર થયું. એક ચાલાક, કુશળ અને હોશિયાર વિદ્યાર્થી તરીકે તેમણે ઉજ્જવળ વિદ્યાર્થીજીવન વિતાવી. ઇ. સ. ૧૯૩૨માં માત્ર ત્રેવિસ વર્ષની વયે બી. એ. નો અભ્યાસ પૂર્ણ કર્યો અને મુંબઇ હાઈકોર્ટની વકીલાતની પરીક્ષા પસાર કરી. પોરબંદરમાં પિતાશ્રી સાથે પ્રેકટીસ શરૂ કરી. પિતાશ્રીના અનેકવિધ સેવાકાર્યોમાં રસ લેવા માંડયો. ઇ. સ. ૧૯૩૫માં પિતાશ્રીનું અવસાન થતાં તેમની બહોળી જામેલી વકીલાત સુંદર રીતે જાળવી રાખી. પિતાશ્રીની દેખરેખ તળેની બધી સંસ્થાઓના સૂત્રો સંભાળી લીધા, તેમજ તેમના બીજા સેવાકાર્યો કુશળતાપૂર્વક ઉપાડી લીધા. ટુંક સમયમાં તો પિતાની ધવલ કીર્તિને ઝેબ આપે એવી ઉજ્જવળ કારકિર્દી જમાવી દીધી.

મૂંગે મૂંગે અનેક સંસ્થાઓના અનેકવિધ કાર્યો એકધારી અવિરત રીતે ઉઠાવતા શ્રી. આણંદલાલભાઇ મહારથી સમા ભાસે છે. પોરબંદર સ્ટેશન રોડ પર સ્વ. ગોવિંદજીભાઇએ બંધાવેલી ધર્મશાળા ઉપરાંત તેમણે સ્થાપેલું 'રાધાશ્યામજી'નું મંદિર તેમજ 'આનંદાશ્રમ'નું ભવ્ય મકાન અને તેને અંગેની સંસ્થાઓ આજે તેઓ સુંદર રીતે ચલાવી રહ્યા છે. ઉપરાંત પોરબંદર તેમજ આજુબાજુની સંખ્યાબંધ સંસ્થાઓના વહીવટમાં તેઓ રસ લઇ રહ્યા છે. તેમનું આખું જીવન સેવારંગે રંગાઇ ગયું છે. બીલખા 'આનંદાશ્રમ'ના ટ્રસ્ટી છે, હરિદાસ ભીમજી સન્યાસી આશ્રમના ટ્રસ્ટી છે, પોરબંદર લોહાણા બોર્ડીંગના ટ્રસ્ટી અને કાર્યવાહક સમિતિના સભ્ય છે, તેમજ લોહાણા મહાજનના સભ્ય પણ છે.

તેઓ હરિદાસ ભીમજી લોહાણા બાળાશ્રમના ટ્રસ્ટી અને જનરલ સેક્રેટરી છે, લોહાણા લાયબ્રેરી તેમજ સ્ટેટ લાયબ્રેરીની કાર્યવાહક સમિતિના સભ્ય છે, ઓડદરની ધર્મશાળાના ટ્રસ્ટી છે, પુરીબાઇ ધર્મશાળાના વહીવટદાર છે, બાબડેશ્વર ગૌશાળાના ટ્રસ્ટી અને વહીવટદાર છે, રાજકોટ લોહાણા બોર્ડિંગના ટ્રસ્ટી અને કાર્યવાહક સમિતિના સભ્ય છે, 'રતનબાઇ વનિતા વિશ્રામ'ના ટ્રસ્ટી છે, સુદામાજી મંદિરની વ્યવસ્થાપક સમિતિના સભ્ય છે. સ્વ. ગોવિંદજીભાઇ સ્થાપિત મહારાણાશ્રી અશ્રિત–વેદશાળાના કાર્યવાહક છે, સહાયક સમાજના માનવંત સલાહકાર છે, પોરબંદર મ્યુનિસિપાલિટીના સભ્ય છે. ઉપરાંત રાજ્ય તરફથી ગોપીનાથજી હવેલીના ગોસ્વામી ગોવિંદરામજી સગીર હોવાથી તેમની મિલ્કતનો વહીવટ કરવા નિમાયલી કમિટીના સભ્ય છે, અને મહારાણીશ્રી બાલુબા બાલમંદિરની એડવાઇઝરી કમિટીમાં પણ રાજ્યે તેમને નિમ્યા છે.

આટઆટલી બહોળી પ્રવૃતિ, ધીખતી વકીલાતની અનેકવિધ જંજાળો અને સેવાક્ષેત્રની બીજી અનેક રોકાણો છતાં સંસ્કારે સાંપડેલી ધર્મભાવનાથી કદી ભિન્ન થયા નથી. ધર્મધ્યાન, અધ્યન, અને શહેરની ધાર્મિક પ્રવૃતિમાં આગેવાની ભર્યો ભાગ લેતા રહ્યા છે. ધર્મતત્વના પ્રચાર માટે તેમણે ગીતાજી, અને વેદોને લગતા પાંચ ચિંતનમય ગ્રંથો પણ પ્રસિદ્ધ કર્યા છે. તેમની ધર્મ પ્રત્યેની આ અગાધ લાગણી નિહાળી શ્રીમદ્ જગતગુરૂ શંકરાચાર્યે તેમને સંવત ૧૯૯૬ ના વૈશાખ શુદ ૫ ના રોજ 'શ્રી સ્વધર્મ ધુરંધર'નો ઇલ્કાબ બક્ષ્યો છે. પોરબંદરના ચકોર રાજવીએ પણ આ કર્તવ્યનિષ્ઠ સમાજસેવકની જામતી સેવાવૃતિ નિહાળી ઈ. સ. ૧૯૩૬માં 'રાજમંત્રી'નો મોંઘેરો ખિતાબ આપીને કદર કરી છે.

સેવાભાવના સાથે તેમની સખાવતવૃતિ પણ ઉત્કટ રીતે જાગતી રહી છે. દર વર્ષે તેમના તરફથી નાની મોટી રકમોની સખાવત થતીજ રહે છે. સ્વ. પિતાશ્રીના સ્મરણાર્થે બધા ભાઇઓએ મળી રૂપીયા દસ હજારની સખાવત કરી હતી, અને માતુ-

શ્રીના અવસાન પછી રૂપિયા પાંચ હજાર ખર્ચ્યાં હતા. આજે તેમના સ્વખર્ચે ચાલતી જૂદી જૂદી સંસ્થાઓ ઉપરાંત કુવાઓ, અવેડાઓ પણ સારા પ્રમાણમાં છે.

સેવાભાવના, સંસ્કાર અને સખાવતવૃતિનો સૂમેળ શ્રી. આણંદલાલભાઈમાં અદ્દભૂત રીતે જામ્યો છે. તે તેમની અઢળક સમૃદ્ધિને પણ શોભાયમાન કરે છે. તેમની સુનામના બઢતી રહો!

## શ્રી. પોપટલાલ ગો. સોલિસિટર

**સ્વ.** ગોવિંદજી ડાહ્યાભાઈનાં બીજા સુપુત્ર શ્રી. પોપટલાલ ગોવિંદજી લાખાણી મુંબઇના જાણીતા સોલિસિટર છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૩ના જાન્યુઆરી માસની ૨૧મી તારીખે થયો હતો. ઇ. સ. ૧૯૧૯માં મેટ્રિક થયા. એ પછી મુંબઈની સેંટ ઝેવિયર્સ કોલેજમાં અભ્યાસ કર્યાં પછી જુનાગઢની બહાઉદિન કોલેજમાં જોડાઇ ઇ. સ. ૧૯૨૩માં બી. એ. થયા. એ પછી ફરી મુંબઇ આવી ઇ. સ. ૧૯૨૭માં એલ. એલ. બી. થઈ સોલિસિટરની પરીક્ષા આપી ઇ. સ. ૧૯૨૮માં દીવેકર સોલિસિટર સાથે ભાગીદારીમાં જોડાઇ 'દીવેકર એન્ડ પોપટલાલ'ને નામે કામ કર્યાં પછી ઇ. સ. ૧૯૩૪થી 'પોપટલાલ એન્ડ કું'ને નામે સ્વતંત્ર કાર્ય કરી રહ્યા છે.

## શ્રી. શાન્તિલાલ ગો. લાખાણી

સ્વ. ગોવિંદજીભાઇના આ સુપુત્રે ઇન્જીનિયરીંગક્ષેત્રમાં વિકાસ સાધ્યો છે. તેમનો જન્મ ઈ. સ. ૧૯૦૫માં થયો હતો. ઈ. સ. ૧૯૨૧માં મેટ્રિક થઈ કરાંચીની ઈન્જીનિયરીંગ કોલેજમાં જોડાઇ ઇ. સ. ૧૯૨૮માં બી. ઇ. (સીવીલ) થયા. એ પછી તરતજ પોરબંદર સ્ટેટના આસિસ્ટંટ ઈન્જીનિયર તરીકે તેમની નિમણુંક થઇ. ઈ. સ. ૧૯૩૮ સુધી એ હોદ્દો સંભાળ્યા પછી આજે તેઓ મુંબઇમાં સ્વતંત્ર વ્યવસાય કરી રહ્યા છે.

——:૦:——

# શ્રી. શેઠ કરમશી જે. સોમૈયા

[મુંબઇ]



સ્વબળે અદ્ભૂત વ્યવસાયસિદ્ધિ સાધવા ઉપરાંત સેવાભિલાષી મનોવૃત્તિથી જીવનને ઉજ્જવળતા અર્પનાર શ્રી. શેઠ કરમશીભાઇ જેઠાભાઇ સોમૈયાનું અંતર એટલે જ્ઞાતિપ્રેમનો અખૂટ ઝરો. અને સેવાભાવનાનો ભંડાર. એ મહાન અંતરે સદા જ્ઞાતિઉન્નતિની ચાહના ચાહી છે. અને માનવસેવાની પ્રતીતિ આપી છે. છતાં જીવનમાં લેશમાત્ર અભિમાન કે અહંભાવ કદી સ્વપ્નેય દાખવ્યો નથી. આવા ઉજ્જવળ પુરૂષનો જન્મ સંવત ૧૯૫૮ના અશાડમાં કચ્છ તેરાની વતની પિતા જેઠાભાઇના ગૃહે અહમદનગર પાસે બેલાપુર ગામે થયો હતો. પિતા બેલાપુરમાં નાનકડી હાટડી દ્વારા સામાન્ય વ્યાપાર ચલાવતા હતા. સ્થિતિ અત્યંત સાધારણ હતી.

મનના ઉન્નત મનોરથોના કારણે નવજવાન કરમશીભાઇએ અંગ્રેજી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો. એ પછી બારદાન અને કરીયાણાના વ્યાપારે જોડાઇ ગયા હતા.

પરંતુ અદ્‌ભૂત આગેકદમી અંતર ધરાવતા, ઉછળતી યુવાનીનું તેજ દાખવતા યૌવનવીર કરમશીભાઈ એ ઘરેડ સમા વ્યાપારે જામી ગયા નહિ. તેમણે સંવત ૧૯૮૪માં બેલાપુરવાળા શેઠ લછમનદાસ રામપ્રતાપ સાથે શેઠ શોભાચંદ રામનારાયણ'ને નામે ખાંડનો વ્યાપાર શરૂ કર્યો. તેમાં દિનપ્રતિદિને વિરલ સફળતા સાંપડવા માંડી. ટુંક સમયમાં ખાંડના નામાંકિત વ્યાપારી બન્યા. આજે બેલાપુરમાં બાર તેર વર્ષથી ખાંડનું એક કારખાનું સ્વતંત્ર રીતે ચલાવવા ઉપરાંત દક્ષિણ મહારાષ્ટ્રની લગભગ સઘળી સ્યુંગર ફેક્ટરીઓની સોલ–એજન્સી પેઢી ધરાવે છે. આ રીતે તેમની ધીખતા વ્યાપારે અદ્‌ભૂત સફળતા સાધી છે. અને શેઠ કરમશીભાઇ 'ખાંડના રાજા' સમી પ્રતિષ્ઠા પામ્યા છે.

ખાંડના આ વ્યાપારે ભવ્ય સફળતાની સાધના કર્યા પછી શેઠ કરમશીભાઇના જીંદાદિલી જીગરે વધુ વિકાસનાં સ્વપ્નાં રચ્યાં અને ઈ. સ. ૧૯૩૯માં અહમદનગર જીલ્લાના કાનેગામમાં 'ગોદાવરી સ્યુગર મીલ્સ લી.' ની સ્થાપના કરી. તેઓ તેના મેનેજીંગ એજન્ટ છે. આ મીલ આજે અદ્‌ભૂત પ્રગતિ સાધતી જાય છે. તેમાં હજારો માણસો કામ કરે છે. ઉપરાંત પાસેજ બીજી એક ભવ્ય મિલ તેઓ ખડી કરી રહ્યા છે.

વ્યવસાયે અતિ કુશળ, કાર્યદક્ષ અને કાબેલ શ્રી. કરમશી-ભાઇનું કાળજું સદા બીજાનાં દુઃખે દુભાયું છે. અનેક ગરીબોએ તેમની સહાય પ્રાપ્ત કરી છે. અનેક સંસ્થાઓમાં તેમણે અગત્યનો ફાળો સદાય આપ્યો છે. રાષ્ટ્રવાદનાં આંદોલનોમાં પણ અગત્યનો હિસ્સો નોંધાવ્યો છે. લોહાણા જ્ઞાતિની ઉન્નતિ ઝંખના કરતા તેમના જીગરે ગુપ્ત રીતે સહાય આપવા ઉપરાંત 'કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ'ના એક વેળાના ઉપપ્રમુખ તરીકેની તેમની યાદગાર કારકિર્દી છે. ઉપરાંત 'સ્વસ્તિક લીગ'માં પચાસ લોહાણા ભાઇઓને મીલીટરી તાલીમ આપવા માટે કિંમતી સહાય

કરી છે, લોહાણા જ્ઞાતિના મધ્યમ વર્ગ માટે એમ્બ્યુલન્સની સગવડ પણ હરકીસનદાસ હોસ્પિટલમાંથી તેમના ખર્ચે મળે છે. એજ રીતે ઘણી સંસ્થાઓમાં તેમની કંઈ કંઇ સહાય મળતીજ રહી છે. સંવત ૧૯૯૬ના દુષ્કાળ વખતે કચ્છ રોહા અને કોઠારામાં તેમના તરફથી સસ્તા અનાજની દુકાનો સ્થાપન કરવામાં આવી હતી.

આજે તેઓ પારપ્યા પ્રધાન ટ્રસ્ટ, લાલજી મોરારજી ટ્રસ્ટ અને ખીમજી ખટાઉ ટ્રસ્ટના ટ્રસ્ટી છે. સિવાય તો હોદ્દાઓથી સદા દૂર દૂર રહેવાનું વધુ પસંદ કર્યું છે.

સેવાભિલાષી, સખીદિલ, સાહિત્ય પ્રેમી અને માનવપ્રેમી શેઠ કરમશીભાઈએ અદ્દભૂત જીવનસાધના સાધી છે.



# રાજરત્ન શેઠ મોતીલાલ મુળચંદ

☆ ——————[ધ્રાંગધ્રા]—————— ☆

નિરાંડબરી શાંત સેવાજીવનથી જીવનને અનેરી સાર્થકતા અર્પનાર ધ્રાંગધ્રા રાજ્યના અગ્રગણ્ય નાગરિક શેઠ મોતીલાલ મૂળચંદ સ્વબળે જીવન ઉન્નતિ સાધીને સેવા અને સખાવતપરાયણતાના કારણે સર્વત્ર ચાહના જમાવી શક્યા છે. ઉજ્જવળ સેવાજીવન, કિંમતી સખાવતો છતાં અદ્ભૂત શાંતિ, સરળતાભર્યાં સ્વભાવને કારણે તેમણે જીવનને ઝાકઝમાળભર્યું બનાવવાનું ચાહ્યું નથી. દિલમાં સદા જાગતા જ્ઞાતિપ્રેમે એ પરમાર્થી પુરૂષે અનેક સુકૃત્યોથી જીવન ઉજાળ્યું છે.

શેઠ મોતીલાલભાઇનો જન્મ ધ્રાંગધ્રામાં સંવત ૧૯૩૨માં થયો હતો. પિતા મૂળચંદભાઇ ધ્રાંગધ્રામાં પરચુરણ વ્યાપાર ચલાવતા. અંગ્રેજી ચારપાંચ ધોરણના અભ્યાસ પછી વીસ વર્ષની વયે નવજવાન મોતીલાલભાઇએ પણ પિતાના અનાજના વ્યવસાયમાં ઝંપલાવ્યું. પરંતુ ગગનગામી આગેકદમીનાં શમણાં સેવતાં એ પુરૂષાર્થપ્રિય નવજવાનને નાનકડાં કુંડાળાનો નાનકડો વ્યવસાય સંતોષી શક્યો નહિ ટુંક સમયમાં શેઠ મોતીલાલભાઇએ કમિશન એજન્સીનું કામકાજ શરૂ કર્યું અને એક સ્વતંત્ર પેઢીની સ્થાપના કરી. મુંબઇ ઉપરાંત પંજાબના જુદા જુદા વ્યાપારી મથકોમાં તેની શાખાઓ પણ સ્થાપન કરી, વ્યાપારે અતિ વિકાસ સાધી. અઢળક ધનસંપત્તિ જમાવવા સદ્‌ભાગી થયા. એ પછી મુંબઇની પેઢી મુંબઇના ભાગીદારને સોંપી તેમણે કરાંચીમાં એક પેઢીની સ્થાપના કરી. આજે કરાંચી ઉપરાંત પંજાબમાં તેમની શાખાઓ જેતુર, કોટકપુરા, મકતસર, શમાન, ગંગાનગર, કરણપુર વગેરે સ્થળે ચાલે છે, તે બધી અતિ ત્વરીત ગતિએ આગેકદમીના ઉજ્જવળ રંગો વચ્ચે બહોળો વ્યવસાય ખેડી રહી છે.

આમ પુરૂષાર્થબળે શેઠ મોતીલાલભાઈએ જીવનને સફળતાના શિખરે પહોંચ્યાડયા પછી આરામની આશકી સેવી નથી. ધ્રાંગધ્રાના 'લોહાણા મહાજન'ના મોવડી તરીકે તેઓ વર્ષોથી સેવા બજાવી રહ્યાં છે. એ ઉપરાંત ધ્રાંગધ્રાની અન્ય પ્રવૃતિઓમાં આગેવાનીભર્યો ભાગ લઇ રહ્યા છે.

એ ઉપરાંત તેમનું આંગણું સદાય દુ:ખીઓના વીસામા સમું બન્યું છે. કોણ જાણે કેટલાય નિરાધારોએ તેમનો આધાર પ્રાપ્ત કર્યો હશે. અને કેટલીય સંસ્થાઓએ કિંમતી સહાય પ્રાપ્ત કરી હશે, ધ્રાંગધ્રાની કેટલીય પ્રવૃતિઓ તેમના પ્રોત્સાહને ફાલીફલી છે, અને કેટલાંય પ્રસંગો સફળતા સાધી શકયાં છે. સર્વત્ર તેમનો ઉમદા ફાળો મળતોજ રહ્યો છે. આ રીતે ધ્રાંગધ્રાના જીવનમાં શેઠ મોતીલાલભાઇનું સ્થાન અતિશય પ્રતિષ્ઠાભર્યું–ગૌરવભર્યું બન્યું છે.

તેમને હસ્તે થયેલી હજારો રૂપિયાની નાની મોટી સખાવતો ઉપરાંત સંવત ૧૯૯૪માં હજારો રૂપિયાની રકમ અર્પણ કરીને 'મૂળચંદ સાર્વજનીક ફ્રી ડીસ્પેન્સરી'ની સ્થાપના કરાવી છે. આ દવાખાનું ધ્રાંગધ્રાના પ્રજાજનોને આશિર્વાદ સમું બન્યું છે. હંમેશા તેનો લગભગ ૨૫૦ માણસો લાભ લઇ રહ્યાં છે. આજે શેઠ મોતીલાલભાઈ એ સંસ્થાને સંતાનસમ ઉછેરી રહ્યા છે. એજ રીતે તેમણે મુંબઇની જીવદયા સંસ્થાને રૂપિયા એક હજાર અર્પણ કર્યા છે. સંવત ૧૯૯૬ ના દુષ્કાળ વખતે લગભગ રૂપિયા દશ હજારની રકમ તેમણે દુષ્કાળ રાહત માટે ખર્ચી હતી અને તેમણે જીર્ણોદ્ધાર કરાવેલાં કુવાઓ વાવો પણ ઠેર ઠેર નજરે ચડે છે.

તેમની આટલી ઉમદા સેવાની કદર તરીકે ધ્રાંગધ્રાનરેશે તેમને સંવત ૧૯૯૪માં 'રાજરત્ન'ના માનવંતા ઇલ્કાબથી નવાજ્યા

છે. પ્રજાહૃદયે શેઠ મોતીલાલભાઇએ જમાવેલી પ્રતિષ્ઠા રાજદ્વારે પણ સન્માન પામી છે.

આવા ઉમદા, ઉજ્જ્વળ, શાંત, સરળ અને નિરભિમાની જીવનથી તેમની માનવતા દીપી ઉઠી છે.



# શ્રી. શેઠ જમનાદાસ દેવરામ

[મુંબઇ]



દુનિયામાં સેવાવૃતિનો દીપક સદાય જલતો રાખનારા અગ્રગણ્ય સેવાવીરોમાં શ્રી. જમનાદાસ દેવરામનું સ્થાન અતિ અગત્યનું બન્યું છે. શ્રી. જમનાદાસભાઇનો જ્ઞાતિપ્રેમ અતિશય અનેરા રંગોથી રંગાયલો છે. અને તેમના સેવાકાર્યો તેમના અપ્રતિમ સેવાવૃતિના પ્રતિક સમા છે. અવિરત ઉત્સાહ, અદ્‌ભૂત જ્ઞાતિપ્રેમ, અને ઉછળતા સેવાપૂરથી તેમણે જાહેરક્ષેત્રે મોભાભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. શ્રી. જમનાદાસભાઇનો જન્મ સંવત ૧૯૫૩ના માગશર શુદ ૫ ને દિને વતન જામસલાયામાં થયો હતો. પિતા સ્વ. દેવરામભાઇના નિવૃતિકાળમાં અતિ નાની વયે શ્રી. જમનાદાસભાઇ મુંબઇ આવ્યા. અને વડીલ બંધુની છત્રછાયા તળે અભ્યાસ કરી અંગ્રેજી સાત ધોરણના અભ્યાસ પછી સત્તર વર્ષની વયે સ્વતંત્ર વ્યવસાય જમાવ્યો.

મ્યુનિસિપાલિટીના સ્ટોર સપ્લાયર તરીકે વ્યવસાયની નાનકડી શરૂઆત કરી છેવટે સરકારી ખાતાઓના કાપડ વગેરે ચિજોના કોંટ્રાકટ પણ મેળવ્યા. એમાં સિદ્ધિ મેળવી છેવટ સંવત ૧૯૮૧માં મૂળજી જેઠા મારકીટમાં એક નાનકડી દુકાન સ્થાપી. તેમાં બાહુ-બળે પ્રગતિ સાધી ચાર ચાર દુકાનના સંચાલક બન્યા. આજે મારકીટના એક આગેવાન વ્યાપારી તરીકે તેમની નામના જામી છે.

અંતરમાં ઉછળતા સેવાપૂરને પરિણામે શેઠ જમનાદાસભાઇએ સદા સેવાવૃતિ જાગતી રાખી છે. સંવત ૧૯૮૯માં 'હાલાઇ સહાયકારી મંડળ'ની મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે તેમનું જાહેરજીવન શરૂ થયું. હૃદયમાં વસેલા અદ્‌ભૂત ઉત્સાહને કારણે માત્ર એકજ વરસ પછી 'હાલાઇ લોહાણા મહાજન'ની મેનેજીંગ કમિટીમાં તેમની વરણી થઇ. બીજેજ વરસે મહાજનશ્રીના એક ટ્રસ્ટી પણ ચૂંટાયા. અને સંવત ૧૯૯૪ થી મેનેજીંગ ટ્રસ્ટી તરીકે અદ્‌ભૂત સેવાભાવના દાખવી રહ્યાં છે. સદા પ્રવૃતિમય મહાજનસંસ્થાની અનેકવિધ પ્રવૃતિઓમાં મેને-જીંગ ટ્રસ્ટી તરીકે શ્રી. જમનાદાસભાઈએ કિંમતી પરિશ્રમ ઉઠાવ્યો છે. પ્રસંગે પ્રસંગે તેમણે ઉત્સાહ, ખંત અને ખેલદિલી દાખવી છે. ઉપરાંત મહાજનશ્રી હસ્તકનાં અન્ય ટ્રસ્ટો સ્વ. મગનલાલ હિંમતરામ બરફીવાળા ટ્રસ્ટ, નારાયણજી ધનજી ટ્રસ્ટ, રાધાનિવાસ ટ્રસ્ટ, વિઠલદાસ કરમશી સેનિટરીઅમ ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી છે. દામોદર ઓધવજી ધર્માદા દવાખાના ટ્રસ્ટના પણ ટ્રસ્ટી છે, ઉપરાંત ઈ. સ. ૧૯૩૬ થી ૧૯૩૯ સુધી 'હાલાઈ લોહાણા સહાયકારી મંડળ'ના પ્રમુખ તરીકે અને 'મુંબઇના રંગીન ફેન્સી કાપડના વેપારીઓની મંડળી'ની મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે પાંચ વર્ષ સુધી ઉત્તમ કાર્યદક્ષતા દાખવી હતી.

શેઠ જમનાદાસભાઈ સ્વબળે જીવન ઉન્નતિ સાધવા છતાં સાદાઇ અને નિરભિમાની જાળવી રહ્યા છે. દીનદુઃખીઓના

દુ:ખથી દુભાતા એમના દિલે સદાય સેંકડોની ગુપ્ત સખાવતનો પ્રવાહ વહાવ્યો છે. જ્ઞાતિસેવાના સૂત્રો સાથે એકતાર બનીને એમણે જ્ઞાતિઉન્નતિની સદાય ચાહના સેવી છે. સદા ઉત્કટ ઉત્સાહ અને કર્તવ્યપરાયણતા એ એમનો વંદનયોગ્ય ગુણ છે.



# શ્રી. પુરૂષોત્તમદાસ વૃ. મીઠાઈવાળા

[ મુંબઈ ]



સુખ અને સમૃદ્ધિની ઉછળતી છોળો વચ્ચે જીવન કિતાબના અક્ષરો આલેખવા છતાં સદા સેવાવૃતિની ધૂણી ધીખતી રાખનારા સેવાવીર શ્રી. પુરૂષોત્તમદાસ વૃજલાલ મીઠાઈવાળા એટલે સદા સજાગ સેવાભાવ અને સદા પાંગરતી પ્રવૃતિ. તેમને શ્વાસેશ્વાસે સેવાભાવ ધબકતો જણાય છે, અને તેમની પળેપળ વિવિધ પ્રવૃતિઓમાં પરોવાયલી રહે છે. તેમનો જન્મ સંવત ૧૯૫૪ના આસો વદી ૧૩ ના દિને થયો હતો. જરૂર પુરતા અભ્યાસ પછી પિતાના જમાવેલા 'ગોવિંદાશ્રમ'માં મીઠાઈના વ્યાપારે જોડાયા હતા.

આજે મુંબઈના મહાક્ષેત્રે 'ગોવિંદાશ્રમ'ની જામેલી કીર્તિમાં સેવાવીર પુરૂષોત્તમદાસનો અથાક હિસ્સો રહેલો છે. એ ભાવનાવાદી હૈયાએ સર્વત્ર લાગણીના પૂર ઠાલવ્યાં છે. સર્વત્ર સહકાર અને સહાયની ભાવના દાખવી છે. દરેક પ્રવૃતિઓ અને દરેક પ્રસંગોમાં શ્રી. પુરૂષોત્તમદાસનો કિંમતી ફાળો સાંપડતો રહ્યો છે.

ઉગતા યૌવનકાળથી જાગેલો રાષ્ટ્રપ્રેમ એમને સેવાક્ષેત્રે ખેંચી ગયો હતો. છેક ઇ. સ. ૧૯૨૧ ના જમાનામાં જાગેલા નાગપૂર ધ્વજ સત્યાગ્રહમાં વતનનો સાદ સૂણીને નવજવાન પુરૂષોત્તમદાસ લગ્ન પછીના ચોથા-પાંચમા દિવસે રણવાટે જઇ ઉભા હતા, અને કારાવાસના બંધનો સ્વીકાર્યાં હતા. એ વિરલ પ્રસંગ તેમના અંતરમાં વસેલા અદ્‌ભૂત આઝાદીના નાદની પ્રતીતિ આપે છે. એ પછી તો રાષ્ટ્રસેવાના ક્ષેત્રે શ્રી. પુરૂષોત્તમદાસ સદાય ઉત્કટ હિસ્સો લેતાજ રહ્યા છે. ઇ. સ. ૧૯૩૦-૩૧ના સંગ્રામ વખતે લાઠીમાર સહન કરવા છતાં આઝાદીનો આતશ બુઝાવ્યો ન્હોતો, અને એ પછી તો છેલ્લા વાણીસ્વાતંત્ર જંગમાં સેવેલો આઠ આઠ માસનો કારાવાસ વતનભકત પુરૂષોત્તમદાસનું ગૌરવ વધારી રહ્યો છે.

બલિદાનવૃતિ અને સેવાભાવનાથી સદા રંગાયલા શ્રી. પુરૂષોત્તમદાસે મુંબઇના જાહેરજીવનમાં પણ અગત્યનો ફાળો અર્પ્યો છે. 'લોહાણા મહાપરિષદ'ની નવી સ્ટેન્ડીગ કમિટીના સહમંત્રી તરીકે, ભૂલેશ્વર જીલ્લા મહાસભા સમિતિના ખજાનચી તરીકે, મીઠાઈવાળા વ્યાપારી મંડળના ખજાનચી તરીકે, 'પ્રગતિ સમાજ'ના ખજાનચી તરીકે અને ઘોઘારી લોહાણા મહાજનના આગેવાન કાર્યકર અને ખજાનચી તરીકે, ઉપરાંત સંખ્યાબંધ સંસ્થાઓના કાર્યકર તરીકે તેમની સેવાપ્રવૃતિઓ સદા જાગૃત રહી છે.

એ સંખ્યાબંધ સંસ્થાઓ ઉપરાંત વ્યકિતગત રીતે તેઓ સદાય કંઇ કંઇ પ્રવૃતિઓમાં રચ્યાપચ્યા રહે છે. સંખ્યાબંધ સંસ્થાઓનાં સર્જન તેમને આંગણેથી થયાં છે, અને સંખ્યાબંધ યોજનાઓ તેમને આંગણે વિચારણા પામીને અમલી સ્વરૂપ પામી છે, એ બધાની પાછળ 'કંઇક કરવું'ની વૃતિ રહી છે. સુખની શૈયામાં આરામ લેવો એમણે કદી ચાહ્યો નથી.

અનેક જ્ઞાતિબંધુઓએ શ્રી. પુરૂષોત્તમદાસ પાસેથી સહારો પ્રાપ્ત કર્યો છે. 'ગોવિંદાશ્રમ'ને આગણેથી કોઈ નિરાશ ન થાય એ જોવાની ચાહના સદાય તેમણે સેવી છે. એવો વિરલ જ્ઞાતિપ્રેમ, અદ્દભૂત સેવાભાવના અને વિવિધ પ્રવૃતિઓથી શ્રી. પુરૂષો-તમદાસ અભિનંદનના અધિકારી બન્યા છે.



# શ્રી. નરભેરામ ન. પોપટ

[મુંબઇ]



અપ્રતિમ સેવાવૃતિ અને અદ્દભૂત કર્મવીરતાના કારણે જાહેર જીવનમાં અતિ નાની ઉંમરે મહારથી સમું સ્થાન પ્રાપ્ત કરનાર મુંબઇના જાણીતા યુવક અગ્રણી શ્રી. નરભેરામ ન. પોપટનું ઉજ્જવળ જીવન ભવ્ય આશાઓ આપે છે. કચ્છ રોહાના સખાવતી અને સેવાભાવી સુખી કુટુંબના આ લાડીલા નબીરાએ કર્મવીરતાના રંગો વચ્ચે જમાવેલી પ્રતિષ્ઠા ખરેખર અભિનંદનને પાત્ર છે. પિતા શેઠ નરસિંહદાસ ગાંગજીના ગૃહે તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૧ના જુન માસની ૮ મી તારીખે થયો હતો. પ્રાથમિક શિક્ષણ મુંબઇમાંજ લીધા પછી ભાવનગરની 'દક્ષિણામૂર્તિ'ના રાષ્ટ્રિય-શિક્ષણનાં અમૃત પચાવી અંતરમાં આઝાદીનો નાદ જગાવ્યો.

રાષ્ટ્રપ્રેમે રંગાઇને કુમાર નરભેરામભાઇ છ ધોરણના અભ્યાસ પછી મુંબઈ આવ્યા. અને આર્ય સમાજ વગેરે અન્ય સામાજીક સંસ્થાઓની પ્રવૃતિઓમાં રસ લેવો શરૂ કર્યો. એક સ્વયંસેવક તરીકે કારકિર્દી શરૂ કરી. એ પછી ઇ. સ. ૧૯૩૦માં મૈયાનો મુકિત સંગ્રામ પ્રકટયો. આઝાદીના નાદે ઉછળતા અંતરથી ઓગણીસ વર્ષના નવજવાન નરભેરામભાઇએ પણ તેમાં ઝંપલાવ્યું. અને સમસ્ત મુંબઈ નગરીમાંથી પ્રથમ નોકરશાહીના પંજામાં ઝડપાવાનું માન એમને ફાળે ગયું. સુખસાહ્યબી વચ્ચે ઉછરેલા આ નવજવાને કારાવાસનાં આકરાં કષ્ટો વેઠયાં. પોતાને મળેલા 'બી.' વર્ગ સામે વાંધો ઉઠાવી અન્ય સાથીઓ સાથે 'સી' વર્ગની યાતનાઓ સ્વહસ્તે વ્હોરી.

એ પછી તો મુંબઇના રાષ્ટ્રસેવાના ક્ષેત્રે તેમનું સ્થાન કિંમતી બન્યું. યુવકોના લાડીલા બિરાદર પોપટ એક અઠંગ સમાજવાદી બન્યા. સમાજવાદી પક્ષના આગેવાન સભ્ય તરીકે શહેરની યુવક-પ્રવૃતિ, મજુરપ્રવૃતિ અને ગુમાસ્તાપ્રવૃતિમાં ઉત્કટ હિસ્સો આપવા માંડયા. કેટલીય સંસ્થાના ઉચ્ચ આસનો પરથી સદા પીડિતોના ભેરૂબંધ બન્યા. સર્વત્ર આબાદી અને મુકિતનો નાદ ગાજતો કર્યો.

કચ્છની રીબાતી પ્રજાના દુઃખદર્દોએ પણ તેમના દિલમાં દર્દ પેદા કર્યું. સેવાક્ષેત્રના સાથીદાર બિરાદર મહેરઅલીને ખભે ખભો મીલાવી કચ્છ જાગૃતિનાં ઝંડાધારી બન્યા. 'કચ્છ પ્રજાકિય પરિષદ્'ના મોવડી તરીકે કચ્છ પ્રવૃતિના પ્રાણપ્રેરક નિવડયા. કચ્છના ગામડાંઓ અને સીમોમાં પરિભ્રમણ કરી જન આત્માને જાગૃત કર્યો. 'કચ્છ પ્રજાકિય પરિષદ્'નું મુંબઇ શાખાનું મંત્રીપદ અને 'કચ્છ યુવક સંમેલન'નું તેમનું પ્રમુખપદ કિંમતી નિવડયું.

આજે તેઓ મુંબઈની સંખ્યાબંધ સંસ્થાઓમાં ઉચ્ચ આસન ધરાવે છે. વર્ષોથી બી. પી. સી. સી.ના સભ્ય ચૂંટાતા આવે છે, ઈ. સ. ૧૯૩૯માં મહાસભા તરફથી મ્યુનિસિપાલિટીના સભ્ય પણ ચૂંટાયા છે. એજ રીતે કેટલીક સંસ્થાઓના પ્રમુખ, ઉપપ્રમુખ અને આગેવાન કાર્યકર છે.

પીડિતોના દોસ્ત રાષ્ટ્રસેવક બિરાદર નરભેરામ ન. પોપટ અતિ નાની ઉંમરે સૌની ચાહના પ્રાપ્ત કરીને જાહેરજીવનમાં ભવ્ય સ્થાન પામ્યા છે.



# શ્રી. શેઠ ચૈતન્યલાલ સે. ઠક્કર

[ સુરત ]



કાબેલિયત, કુશળતા અને કર્મવીરતાના કીર્તિવંત ગુણો થકી મ્હેંક મ્હેંક બનેલું શેઠ ચૈતન્યલાલ સેવકરામ ઠક્કરનું પુરૂષાર્થી અને પ્રેરક જીવન ગૌરવભર્યાં રંગે રંગાયલું છે. સાહસબળે વ્યવસાયક્ષેત્રે સાધેલી અપૂર્વ સિદ્ધિ અને સેવાવૃત્તિથી સેવાક્ષેત્રે અર્પેલો ઉમદા ફાળો તેમના દિલની દિલેરી દાખવે છે. આજે ગુજરાતના કોટનના વ્યાપારક્ષેત્રે મહાન વ્યાપારી તરીકે પ્રાપ્ત કરેલી લબ્ધપ્રતિષ્ઠા અને સુરતના સેવાક્ષેત્રે સાંપડેલી સુકીર્તિ તેમના ઉજજવળ જીવનની ઝાંખી કરાવે છે. શ્રી. ચૈતન્યલાલભાઈનો જન્મ સુરતના પ્રતિષ્ઠિત વ્યાપારી, જમીનદાર અને સેવાભાવી જ્ઞાતિ-અગ્રણી સ્વ. શેઠ સેવકરામ કૃપારામના ગૃહે ઇ. સ. ૧૯૦૧ ના ઓગષ્ટ માસમાં થયો હતો.

અતિ ઉજજવળતાભર્યું વિદ્યાર્થીજીવન વિતાવી શ્રી. ચૈતન્યલાલ ઇ. સ. ૧૯૨૨માં મેટ્રિક થયા. એ પછી ઇ. સ. ૧૯૨૪માં

કોટનના વ્યવસાયક્ષેત્રે ઝંપલાવ્યું. કાર્યદક્ષતા, કુનેહ અને કાબેલિયતને કારણે સફળતા સાંપડવા માંડી, આજે તો એ વ્યવસાયક્ષેત્રે તેમની ભવ્ય નામના જામી છે. ગૂજરાતના આગેવાન વ્યાપારી તરીકે તેઓ મશહૂર થયા છે અને સુરત ઉપરાંત મુંબઇ તેમજ કરાંચીમાં તેમની શાખાઓ ચાલી રહી છે. સર્વત્ર એમની પેઢીએ પ્રભુત્વ પાથર્યું છે.

જાહેરજીવનમાં ઉચ્ચ આસનો દીપાવવા ઉપરાંત નાની મોટી જાહેર ગુપ્ત સખાવતો તેમને આંગણેથી સદા થતી જ રહે છે. માનવ-પ્રેમે ઉભરાતા એમના અંતરે અનેક રૂંધાયલા જીવનને નવપલ્લવિત બનાવવાની ચાહના કરી છે. સર્વ કોઇને સહાય, સહારા અને સહકાર સદાય તેમને આંગણેથી સાંપડતા જ રહે છે. ઉપરાંત 'રોટરી કલબ'ના ડીરેકટર છે. બોમ્બે પ્રોવિન્શયલ એગ્રિકલ્ચર કમિટી'ના પ્રતિનિધિ છે, સુરતની સંખ્યાબંધ સંસ્થાઓમાં તેઓશ્રી ઉચ્ચ સ્થાન ધરાવે છે. સુરતના એક આગેવાન શહેરી તરીકે શ્રી. ચૈતન્યલાલ ઠક્કરનું સ્થાન અતિ દ્રઢ છે.

સાત આઠ વર્ષ સુધી 'સુરત લોહાણા મહાજન'ના મંત્રી તરીકે, 'સુરત લોહાણા યુવકમંડળ'ના મંત્રી તરીકે ત્રણ વર્ષ સુધી અને 'સુરત લોહાણા સેવા મંડળ'ના ઉપપ્રમુખ તરીકે ત્રણ વર્ષથી સેવા બજાવતા આવ્યા છે. તેમજ 'શ્રી લોહાણા નિરાશ્રિત ફંડ'ના કાર્યવાહક સભ્ય છે.

ઇ. સ. ૧૯૩૮ ના એપ્રિલ મહિનામાં અખિલ ભારતવર્ષના કોટન વ્યાપારીઓના પ્રતિનિધિ તરીકે સાનફ્રાન્સિસકોમાં મળેલી વિશ્વ-કોટન વ્યાપારી પરિષદમાં તેમણે ભાગ લીધો હતો. એ ઉપરાંત સહકુટુંબ યુરોપ, અમેરિકા વગેરે દેશોનું પરિભ્રમણ કર્યું હતું.

અને એજ રીતે પતિને પગલે પગલે પ્રયાણ કરી શ્રીમતી વિદ્યાબ્હેન સુરતના મહીલા જાહેરજીવનમાં ઉચ્ચ સ્થાન ધરાવે છે.

# શ્રી. છગનલાલ ક. પારેખ

[ઝરીયા-બિહાર]

લોહાણા જ્ઞાતિના છૂપા રત્ન સમા પ્રખર કાર્યકર, અપ્રતિમ સેવાભાવી અને વિરલ જ્ઞાતિપ્રેમી શ્રી. છગનલાલ કરમશી પારેખની સેવાઓ નોંધવા બેસીએ તો પૃષ્ઠો ભરાય. એ નરરત્ને ઝરીયા કોલ્ડ ફીલ્ડની જનતામાં પ્યારૂં સ્થાન પ્રાપ્ત કર્યું છે. સૌને ઉપયોગી થઇ પડવાની વૃતિને કારણે સૌના માનિતા બન્યા છે. એમની સેવાપ્રવૃતિઓ સદા ધીખતી રહી છે. તેમનો જન્મ રાજકોટમાં સંવત ૧૯૫૧ માં થયો હતો. મેટ્રીક સુધી અભ્યાસ કર્યા પછી ઝરીયા આવી કોલસાની ખાણોના ક્ષેત્રે રૂ. ૨૫)ના પગારે ઝંપલાવી, ભાગીદારી અને તે પછી સ્વતંત્ર વ્યવસાયી બન્યા હતા. આજે પણ એ ક્ષેત્રે તેમની રૂડી નામના છે.

વર્ષોથી તેઓ જનસેવા બજાવે છે, જ્ઞાતિજાગૃતિ માટે હરદમ પ્રયાસ કરે છે, વર્ષો સુધી ઝરીયા લોહાણા મહાજન વગેરે સંસ્થાઓના મંત્રી તરીકે સેવા ઉઠાવી છે, તેમને હસ્તે કેટલાંય જ્ઞાતિપયોગી સત્કાર્યો થયા છે. કેટલાંય ફંડફાળાઓ તેમને હસ્તે સંતોષાયા છે, કેટલાય નિરાધાર જ્ઞાતિબંધુઓ અને વિદ્યાભિલાષી વિદ્યાર્થીઓ તેમને આંગણેથી નવજીવન પ્રાપ્ત કરી શકયા છે. તેમની એ છૂપી અખંડ સેવા શે વિસરાય !

શ્રી. છગનલાલભાઈ સમા નિરભિમાની, શાંત અને ધીખતી સેવા ભાવનાવાળા બહુ ઓછા સજજનો દૃષ્ટિએ ચડે છે, તેમનું વ્યક્તિત્વ અતિ નિરાળું છે.



# શ્રી. પુરૂષોત્તમદાસ દે. સોનપાળ

[ઝરીયા–બિહાર]

સ્વબળે સુંદર જીવનસાધના સાધી સેવાભાવે સદા ઉત્સુક રહેનારા શ્રી. પુરૂષોત્તમદાસ દેવશી સોનપાળનો જન્મ વતન હડીઆણા (જામનગર)માં સંવત ૧૯૪૬ ના શ્રાવણ શુદ ૬ ના દિને થયો હતો. વતનમાં જ ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી તેઓ કરાંચી જઇ મામૂલી પગારે નોકરીમાં જોડાયા. એ પછી સંવત ૧૯૬૫ માં જથ્થાબંધ કોલસાનો ધંધો શેઠ નરસિંહદાસભાઇની ભાગીદારીમાં શરૂ કરી, તેમાં ઉત્તરોત્તર પ્રગતિ સાધી સંવત ૧૯૭૫ માં કલકત્તામાં પેઢી સ્થાપી, સંવત ૧૯૮૫ થી કોલસાની ખાણ પણ ખરીદ કરી, આજે તેઓ ઝરીયામાં બે કોલસાની ખાણ ધરાવે છે.

તેમણે હડીઆણામાં રૂ. સાડાસાત હજારના ખર્ચે પિતાશ્રીને નામે હોસ્પિટલ બંધાવી છે. ઉપરાંત તેમની કુંપની તરફથી તો સદા નાની મોટી સખાવતો થતી જ રહે છે.

# શ્રી. ગોપાળજી કું. ઠક્કુર

[મુંબઇ]



જગતપર પૂર્ણ રીતે પંજો જમાવી બેઠેલા પરદેશી ચિકિત્સાશાસ્ત્રના આ જમાનામાં આર્યાવતના પ્રાચિન આયુર્વેદશાસ્ત્રની મહત્તા દાખવવા હરદમ પ્રયાસો કરનાર જાણીતા વૈદ્યરાજ શ્રી. ગોપાળજી કુંવરજી ઠક્કરે વૈદજગતમાં અનેરી પ્રતિષ્ઠા જમાવી છે. વૈદ્યકશાસ્ત્રના તેઓ ઉંડા અભ્યાસી અને વિદ્વાન લેખક પણ છે. એટલાજ સેવાભાવે સદા ઓતપ્રોત રહ્યા છે. કચ્છ મંગવાણામાં વ્યાપારી પિતા સ્વ. કુંવરજી પેરાજના ગૃહે તેમનો જન્મ ઈ. સ. ૧૮૯૮ માં થયો હતો. વતનમાં ગુજરાતી ચાર ધોરણના અભ્યાસ પછી તેમણે માંડવીમાં સંસ્કૃતભાષાનો ઉંડો અભ્યાસ કર્યો હતો. એ પછી ઈ. સ. ૧૯૧૪ માં મુંબઇ આવી સુપ્રસિદ્ધ વૈદશાસ્ત્રી જાદવજી ત્રિ. આચાર્ય પાસે વૈદ્યકવિદ્યામાં પારંગતતા પ્રાપ્ત કરી ઈ. સ. ૧૯૧૫ માં 'ભીષક'ની પદવી મેળવી. એ પછી પિતાના

અવસાનને કારણે 'વિશારદ'નો અભ્યાસ કર્યા છતાં પરીક્ષા આપી શકયા નહિ.

વૈદ્યકના વ્યવસાયમાં મુંબઇમાં ઝંપલાવ્યા પછી ઇ. સ. ૧૯૨૦ માં કરાંચીમાં અતિ નાના પાયાપર કારકિદીનો આરંભ કર્યો, ટુંકા સમયમાં સફળતા સાધી ઇ. સ. ૧૯૨૩ માં 'સિંધ આયુર્વેદિક ફાર્મસી'ની સ્થાપના કરી. આજે આ ફાર્મસી એક અગ્રગણ્ય ફાર્મસી બની છે. અને કરાંચીમાં વિશાળ કારખાના ઉપરાંત બે દુકાનો અને મુંબઇ તેમજ અમદાવાદમાં શાખાઓ ધરાવે છે.

વૈદ્યકશાસ્ત્રના બહોળા અને વિશાળ અભ્યાસ પછી ઇ. સ. ૧૯૨૦ થી વર્તમાનપત્રોમાં તેમની અભ્યાસપૂર્ણ લેખમાળાઓ શરૂ થઇ, ઇ. સ. ૧૯૨૩ માં 'આરોગ્ય સિંધુ' માસિકનો જન્મ આપ્યો. આજે પણ તે સુંદર રીતે ચાલે છે. એ ઉપરાંત ઇ. સ. ૧૯૨૪ માં 'વૈદ્યક ચિકિત્સા સાર' એ નામનો તેમનો પ્રથમ વૈદ્યકગ્રંથ પ્રસિદ્ધ થયો, વખણાયો. એ રીતે આજસુધીમાં તેમના લગભગ પચીસ જેટલા ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. તેમાંના કેટલાકની તો બબ્બે અને ત્રણ ત્રણ આવૃતિઓ પ્રસિદ્ધ થઇ ચૂકી છે.

ઉપરાંત કરાંચીના જ્ઞાતિજીવનમાં તેઓ કરાંચીના વસવાટ દરમ્યાન અગ્રભાગ લેતા. 'કચ્છી લોહાણા એસોસિએશન'ના પ્રમુખ તરીકે બે વર્ષ સુધી, લખપતિયા લોહાણા મહાજન'ની કારોબારીના સભ્ય તરીકે વર્ષો સુધી અને અન્ય સંસ્થાઓમાં તેમણે સેવા ઉઠાવી હતી. એજ રીતે મુંબઇમાં 'કચ્છ લોહાણા પાંચ તડા મહાજન'ની કારોબારી સમિતિમાં વર્ષોથી ચૂંટાતા આવે છે. કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળની કારોબારી સમિતિમાં પણ સેવા બજાવી હતી. એ ઉપરાંત ઇ. સ. ૧૯૩૦ થી ૩૫ ના વર્ષોમાં કરાંચીથી તેમણે "લોહાણા જીવન" નામનું માસિક ચલાવ્યું હતું.

વ્યવસાયક્ષેત્રે પણ સંખ્યાબંધ મંડળોના આગેવાન સભ્ય છે. 'ઓલ ઇન્ડીયા આયુર્વેદ મહામંડળ'ની કારોબારીના વર્ષોથી સભ્ય છે. ઇ. સ. ૧૯૩૦માં કરાંચીમાં મળેલા 'સિંધ પ્રાંતિય વૈદ સંમેલન' વખતે ભરાયલા આયુર્વેદ પ્રદર્શનના સેક્રેટરી તરીકે ઉમદા કાર્યશકિત દાખવી હતી.

શ્રી. ગોપાળજીભાઇ વિદ્વાન, અભ્યાસી, કુશળ વૈદ્ય અને માયાળુ, પ્રેમાળ એવા સેવાભાવી સજ્જન છે.

# સ્વ. શેઠ વિઠ્ઠલદાસ હ. માધવાણી



જીંજા (આફ્રિકા)ની સુપ્રસિદ્ધ વ્યાપારી સંસ્થા 'મેસર્સ વિઠ્ઠલદાસ હરિદાસ કું. લી.'ના સ્થાપક.

જન્મ ઇ. સ. ૧૮૭૫]　　　　[અવસાન: ૧૭–૬–૧૯૩૦



# સ્વ. શેઠ લાલજી ડુંગરશી



કચ્છી લોહાણા પાંચતડા મહાજનના પ્રમુખસ્થાને વર્ષો સુધી
સેવા અર્પનાર સખાવતી અને સેવાભાવી મહારથી.



# સ્વ. શેઠ જાદવજી ડુંગરશી



સ્વ. શેઠ લાલજી ડુંગરશીના લઘુબંધુ, પુરૂષાર્થી વ્યાપારી અને સેવાભાવી નરરત્ન. આજે તેમના સુપુત્ર શેઠ ગોરધનદાસ ઉજ્જવળ આશાઓ આપી રહ્યા છે.





સ્વ. શેઠ નારણજી જીવરાજ

સ્વબળે શ્રીમંતાઈ પ્રાપ્ત કરનાર

* પુરૂષાર્થી નરવીરો *

જેમની પાછળ હજારોની

સખાવત થઇ છે.



સ્વ. શેઠ મથુરાદાસ દેવરામ

# શ્રી. શેઠ હરિરામ જેઠાભાઈ

[મુંબઇ]



લોહાણા જ્ઞાતિની રત્નગર્ભા સમી સંસ્થા 'ઉચ્ચ કેળવણી બોર્ડિંગ' સાથે જેમનું નામ જોડાયું છે, તે સ્વ. શેઠ ભૂલચંદ મેઘજીના પુત્ર સ્વ. શેઠ જેઠાભાઇ ભૂલચંદના પુત્ર, તેઓ સેવાભાવી દિલ ધરાવે છે.



## —રતિલાલ માધવાણી—

### નાં આ પુસ્તકો આપે વાંચ્યા છે?

●

**મુંબઇ લોહાણા જ્ઞાતિ**
**—ગૌરવ ગ્રંથ—**

વર્તમાનપત્રો તેમજ વિવેચકોના મંતવ્યો-માંથી થોડાંકજ.

●

### : ગ્રંથ દીપી ઉઠયો છે :

વિવિધ વિભાગોના લોહાણા મહાજનોના ઇતિહાસ, તેની પ્રવૃતિ અને બંધારણ, લોહાણા જ્ઞાતિની વર્તમાન સ્થિતિ, લોહાણા યુવકોની પ્રવૃતિ, લોહાણાઓની જુદા જુદા રાજકિય, સામાજીક, વ્યાપારીક્ષેત્રોમાં પ્રગતિ વગેરેનો આ ગ્રંથમાં વિસ્તારપૂર્વક પરિચય કરાવવામાં આવેલો છે. મુંબઇમાં લોહાણા જ્ઞાતિ તરફથી થયેલી સખાવતો, લોહાણા જ્ઞાતિના ટ્રસ્ટો વગેરેનો પણ વિસ્તારથી પરિચય કરાવવામાં આવેલો છે. તે ઉપરાંત જ્ઞાતિ ઉન્નતિને લગતા જાણીતા લોહાણા લેખકોના કેટલાક લેખો, કાવ્યો વગેરેથી પણ આ ગ્રંથ સમૃદ્ધ બન્યો છે. લોહાણા બ્હેનોને પણ એમાં ભૂલવામાં આવી નથી. અનેક વ્યકિતઓનાં ચિત્રોથી તેમજ લેખસામગ્રીની ગોઠવણીથી ગ્રંથ દીપી ઉઠયો છે.

( 'જન્મભૂમિ' )

### : માત્ર ગૌરવગ્રંથ નહિ–એનસાઇકલોપીડીયા :

લોહાણા જ્ઞાતિનો ગૌરવગ્રંથ જે હાલમાં પ્રગટ થયો છે. એને માત્ર ગૌરવ ગ્રંથ નહિ કહીએ. પણ તેને બદલે ડીરેકટરી અથવા તો નાનકડી એનસાઇકલોપીડીયા કહીએ તો પણ

ચાલે. ભવિષ્યમાં તેઓએ આખા હિન્દને માટે લોહાણા એનસાઇક્લોપીડીયા બનાવવાનું સાહસ ઉપાડી લેવું જોઇએ. આ ગ્રંથમાં મુંબઇના લોહાણાઓની અનેકવિધ પ્રવૃતિઓનો ઇતિહાસ છે, એમાં લેખો છે, છબીઓ છે, આજને માટે અને આવતી કાલને માટે જાણવા જેવી ખબરો છે. ૨૨૦ પાનાના આ ગ્રંથમાં મહાજનસંસ્થાઓ, નિવાસગૃહો, છાત્રાલયો, દવાખાનાઓ, ટ્રસ્ટફંડો સેવાસંઘો, પત્રકારો, દિવાનો, તાલીમબાજો, તબીબો, ધારાશાસ્ત્રીઓ એ સર્વને સ્થાન આપવામાં આવ્યાં છે.

( સાંજવર્તમાન )

## એક ઉમદા રેફરન્સ બુક

ગ્રંથની ગોઠવણી આકર્ષક અને સુંદર છે. આ ગ્રંથ ચિરંજીવ બનશે. કારણકે તેમાં સંગ્રહેલી ઘણી હકીકત લગભગ નિપ્રાપ્ય જેવી છે. એટલે જાહેરજીવનમાં જ્યારે જ્યારે કંઇ reference કરવાની જરૂર પડશે, ત્યારે એનો ઉપયોગ કરવોજ જોઇશે. આવો ગ્રંથ બીજો નથી. ગ્રંથ તમારી સંપાદનકલાનાં પ્રતિક સમો હું ગણું છું. ગુજરાતનાં કોઇપણ પ્રસિદ્ધ સામયિકનાં સંપાદકની હરોળમાં ત્હમે આ ગ્રંથથી ઉભા રહી શકો છો.

બાવચંદ માવજી વડેરા
બી. એ. એલ. એલ. બી.

## ' મહાનગરી મુંબઇ '

[ મુંબઇ પરિચય અને સચિત્ર ગાઇડ ]

કીંમત ૦-૮-૦

### સિદ્ધિવંત સાંકળીયું

(૧) ઇતિહાસ (૨) ભૂગોળ (૩) મુખ્ય લત્તા (૪) શું નિહાળશો ? (૫) સહેલગાહના સ્થળો (૬) નજીકના ગીરીનગરો (૭) આજુ-બાજુની ઐતિહાસિક નગરીઓ (૮) પાણી પુરૂં પાડનારા તળાવો (૯) ફરવાનાં સ્થળો (૧૦) આનંદ માટેનાં સ્થળો-સાધનો (૧૧) વાહન વ્યહવાર (૧૨) પોષ્ટ ઓફીસો (૧૩) ટેલીફોન (૧૪) શહેરી-સગવડતાઓ (૧૫) બંદર વિભાગ (૧૬) ગવર્મેન્ટ ઓફીસો (૧૭) ઉદ્યોગ અને વ્યાપારી બજારો (૧૮) લોજો અને ઉપહાર-ગૃહો (૧૯) અગ્રગણ્ય ફીલ્મ સંસ્થાએ (૨૦) વ્યાપારી સંસ્થાઓ.

● વિવેચકોએ વખાણ્યું છે, અખબારોએ આવકાર્યું છે, ●

● પ્રવાસીઓએ પ્રશંસા કરી છે, મુંબઇગરા- ●

● ઓએ પણ ઘણું નવું જાણ્યું છે. ●



✱ 'મહાનગરી મુંબઇ' એટલે 'મુંબઇ'નો ભોમિયો ✱

* * * * * * * * * * * * * * * * * * * * * *

# શ્રી. શેઠ ગિરધરભાઈ હરજી

[પોરબંદર]



સૌરાષ્ટ્રને સાગરકાંઠે સંસ્કારનગરી સુદામાપુરીને આંગણે આજે જે સેવામહારથીઓનું જુથ જામ્યું છે. તેમાં શેઠશ્રી ગિરધરભાઇ હરજી અતિ ઉન્નત આસન પામ્યા છે. પોરબંદરની જ્ઞાતિપ્રવૃત્તિઓમાં તેમનું સ્થાન અગ્રભાગે રહ્યું છે અને રાજહ્રદયે તેમજ લોકહૈયે પણ તેમનું આસન સદા ગૌરવભર્યું બન્યું છે, વ્યાપારક્ષેત્રની વિવિધ જંજાળો વચ્ચેય આ કાબેલ પુરૂષે જનસેવાનો નાદ સદા ઉત્કટ રાખ્યો છે.

પોરબંદર પંથકના ખાંભોદર ગામમાં તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૯ની સાલમાં નવેંબર મહિનાની તેરમી તારીખે થયેલો. વતનમાંજ ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી ઇ. સ. ૧૮૯૬માં રાજ્યની નોકરીમાં જોડાયા હતા. શરૂઆત ઑડીટરખાતાથી કરી છેવટ રેવન્યુખાતામાં 'ટપેદાર'ના હોદ્દે પહોંચી ઇ. સ. ૧૯૧૭માં તેમણે નોકરી છોડી.

વર્ષો સુધી રાજદ્વારે કારકિર્દી અર્પ્યા પછી તેમણે વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું. અને શેઠ વિઠલદાસ ભાણજીની ભાગીદારીમાં પોરબંદરની આજની મશહૂર અને પ્રતિષ્ઠિત 'વિઠલદાસ ભાણજી'ની પેઢીની સ્થાપના કરી. આજે શ્રી. ગિરધરલાલભાઈ પોરબંદરના એક અગ્રેસર વ્યાપારી બન્યા છે. વ્યાપાર–સંગ્રામમાં તેમણે દાખવેલી બુદ્ધિમત્તા અને કુશળતા તેમને વ્યાપારવીર કહેવાને યોગ્ય નીવડી છે.

છેક નોકરીકાળથી તેમના દિલમાં ઝગમગતા સેવાભાવની ઝાંખી થઇ હતી. પોરબંદર લોહાણા મહાજન કમિટીમાં ત્રીસ ત્રીસ વર્ષની તેમની સેવાઓ નોંધાઇ ચૂકી છે. છેલ્લા પચીસ વર્ષથી એકધારી રીતે અવિરતપણે તેઓ મંત્રીપદનો જોખમદારીભર્યો કાંટાળો બોજો ઉઠાવી રહ્યા છે. લોહાણા બોર્ડિંગમાં તેમજ બાળાશ્રમમાં સ્થાપના કાળથી જ તેમની સેવા સાંપડી છે. ઓડીટર તરીકે તેમની અર્થશાસ્ત્રીયતા તેમણે દાખવી છે. અને ટ્રસ્ટી તરીકે તેમની મુત્સદ્દીગીરીનો લાભ સાંપડયો છે. પોરબંદર લોહાણા લાયબ્રેરીની કાર્યવાહક સમિતિના વર્ષોથી સભ્ય છે.

પોરબંદર મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે છેલ્લા આઠ વર્ષથી સતત સેવા ઉઠાવતા આવ્યા છે. છેલ્લા સાત વર્ષનું તેમનું ચેરમેન-પદ અતિ ઉજ્જવળ છે. ચેરમેન તરીકે તેઓ મ્યુનિસિપાટીના નાનામાં નાના કાર્યથી માંડી દરેક કાર્યમાં અંગત દેખરેખ રાખે છે. લોકોની સુખશાંતિ સદાકાળ તેમને હૈયે વસેલી છે. પ્રજાને મળેલા હક્કોનો તેમણે સુંદર ઉપયોગ કર્યો છે. તેમના અમલકાળમાં પોરબંદરમાં થયેલા અનેક અગત્યના સુધારાવધારા પાછળ તેમનો ભારે પુરૂષાર્થ પડયો છે. ઇ. સ. ૧૯૩૬માં પોરબંદર સ્ટેટે તેમને ઓનરરી મેજીસ્ટ્રેટપદે સ્થાપ્યા છે, અને તેની બેંચના વાઇસચેરમેન ચૂંટયા છે. પોરબંદર મરચન્ટસ, એસોસિએશનના ચેરમેન તરીકેની તેમની પાંચ વર્ષની કારકિર્દી અતિ ઉજ્જવળ છે. સર્વત્ર તેમની બુદ્ધિપ્રભા ખીલી નીકળી છે. અને તેમની બાહોશી તેમજ મુત્સદ્દીગીરીનો લાભ જનતાજનાર્દનના કદમોમાં ધરાયો છે.

આવા આ મહારથી આજની બુઝર્ગ વયે પણ નવજવાનોની અદાથી હરદિનની હરપળ વિવિધ ક્ષેત્રની કિંમતી જવાબદારીઓ વહન કરતાં જીંદગાનીને ઉજ્જવળતા અર્પી રહ્યા છે.

# શ્રી. બાવચંદ મા. વડેરા

———[ અમરેલી ]———



સ્વતંત્ર વિચારસરણી અને વિશદ્ વિદ્વતાથી ગુજરાતી સાહિત્યજગતમાં સમાજશાસ્ત્રી તરીકે સુનામના જમાવનાર અમરેલીના જ્ઞાતિભક્ત વિરલ કાર્યકર અને કુશળ ધારાશાસ્ત્રી શ્રી. બાવચંદ માવજી વડેરાએ જીવનને તેજસ્વી રંગોએ રંગ્યું છે. અમરેલીના જાણીતા વકીલ અને સમાજસેવક શ્રી. માવજી કલ્યાણજી વડેરાના આ એકના એક સુપુત્રનો જન્મ ઇ. સ. ૧૯૦૬ ના ફેબ્રુઆરી માસની ૨૬ તારીખે થયો હતો. વિદ્યાર્થીજીવન અનેક વિશિષ્ટતાઓથી ઓપતું હતું. વિદ્યાભ્યાસે ઉજ્જવળ આ વિદ્યાર્થીમાં અજબ આગેકદમી, વિરલ પ્રગતિપ્રિયતા, સતેજ સેવાભાવ અને અપ્રતિમ સાહિત્યભક્તિ દૃષ્ટિગોચર થતી હતી. મિત્રમંડળોના સંચાલક તરીકે અને 'ગૂર્જર' હસ્તલિખિત સામયિકના કુશળ તેમજ નવદૃષ્ટા તંત્રી તરીકે અતિ ઉછરતી વયે જાહેરજીવન અને સાહિત્ય—સાધનાનો દીપક

પ્રકટાવ્યો હતો. અઢાર વર્ષની વયથી 'ધનંજય'ના તખલ્લુસ તળે તેમની કલમ જ્ઞાતિપત્ર 'લોહાણા હિતેચ્છુ'માં ઝળકવા માંડી હતી. આ તરૂણ 'ધનંજયે' છોડેલાં શબ્દશરોએ કંઇક કાળજાં વિંધાતા, ક્રાંતિકારી અને જલદ વિચારધારાએ ધરતીકંપ પેદા થતો.

આવી આશાભરી ઉજ્જવળતા આલેખી શ્રી. બાવચંદભાઇ અમરેલી હાઇસ્કૂલ દ્વારા મેટ્રિક પસાર કરી ભાવનગર સામળદાસ કોલેજદ્વારા ગ્રેજ્યુએટ થયા. મુંબઇ આવી ઈ. સ. ૧૯૩૨માં 'શેઠ ના. ઈ. તથા ભૂ, મે. લોહાણા બોર્ડિંગ'ના છાત્ર તરીકે એલ. એલ. બી. થયા. સોલિસિટર થવાની મહત્વાકાંક્ષા ધરાવતા હતા, પણ વૃદ્ધ પિતાને એકના એક લાડીલા પુત્રને અળગા રાખવાનું રૂચ્યું નહિ, પરિણામે ઉછળતી આશા સમા યુવાન શ્રી. બાવચંદભાઇ અમરેલી આવ્યા. પિતાએ વકીલાતનો વારસો સોંપ્યો. ઈ. સ. ૧૯૩૨ના ઓગષ્ટ માસથી અમરેલીની કોર્ટોના વકીલ તરીકે કારકિર્દીનું મંગળાચરણ કર્યું. અગાધ બુદ્ધિપ્રતિભા, કુશળ કાર્યદક્ષતા, શીતળ સ્વભાવ અને હરકોઇને ઉપયોગી થઇ પડવાની વૃતિને કારણે ટુંક સમયમાં તેમણે અદ્દભૂત સુવાસ પ્રસરાવી. એક કુશળ વકીલ તરીકે તેમની નામના જામવા માંડી. આજે આઠ વર્ષના કાળ પછી તો અમરેલીના પ્રથમ કક્ષાના વકીલોમાં શ્રી. વડેરાનું ઉજ્જવળ સ્થાન દ્રઢ થયું છે. એક બાહોશ અને પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રી તરીકે અમરેલી પ્રાંતમાં તેમની કીર્તિ પ્રસરી ગઇ છે.

ધીખતી વકીલાત છતાં તેમનો સેવાભાવ જરાય ઓસર્યો નથી. છેક વિદ્યાર્થીજીવનથી જાગેલો સેવાભાવ મુંબઇના મહાક્ષેત્રે વધુ ખીલ્યો હતો. ઉચ્ચ કેળવણી છાત્રાલયના આગેવાન છાત્ર તરીકે 'સ્નાતકમંડળ'ની પ્રવૃતિમાં હરદમ હિસ્સો આપતા, 'લોહાણા યુવક સંમેલન'ની સફળતામાં પણ તેમનો ફાળો નોંધાયો હતો. કેટલીક સમિતિઓમાં જવાબદારીભરી ઝળકતી કારકિર્દી અર્પી હતી. ઠરાવોના પ્રચાર માટે કાઠિયાવાડમાં ફરેલા ડેપ્યુટેશનમાં પણ સામેલ હતા. ઈ. સ. ૧૯૩૨માં છ મહિના સુધી છાત્રાલયના 'માનદ્ ગૃહપતિ' તરીકે સેવા બજાવી હતી.

અમરેલીના વસવાટ પછી જ્ઞાતિની જુદી જુદી સંસ્થાઓને અને પ્રવૃતિને નેપથ્થમાંથી તેમની સેવાઓ હંમેશા સાંપડતી, પરંતુ તેમની વિરલ શકિતનો વધુ લાભ ઉઠાવવાની ઇચ્છાએ અમરેલી લોહાણા બોર્ડિંગની વ્યવસ્થાપક સમિતિએ ઈ. સ. ૧૯૩૯થી મંત્રીપદનો બોજો તેમના પર નાંખ્યો. નવી દૃષ્ટિ, ઉત્કટ સેવાભાવ, અનોખી કાર્યપદ્ધતિને કારણે તેમના મંત્રીપદમાં સંસ્થાએ નવું જીવન પ્રાપ્ત કર્યું છે, સ્વપ્નદર્શી સેવાવીરે સંસ્થાની શિકલ પલટી નાંખી છે. અને એજ રીતે 'લક્ષ્મીબાઇ સ્ત્રી હુન્નર ઉદ્યોગ-શાળા'નું મંત્રીપદ તેમને સાંપડયું. બન્ને સંસ્થાઓ એમના સ્પર્શે વધુ ઉજ્જવળ બની છે.

અનેરી સિદ્ધિઓના સાધક શ્રી. બાવચંદભાઇએ આજે ગુજરાતી સાહિત્યક્ષેત્રે જમાવેલી પ્રતિષ્ઠા ગૌરવ ઉપજાવે એવી છે. આટલી નાની વયે ધર્મ, તત્વજ્ઞાન અને સમાજશાસ્ત્રનો તેમણે ઉંડો અભ્યાસ કર્યો છે. અને અનોખી અવલોકનશકિતથી તેને નવા તોલમાપે માપ્યાં છે. સેંકડોની સંખ્યામાં સામયિકોના અગ્ર-ભાગે પ્રસિદ્ધ થયેલાં તેમના વિદ્વતાપૂર્ણ લેખોએ સામાજીક વિપ્લવની થંડી ચિનગારીઓ ચાંપી છે. વિચારકોની ચર્ચાનાં વિષય બનીને એ લેખોએ શ્રી. બાવચંદભાઇને મહાન સમાજશાસ્ત્રી તરીકે જાહેર કર્યા છે. ઇ. સ. ૧૯૩૫માં તેમનું એક પુસ્તક 'સામાજીક ક્રાંતિ' પ્રસિદ્ધ થયું છે. તે બુદ્ધિમાન વાંચકોની, વિચારકોની અને વિવેચકોની એરણ પર ચડીને અદ્દભૂત પ્રશંસા પામ્યું છે. તેમની આટલી વિરલ સાહિત્યસેવાને કારણે ઇ. સ. ૧૯૩૩–૩૪માં લાઠીમાં મળેલા 'ગુજરાતી સાહિત્ય પરિષદ્દના અગિ-યારમા અધિવેશનના સહમંત્રી તરીકે ચૂંટણી થઇ હતી. અને એજ રીતે નિબંધ સમિતિના મંત્રી તરીકે પણ તેમણે ઉજ્જવળ સેવા ઉઠાવી હતી.

કહેવું જોઈએ કે શ્રી. બાવચંદભાઇ વડેરા જેવા નવદૃષ્ટા સાહિ-ત્યકાર આલમના કોઈ આઝાદ મુલ્કમાં તો કીર્તિને ટોચે પહોંચી શકયા હોત, પણ કમનસીબ ભારતવર્ષમાં કેટલાંય રત્નો અંધારે અટવાઇ રહેતા હશે!

# શ્રી. શેઠ છગનલાલ રતનજી

[વેરાવળ]

વેરાવળ લોહાણા જ્ઞાતિના અગ્રગણ્ય મોવડી શેઠ છગનલાલ રતનજી સોરઠ પ્રદેશના જાણીતા સેવાભાવી અને કુશળ કાર્યકર છે. તેમનો જન્મ સંવત ૧૯૩૫ ના અશાડ શુદ ૨ ના દિને કુટુંબના અસલ વતન ઘેડ પ્રદેશના 'જમરા' ગામમાં પિતાશ્રી રતનજી હરિભાઇને ગૃહે થયો હતો. ચાર ગુજરાતી અભ્યાસ કર્યા પછી સંવત ૧૯૫૩માં અઢાર વર્ષની વયે પિતાશ્રીના ચાલુ વ્યાપારમાં જોડાયા હતા. સંવત ૧૯૭૬માં પોરબંદર જઈ એક જીનિંગ ફેક્ટરી શરૂ કરી, તેમાં સફળતા મળી. એટલે સંવત ૧૯૭૯માં વેરાવળમાં પણ બીજી ફેક્ટરી સ્થાપી. અને ૧૯૯૦માં ગીરપ્રદેશમાં ધાવા ગામે એક ત્રીજી જીનિંગ ફેક્ટરીનાં મંડાણ માંડયા. સંવત ૧૯૯૪થી વેરાવળમાં 'કૃષ્ણ કોટન પ્રેસ' પણ તેઓ ચલાવી રહ્યા છે. ઉપરાંત પોરબંદર તેમજ વેરાવળમાં તેમની કમિશન એજન્ટ તરીકેની પેઢીઓ ચાલી રહી છે. ખંત અને ઉદ્યોગે અદ્‌ભૂત વિકાસ સાધ્યો છે.

એવોજ વિરલ એમનો સેવાભાવ છે. સંવત ૧૯૮૯થી 'વેરાવળ લોહાણા મહાજનના પ્રમુખ તરીકે તેમની ચૂંટણી થયા પછી બીજેજ વર્ષે તેમના પ્રયત્ને વેરાવળ લોહાણા બોર્ડિંગની સ્થાપના થઇ. પ્રમુખ તરીકે તેમણે ભારે પરિશ્રમે બોર્ડિંગની પ્રગતિ સાધી છે. હાલમાંજ ભવ્ય દબદબાથી ખુલ્લું મૂકાયલું તેનું આલીશાન મકાન શેઠ છગનલાલભાઇની સેવાવૃતિનું પ્રતિક કહી શકીએ. ઉપરાંત વેરાવળ મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે, વેરાવળ પાંજરાપોળ સમિતિના સભ્ય તરીકે, વેરાવળ 'પૃષ્ટી સમ્પ્રદાય સેવામંડળ'ના પ્રમુખ તરીકે તેઓ હરદમ સેવા ઉઠાવતા રહ્યા છે. તેમના સુપુત્ર શ્રી. ગોકુળદાસભાઇ પણ પિતાને પગલે જ્ઞાતિસેવા બજાવતા રહ્યા છે.

# શ્રી. શેઠ મથુરાદાસ ર. ચોલેરા

[ વિસાવદર ]





વર્ષોથી એકધારી રીતે અવિરતપણે કોઇપણ પ્રકારના આડંબર રહિત મૂંગી સેવા બજાવી સોરઠી ઘીના મહાન વ્યાપારી શ્રી. મથુરાદાસ રણછોડદાસ ચોલેરાએ જીંદગાનીને ઉજ્જવળતા અર્પી છે. કુદરતે સમૃદ્ધિ બક્ષી છે; છતાં સાદાઈ, સજ્જનતા, સરળતા અને સેવાભાવે જીવનને રંગી દેનાર આ શાંત સેવાભાવીએ સેવામાં સદા ફરજ નિહાળી છે. તેમના પિતાશ્રી સ્વ. રણછોડદાસ કાનજી અતિ નામાંકિત સેવાભાવી હતા. ગુજરાતી પાંચ છ ધોરણના અભ્યાસ છતાં તબીબીશાસ્ત્રના ઉંડા અને બહોળા અનુભવને કારણે જુનાગઢ સ્ટેટના એક ડૉકટર તરીકે ઉજ્જવળ કારકિર્દી ધરાવતા હતા. ચાલીસચાલીસ વર્ષ સુધી તેમણે ડૉકટર તરીકે આકરી જવાબદારીઓ ઉઠાવી સફળતા સાધી હતી. આવા બાહોશ પિતાને ત્યાં શ્રી. મથુરાદાસભાઇનો જન્મ સંવત ૧૯૪૧માં થયો હતો.

સંસ્કારી પિતાની છાંયા તળે ઉછરીને તેમણે બાળજીવન ઉજ્જવળ બનાવ્યું હતું. છેક મેટ્રિક સુધીના અભ્યાસે પહોંચીને સંવત ૧૯૫૬માં વિસાવદરમાં જ અનાજ ઘીના વ્યાપારે ઝંપલાવ્યું.

નાના ક્ષેત્રમાં રોકાતી શક્તિ તેમના પ્રગતિપ્રેમી દિલને યોગ્ય ન લાગી. અને એક મિત્ર શેઠ જાદવજી નાગજીની ભાગીદારીમાં 'મથુરાદાસ જાદવજી'ને નામે સંયુક્ત ઘીનો વ્યાપાર શરૂ કર્યો. ટુંક સમયમાં આ કંપનીની પ્રતિષ્ઠા ચોતરફ જામી ગઇ. સંવત ૧૯૭૯માં મુંબઇમાં શાખા શરૂ કરવામાં આવી, સંવત ૧૯૮૪માં વેરાવળમાં પણ શાખા સ્થાપી અને દેશદેશાવરો સાથે અતિ બહોળા પ્રમાણમાં ઘીનો વ્યાપાર શરૂ કર્યો. આજે તો ઘીના વ્યાપારે 'મ. જા.' માર્કો અતિ સિદ્ધિશાળી બન્યો છે. છેક આફ્રિકાના ખૂણેખૂણામાં અને સિંગાપુર, કોલંબો, મોરિશ્યસ વગેરે દૂર સુદૂરના પ્રદેશોમાં આજે 'મથુરાદાસ જાદવજી'ની કુંની ઉજ્જવળ નામના ઉન્નત સ્વરૂપે જામી છે.

બહોળા વ્યાપાર છતાં શેઠ મથુરાદાસભાઇ સેવાક્ષેત્રે સદા ઘૂમતા રહ્યા છે. તેમને હાથે થતી મૂંગી છતાં સંગીન સેવાઓ કિંમતી છે. વિસાવદરની ઘણી સંસ્થાઓના સ્થાપક અને કાર્યવાહક તરીકે તેમની સેવાભાવનાનો પરિચય મળી રહે છે. સંવત ૧૯૭૫થી વિસાવદર ગૌરક્ષણ પાંજરાપોળ'ના સેક્રેટરી તરીકે, વીસાવદર લોહાણા મહાજનના પ્રમુખ તરીકે ઉપરાંત વેરાવળ લોહાણા બોર્ડિંગના ટ્રસ્ટી તરીકે પ્રસંગે પ્રસંગે તેમણે બજાવેલી સેવા કિંમતી છે. તેમના મોવડીકાળમાં તેમના પરિબળે સંવત ૧૯૯૪માં વિસાવદરમાં આલીશાન 'મહાજનવાડી'નું સર્જન થયું છે, પાંજરાપોળ વિકાસ પામતી રહી છે, ગામને પાદર તન, મન, ધનના ઉમદા ભોગે તેમણે 'ધર્મશાળા' પણ સ્થાપન કરાવી છે, હવેલીના મકાન પાછળ પણ તેમના પરિશ્રમ દષ્ટિએ ચડે છે. ઉપરાંત પ્રસંગે પ્રસંગે દુષ્કાળો વેળાએ અને જનદુ:ખના દિવસોએ તેમણે ખડે પગે સેવા બજાવી છે.

ઉન્નત સેવાભાવ, જનહિતની ઉંડી દ્રષ્ટિ અને સૌને ઉપયોગી થઇ પડવાની તમન્નાને કારણે વિસાવદરના જીવનમાં શ્રી. શેઠ મથુરાદાસભાઈનું સ્થાન અતિશય ગૌરવશાળી છે.

——:o:——

# ડૉ૦ છગનલાલ ડી. ઠક્કર

[વડોદરા]



વડોદરાના સુપ્રસિદ્ધ અને સેવાભાવી ડૉકટર શ્રી. છગનલાલ દલસુખરામ ઠક્કર સ્વબળે અને સેવાભાવનાએ જીવનને ઉજ્જ્વળતા અર્પી શકયા છે. તેમનો જન્મ સંવત ૧૯૫૩ના વૈશાખ શુદ ૪ ના દિને થયો હતો. પિતા દલસુખરામ રણછોડદાસ વડોદરામાં વકીલાત કરતા. તેમના ત્રણ પુત્રોમાં સૌથી નાના શ્રી. છગનલાલભાઇએ લાડકોડમાં બાળવયનું પ્રભાત વિતાવ્યું. પરંતુ કુદરત રૂઠી, માત્ર ચાર વર્ષની વયે પિતાનું અવસાન થયું. મોટાભાઇએ કુટુંબનો બોજો ઉઠાવ્યો.

અનેકવિધ મુશ્કેલીઓ વચ્ચે વિદ્યાર્થીજીવન ગાળી મેટ્રિક થયા પછી મુંબઈ જઇ 'શેઠ ના. ધ. તથા ભૂ. મે. લોહાણા બોર્ડિંગ'માં જોડાયા. સ્કોલરશિપ પ્રાપ્ત કરી. અને અભ્યાસ વધાર્યો. મેડીકલ કોલેજમાં જોડાઈ ઇ. સ. ૧૯૨૨માં એમ. બી. બી. એસ. થયા. એ દરમ્યાન મોટાભાઈનું પણ અવસાન થતાં ભારે સંકટ

વેઠવાં પડયાં. ડોક્ટર બન્યા પછી તેમણે વડોદરાની જનરલ હોસ્પિટલમાં અને એક ખાનગી દવાખાનામાં અનુભવ પ્રાપ્ત કરી સ્વતંત્ર પ્રેક્ટીસ શરૂ કરી. બાહોશીને કારણે ટુંક સમયમાં કુશળ તબીબ તરીકે પંકાઇ ગયા. આજે વડોદરાના અગ્રગણ્ય ડોકટરોમાં તેમની ગણના થાય છે.

ડૉ. છગનલાલભાઈનું દિલ વિરલ સેવાભાવે સદા છલકાયલું રહ્યું છે. વર્ષોથી તેઓ જાહેરસંસ્થાઓ અને દેવમંદિરોમાં વગર લવાજમે સેવા ઉઠાવી રહ્યા છે. વડોદરાની કેટલીક આગેવાન સંસ્થાઓની કારોબારી સમિતિઓમાં સેવાભાવને પરિણામેજ સ્થાન પામ્યા છે. રેડક્રોસ સોસાયટી, ચીમનાબાઇ બાળરક્ષણ સંસ્થા, ફ-તેસિંહ અનાથાશ્રમ, આર્યકન્યા વિદ્યાલય અને મદ્રેસાઓમાં તેમની સેવાઓ હરહંમેશ હરકોઇ પળે મળતી રહી છે. જ્ઞાતિ પ્રત્યેનો તેમનો પ્રેમ પણ અગાધ છે. જ્ઞાતિજનો પાસેથી વિઝિટ ફી લેતા નથી. ઇ. સ. ૧૯૩૧–૩૨માં 'લોહાણા યુવક મંડળ'ની સ્થાપના તેમના હસ્તે થઇ હતી. તેના સેક્રેટરી તરીકે સંસ્થાનું જીવન ધન્ય બનાવવા અથાક પરિશ્રમ ડોકટરસાહેબે ઉઠાવ્યો હતો. કેટલાક ખળભળાટ મચાવનાર ક્રાંતિકારી ઠરાવો પણ આ સંસ્થાએ કર્યાં હતા, પ્રસંગ આવ્યે પોતાને આંગણેથી તેને ભારે વિરોધની લાગણીઓ વચ્ચે પણ અમલમાં મૂકયા હતા. એ વસ્તુ તેમની વિરલ સિદ્ધાંતભક્તિ દાખવી રહી છે.

આજે શ્રી. છગનલાલભાઈ વડોદરા મહીરેવા લોહાણા બોર્ડિંગના સેક્રેટરી તરીકે છેલ્લા સોળ વર્ષથી ઉજ્જવળ સેવા બજાવી રહ્યા છે.

——:o:——

# શ્રી. ગોકુળદાસ ક. પુજારા

[ મુંબઇ ]



અંતરમાં વસેલા ઉજ્જવળ સેવાભાવને કારણે શ્રી. ગોકુળદાસ કલ્યાણજી પૂજારા સદા મૂંગા અને રચનાત્મક સેવા-કાર્યોમાં જ રચ્યાપચ્યા રહ્યા છે. સ્વાશ્રયે ઘડાયલું એમનું ઉજળું જીવન સેવાભાવે વધુ ઉજળું બન્યું છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૯૫માં થયો હતો. પિતા સ્વ. કલ્યાણજી રતનજી વતન ધોલેરામાં શિક્ષક હતા. બાળક ગોકુળદાસભાઇની માત્ર સાત વર્ષની વયે એમણે આ ફાની દુનિયાની વિદાય લીધી. મોટાભાઇ સ્વ. વલ્લભજીભાઇની શીતળ છાયા તળે બાળપણ વિતાવી, ઉજ્જવળ વિદ્યાર્થીજીવન ગાળી ભાવનગર લોહાણા બોર્ડિંગના એક છાત્ર તરીકે ઇ. સ. ૧૯૧૪માં મેટ્રિક થયા. વધુ અભ્યાસની ઈચ્છાએ મુંબઇ આવી 'શેઠ ના. ઈ. તથા ભૂ. મે. લોહાણા બોર્ડિંગ'માં વસી ઈ. સ. ૧૯૧૯માં શ્રી. ગોકુળદાસભાઇ બી. એ. થયા.

એ પછી તેમણે મુંબઈની જાણીતી લોહાણા કોટન કંપની 'ખીમજી વિશ્રામ'ની પેઢીમાં સ્થાન પ્રાપ્ત કર્યું. છેક ૧૯૩૦ સુધી એ એકજ સ્થળની તેમની કારકિર્દી અતિ ઉજ્જવળ નિવડી હતી. પરંતુ શ્રી. ગોકુળદાસભાઇના મહત્વાકાંક્ષી દિલે નોકરીના કૂંડાળામાંજ સપડાઇ રહેવાનું ચાહ્યું નહિ, ઈ. સ. ૧૯૨૮થીજ નોકરીની ફરજો બજાવવા ઉપરાંત ઉંઘ કે આરામની પળો ચોરી લઈ શ્રી. હરિદાસ કોટક સાથે કેમિકલ ક્ષેત્રે ચંચૂપાત કરવા માંડયો હતો. પૂરા ઉદ્યોગ અને ખંતને પરિણામે તેમાં ભવ્ય સફળતા મળતાં ઈ. સ. ૧૯૩૦થી તેમણે એ ક્ષેત્રમાં પૂર્ણ રીતે ઝંપલાવ્યું છે.

અતિ નાના પાયા પર જન્મ પામેલો એ વ્યવસાય આજે અજબ અદાએ ફાલ્યોફૂલ્યો છે. 'સીમ્પલેક્ષ ઓઈલ પેન્ટ કું' ઉપરાંત તેઓ આજે' સીમ્પલેક્ષ કેમિકલ કું અને સિકંદ્રાબાદની 'નિઝામ ટ્રેડિંગ કું' ના ભાગીદાર તરીકે એ ઉદ્યોગને ક્ષેત્રે કિંમતી કાર્યદક્ષતા દાખવી રહ્યા છે. તેમના ખંતીલા અને મહેનતુ તેમજ પ્રમાણિક અને સ્વચ્છ દિલે તેમને પૂરી સફળતા સાંપડી છે.

તેમનું જાહેરજીવન ઇ. સ. ૧૯૨૬માં 'સ્નાતક મંડળ'ના-એક ઉત્સાહી સભ્ય તરીકે શરૂ થયું. એ કીર્તિવંત સંસ્થાના ખજાનચી તરીકે પણ સેવા ઉઠાવી હતી. ઉચ્ચ કેળવણી બોર્ડિંગના 'ઋણ નિવારણ ફંડ'ની યોજનાની સફળતામાં અગત્યનો ફાળો આપ્યો હતો. ઇ. સ. ૧૯૩૧ થી બોર્ડિંગની કાર્યવાહી સમિતિના સભ્ય છે અને ઈ. સ. ૧૯૩૭ થી તેના સેક્રેટરી તરીકે સેવા ઉઠાવતા આવ્યા છે. ઉપરાંત 'કાનબાઇ કન્યાશાળા'ની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે પણ છેલ્લા નવ વર્ષની તેમની ઝળકતી કારકિર્દી છે, ઇ. સ. ૧૯૩૬ થી તેના સેક્રેટરીપદની જવાબદારી તેમને શિરે આવી છે. ટ્રસ્ટી પણ ચૂંટાયા છે. એજ રીતે ઇ. સ. ૧૯૩૦ થી ૩૬ સુધી 'ઘોઘારી લોહાણા મહાજન'ના સભ્ય તરીકે, ઈ. સ. ૧૯૩૧ માં 'લોહાણા યુવક સંમેલન'ના ખજાનચી તરીકે, અને ૧૯૩૮ થી 'અનાતવાળા અને' સુખડવાળા લોહાણા બાળાશ્રમ'ની કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે તેમની સેવાઓ યાદગાર છે.

# શ્રી. હરિદાસ ગો. કોટક

[મુંબઇ]



અદ્‌ભૂત જ્ઞાતિપ્રેમના પરિણામે જેમના જીવનમાં સેવાભાવની ઉજ્જવળતા જામી છે. એવા કર્તવ્યપરાયણ શ્રી. હરિદાસ ગોકુળદાસ કોટકનો જન્મ ઇ. સ. ૧૯૦૪ના જાન્યુઆરી માસની ત્રીજી તારીખે ગોંડળ તાબેના વતન કોલીથડમાં સેવાભાવી, ધર્મનિષ્ઠ અને સત્યચાહક જમીનદાર પિતા ગોકુળદાસ ભગવાનજીના ગૃહે થયો હતો. પ્રાથમિક અભ્યાસ કોળીથડમાં કરીને રાજકોટ બોર્ડિંગમાં વસી અંગ્રેજી સાત ધોરણ ઉજ્જવળ કારકિર્દીથી પૂરા કરી ઇ. સ. ૧૯૨૪માં મેટ્રિક થયા હતા.

એ પછી મુંબઇ આવ્યા. 'શેઠ ના. ઇ. તથા મૂ. મે. લોહાણા બોર્ડિંગ'ના એક આશાદાયી છાત્ર તરીકે ઈ. સ. ૧૯૨૮માં બી. એ. થયા. તરતજ 'ભરડા હાઈસ્કૂલ'માં શિક્ષકજીવનનાં મંડાણ માંડયા. એલ. એલ. બી. નો અભ્યાસક્રમ શરૂ કર્યો, પણ આદર્યાં અધૂરાં જ રહ્યાં. શિક્ષક તરીકે ઉજળી કારકિર્દી જમાવીને સતત પરિશ્રમથી

ઉજ્જવળ સફળતા સાધી હતી. ઈ. સ. ૧૯૨૮ના એ કાળથી જ તેમની સતત ઉદ્યોગી મગજશકિતએ કેમિકલ ક્ષેત્રમાં ઝંપલાવ્યું. જાતમહેનત કરીને એક નાનકડી ઓરડીમાં સ્થાપેલું એ ઉદ્યોગાલય આજે અતિશય ફાલ્યુંપુલ્યું છે. દેશપરદેશમાં પોતાના બાહુપાશ જમાવી બેઠું છે. સીમ્પલેક્ષ ઑઈલ પેન્ટ કું. ઉપરાંત 'સીમ્પલેક્ષ કેમિકલ કું. અને સીકંદ્રાબાદમાં 'નિઝામ ટ્રેડિંગ એજન્સી, વગેરે ફર્મોના સ્થાપક અને સંચાલક તરીકે કીર્તિવંત કાર્યદક્ષતા દાખવી રહ્યા છે. વ્યવસાયને જાદુઈ ગતિએ જામતો નિહાળી શ્રી. હરિદાસભાઈએ ઈ. સ. ૧૯૩૮થી શિક્ષકગીરીના સૂત્રો છોડીને આ સ્વદેશી ઉદ્યોગને ખીલવવા ભારે ખંત આદર્યો છે. 'પૂજારા-કોટક'ની જોડલીએ આ ક્ષેત્રે દાખવેલો પુરૂષાર્થ અવશ્ય ગૌરવશાળી બન્યો છે.

ભવ્ય રીતે વિકસતા વ્યવસાયની અનેકવિધ રોકાણો છતાં શ્રી. હરિદાસભાઈનું છેક ઈ. સ. ૧૯૨૬ના જમાનાથી જામેલું જાહેરજીવન શ્વાસ ખાવાને સ્થંભ્યું નથી. ઈ. સ. ૧૯૨૬માં 'સ્નાતક મંડળ'ના આગેવાન સભ્ય તરીકે તેની પેટાપ્રવૃતિઓમાં કિંમતી જવાબદારી ઉઠાવી હતી. ઈ. સ. ૧૯૨૮થી ૩૦ સુધી 'ઉચ્ચ કેળવણી બોર્ડિંગ'ના 'માનદ ગૃહપતિ' તરીકે સેવા બજાવી હતી, ઈ. સ. ૧૯૩૧માં 'લોહાણા યુવક સંમેલન'ની સફળતામાં તેમનો અગ્ર હિસ્સો હતો, અને એજ દિવસોમાં મળેલા 'ઉચ્ચ કેળવણી બોર્ડિંગના ભૂતપૂર્વ અને વર્તમાન વિદ્યાર્થી સંમેલન'ના સેક્રેટરી તરીકે તેમજ તેના બીજા અધિવેશનના સ્વાગતપ્રમુખ તરીકે તેમનો શ્રમ નોંધનિય નિવડયો હતો ઈ. સ. ૧૯૩૨માં ભરાયલા 'લોહાણા સ્વદેશી બજાર'ના એક સેક્રેટરી તરીકે પણ પરિશ્રમ ઉઠાવ્યો હતો. ઈ. સ. ૧૯૩૬થી 'કાનબાઈ કન્યાશાળા કાર્યવાહક સમિતિના સભ્ય છે, છેલ્લાં ચાર વર્ષથી 'ઉચ્ચ કેળવણી બોર્ડિંગ'ની કાર્યવાહક સમિતિ'માં તેમની ચૂંટણી થઈ છે. ઈ. સ. ૧૯૪૦થી સેક્રેટરીપદ શ્રી. પૂજારાના સહકારમાં તેમને સોંપાયું છે. ઉપરાંત ભાવનગર મોંઘીબાઈ લોહાણા હુન્નર ઉદ્યોગશાળા, કાનબાઈ કન્યાશાળાના પણ ટ્રસ્ટી છે.

સ્વબળે અને સ્વાશ્રયે જીવનવાડીને ખીલવીને આ સેવાવીરે સજાગ સેવાવૃતિથી જીવનને અનેરા ઉજાસે દેદીપ્યમાન બનાવ્યું છે.

# ડો. ડી. એન. જસાણી

[મુંબઈ]



જીગરમાં ઝનઝનાટી પ્રસરે એવી વેદનાઓ વેઠી–મુશ્કેલીઓના આભ ચિરી ડો. ડી. એન. જસાણીએ આજની ભવ્ય સફળતા સાધી છે. કાઠિયાવાડના બગસરા ગામમાં એક અતિશય ગરીબ કુટુંબમાં ડો. જસાણીનો જન્મ સંવત ૧૯૪૦ના શ્રાવણ વદ ૪ના દિને થયો હતો. કુટુંબની કારમી પરિસ્થિતિએ કુશળ વિદ્યાર્થી દેવચંદભાઈનું વિદ્યાર્થીજીવન રૂંધી નાંખ્યું. માત્ર ત્રણ અંગ્રેજીના અભ્યાસ પછી તેમણે બગસરામાં જ પરચુરણ વ્યવસાયે ઝંપલાવ્યું. ત્યાં તો છપ્પનિયાના કારમા અને ભયંકર દુષ્કાળના દોહ્યલા દિવસો આવ્યા. ઈતિહાસપ્રસિધ્ધ એવા આ કમકમાટીના વર્ષમાં કાઠિયાવાડ ઉજ્જડ બન્યું. ભયંકર ગરીબીમાં ગુંગળાતા કુમળા કિશોર દેવચંદભાઈએ માત્ર પંદર વર્ષની વયે બગસરા છોડયું.

બગસરાથી હતાશ–નિરાશ થઈને દૂર સાગર કિનારે જાફરાબાદ આવી, માત્ર આઠ આનાના ભાડાથી એક નાનકડી નૈયામાં

મુંબઈ આવવા પ્રયાણ કર્યું. રસ્તામાં સાગરદેવ ક્રોધે ભરાયા. ભયંકર તોફાનમાં સપડાઈને વિવિધ પ્રકારની વેદનાઓ વેઠતાં તેમણે સાહસનગરી મુંબઈનું શરણ શોધ્યું.

મુંબઈમાં સાત રૂપિયાના પગારે એક ડૉકટરને ત્યાં નોકરી મળી ગઇ. નોકરી ઉપરાંત ખાનગી અભ્યાસ ચાલુ કર્યો. લગભગ મેટ્રિક સુધીનું જ્ઞાન અને તબીબીશાસ્ત્રનો પણ ઊંડો અનુભવ પ્રાપ્ત કર્યો. પરિણામે એક સારા દવાખાનામાં કમ્પાઉન્ડર તરીકે નોકરી મળી. નવ વર્ષની આ નોકરી પછી ઈ. સ. ૧૯૦૯માં સ્વતંત્ર દવાખાનું સ્થાપન કર્યું. કુશળતાએ યારી અપાવી, ટુંક સમયમાં પંકાઇ ગયા, સંપત્તિ પ્રાપ્ત કરી.

'રામ બાણુ વાગ્યા હોય તે જાણે' એમ જેમને દુ:ખની દારૂણતાનો પૂરો ખ્યાલ છે, એવા આ ડૉકટરે ઇન્ફ્લુએન્ઝા અને પ્લેગ વખતે જનતાની અનેરી સેવા વિના લવાજમે બજાવી. ઘેર ઘેર ફરીને એમણે દર્દીઓનાં દર્દને દફનાવવા પરિશ્રમ ઉઠાવ્યો. સંખ્યાબંધ કેસો સુધાર્યા હતા.

સંવત ૧૯૭૦ માં સ્થપાયલા 'લોહાણા સમાજ'ની સ્થાપનામાં તેમનો અગ્ર હિસ્સો હતો. એક સેક્રેટરી તરીકે પણ સેવા બજાવી હતી. એ ઉપરાંત હરહંમેશ તેઓ જ્ઞાતિ ઉન્નતિના પ્રશ્નમાં રસ લેતાજ રહ્યા છે. બગસરામાં હરિજનશાળા, બાળમંદિર અને ઉદ્યોગમંદિરની સ્થાપનામાં તેમનો તન, મન, ધનનો કિંમતી ફાળો રહેલો છે. છેલ્લા સાત વર્ષથી તે સંસ્થાઓના વિકાસ અર્થે તેઓ સદાય ઝંખના કરતા રહ્યા છે.

ડૉ. જસાણી જેટલા કુશળ, કાર્યદક્ષ, અને સેવાભાવી છે એટલા જ સિદ્ધાંતવાદી છે. વૃદ્ધ વય છતાં આગેકદમીના વિચારો ધરાવે છે. મૃત્યુભોજનના સખ્ત વિરોધી હોવાના કારણે માતુશ્રીના અવસાન પ્રસંગે ભોજનનિષેધ કરી સુંદર છાપ પાડી હતી.

સિદ્ધિશાળી, સેવાદિલી અને માયાળુ ડૉ. ડી. એન. જસાણીનું પુરૂષાર્થભર્યું જીવન પ્રેરણાદાયી છે.

---

# શ્રી. શેઠ ગિરધરલાલ જ. તન્ના

[ મુંબઇ ]



તાની તાકાતથી મુશ્કેલીઓનાં આભ ચિરી પ્રગતિપંથે પ્રયાણુ કરનારાઓ સમાજજીવનમાં ઉજ્જવળતા ભરી જાય છે. શ્રી. શેઠ ગિરધરલાલ જગજીવનદાસ તન્નાએ ભારે પુરૂષાર્થ દાખવી જીવનસાફલ્ય સાધીને સેવાભાવે અને સખાવતવૃતિએ જીવનને વધુ મહાન બનાવ્યું છે. તેમનો જન્મ સંવત ૧૯૪૧માં વતન જુનાગઢમાં જ પિતા સ્વ. જગજીવનદાસ પૂંજાભાઇના ગૃહે થયો હતો. આર્થિક મુશ્કેલીઓની અકળામણુ અપાર હતી, એમાં આફતનું આભ ફાટયું. બાળક ગિરધરલાલભાઈની ચારેક વર્ષની વયે પિતાએ સ્વર્ગાગમન કર્યું. માતાએ મુશિબતોની આકરી બરદાસ કરી—બન્ને ભાઇઓ શ્રી. શેઠ હરજીવનદાસ અને શ્રી. શેઠ ગિરધરલાલભાઈને ઉછેર્યા. આવી અસહ્ય પરિસ્થિતિમાં આશાભર્યાં બાળકોનું વિદ્યાર્થી-

જીવન ઉગતાંજ આથમ્યું. સામાન્ય ગુજરાતી ધોરણના અભ્યાસ પછી બન્ને ભાઇઓએ વતનમાં પરચુરણ વ્યવસાય કર્યા. એ પછી મુંબઇ આવી ઘીની નાનકડી દુકાન સ્થાપી. કાંઇપણ મૂડીબળ વિના, કોઇના પીઠબળ વિના, કોઇના સહારા વિના માત્ર આત્મશ્રદ્ધાની જ્યોત જલાવીને એ ઉત્સાહી અને પુરૂષાર્થી બાંધવબેલડીએ અજાણી નગરીમાં નૈયા તરતી મૂકી.

પુરૂષાર્થ, ધીરજ અને ખંત ફળ્યાં. ઘીના વ્યાપારે સિદ્ધિ સાંપડી. એ પછી પ્રગતિની પાંખે ચડીને પુરૂષાર્થી બેલડીએ ભારે સાહસ ખેડીને સીડઝની દલાલીમાં વ્યવસાયનાં વ્હેણ પલટયાં. યારી પ્રાપ્ત થઇ.

વ્યાપારે સાધેલી આટલી ભવ્યતા પછી શેઠ ગિરધરલાલભાઇએ ઉજ્જવળ સેવાસિદ્ધિ સાધી. જાહેરજીવનમાં ઉમદા ફાળો અર્પવા માંડયા. 'સીડ ટ્રેડર્સ એસોસિએશન'ની સ્થાપનાકાળથી, એટલે ચૌદ વર્ષથી તેની બોર્ડના ડાયરેકટર તરીકે ઉજ્જવળ કારકિર્દી રચી, ગ્રેન મરચન્ટસ એસોસિએશનની મેનેજીંગ કમિટીના પણ વર્ષોથી સભ્ય છે. એજ રીતે જ્ઞાતિપ્રવૃતિમાં વર્ષોથી 'હાલાઈ લોહાણા મહાજન'ની મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે સેવા ઉઠાવી રહ્યા છે.

સ્વબળે લક્ષ્મી મેળવીને તેનો સદુપયોગ કરવાની પુણ્યવૃતિ બન્ને ભાઇઓએ દાખવી છે. 'જુનાગઢ લોહાણા બોર્ડિંગ'માં તેમણે રૂપિયા દસ હજારની નાદર સખાવત કરી, પરિણામે સંસ્થા સાથે તેમના પિતાશ્રીનું નામ જોડાયું છે, એજ રીતે તેમણે આપેલી રૂપિયા તેર હજારની સખાવતથી જુનાગઢમાં 'જગજીવન પૂંજાભાઈ નિરાશ્રિત ફંડ'ની સ્થાપના થઇ છે. આ ફંડમાંથી સંખ્યાબંધ જ્ઞાતિબંધુઓને મદદ મળતી રહી છે. આવી ઉજ્જવળ સખાવત અને ઉત્કટ સેવાભાવે તેમનું જીવન ગૌરવમય બન્યું છે.

શ્રી. શેઠ હરજીવનદાસ વૃદ્ધાવસ્થાને કારણે જુનાગઢ વસે છે. તેઓ જુનાગઢની જ્ઞાતિપ્રવૃતિઓમાં અગ્ર ભાગ લેતા રહ્યા છે.



## શ્રી. શેઠ હરજીવનદાસ જ. તન્ના

જુનાગઢ લોહાણા બોર્ડિંગને ધન ઉપરાંત તન, મનના શ્રમે વિકસાવવામાં તેમનો ઉમદા ફાળો છે, સંસ્થાને વ્હાલું સંતાન માની ઉછેરી છે.

આફતો, નિરાશાઓ અને વિટંબણાઓ વચ્ચેથી સાહસ, ધીરજ અને ખંતના બળે જીવનની ઉન્નતિ સાધી સેવા તેમજ સખાવતક્ષેત્રે ઉજજવળ ફાળો આપનારા શ્રી. શેઠ હરજીવનદાસભાઈ અને શ્રી. શેઠ ગિરધરલાલભાઇ સમા આદર્શ લક્ષ્મીનંદનોથી જ્ઞાતિ ઉજળી છે.

——:૦:——

# શ્રી. શેઠ લક્ષ્મીદાસ ર. ચોલેરા

[ મુંબઇ ]



હરદિનની હરઘડી હૈયામાં જ્ઞાતિપ્રેમનો દીપક જલતો રાખી જ્ઞાતિ ઉત્કર્ષની તમન્નાથી જીવન સાર્થક કરનારા સેવાભિલાષી આત્માઓથી જ્ઞાતિનું જીવન ઉજળું છે. અદ્ભૂત જ્ઞાતિપ્રેમ અને ઉત્કટ સેવાભાવે રંગાયલા શ્રી. શેઠ લક્ષ્મીદાસ રણછોડદાસ ચોલેરા સદા જ્ઞાતિઉત્કર્ષની ઝંખના સેવે છે. મુંબઇની જ્ઞાતિપ્રવૃતિઓમાં તેઓ ઉમદા રસ લેતા રહ્યા છે, અને ઘણી સંસ્થાના ઉત્કર્ષમાં તેમણે ફાળો આપ્યો છે. વડીલ બંધુ શેઠ મથુરાદાસ રણછોડદાસ ચોલેરાને પગલે શ્રી. શેઠ લક્ષ્મીદાસભાઈની સેવાવૃતિ પણ ફાલીફૂલી છે.

સેવાભાવી અને બાહોશ ડોકટર પિતાના ગૃહે શ્રી. શેઠ લક્ષ્મીદાસભાઇનો જન્મ સંવત ૧૯૪૬ માં વતન વિસાવદરમાં જ થયો હતો. ગુજરાતી પાંચ ધોરણના અભ્યાસ પછી સંવત ૧૯૬૧ માં તેમણે 'મથુરાદાસ રણછોડદાસ'ને નામે ચાલતા અનાજઘીના વ્યવસાયે ઝંપ-

લાવ્યું. બન્ને પ્રગતિપ્રેમી બંધુઓએ વ્યવસાયને અતિ વિકસાવ્યો હતો. સંવત ૧૯૬૮માં 'મથુરાદાસ જાદવજીની કું.' ને નામે સંયુક્ત વ્યવસાય શરૂ થતાં નવા ક્ષેત્રો સર કરવાની હામ જાગી.

સંવત ૧૯૭૯માં 'મથુરાદાસ જાદવજીની કું'ની મુંબઈ શાખાનું મંગળાચરણ થયું. અને શાખાના મુખ્ય સંચાલક તરીકે શેઠ લક્ષ્મીદાસભાઈ પર પસંદગી ઉતરી. કુશળ વ્યાપારીકુનેહ ધરાવતા શ્રી. શેઠ લક્ષ્મીદાસભાઈએ મુંબઈ શાખાને અદ્દભૂત ઉન્નત સ્વરૂપ આપી દીધું. મુંબઈનગરીમાં 'મ. જા.' માર્કાની નામના જામી, ઘીના વ્યવસાયને ભવ્ય રીતે વિકસાવવા ઉપરાંત કમિશન એજન્સી અને વહાણના વિમાના ક્ષેત્રે પણ ઉન્નત સફળતા પ્રાપ્ત કરી. 'મથુરાદાસ જાદવજીની કું.'ની આજની ભવ્ય કીર્તિમાં શેઠ લક્ષ્મીદાસભાઈનો અતિશય કિંમતી ફાળો રહેલો છે.

વ્યવસાયને અદ્દભૂત વેગે વિકસાવવા ઉપરાંત શેઠ લક્ષ્મીદાસભાઈએ સેવાપ્રવૃતિઓમાં પણ કિંમતી હિસ્સો આપ્યો છે. જ્ઞાતિપ્રેમે ઉભરાતા એમના હોંશિલા હૈયાએ જ્ઞાતિની વિવિધ પ્રવૃતિઓમાં પ્રેરક ફાળો આપ્યો છે. દીનદુઃખીયાઓની દયાથી અકળાતા એમના અંતરે પીડિતોની પીડા પીછાણી છે. દુષ્કાળ વેળાએ તેમણે દુષ્કાળીયાઓને રાહત અપાવવા ઉઠાવેલો શ્રમ અગત્યનો હતો. 'મથુરાદાસ જાદવજીની કું.' તરફથી થતી સખાવતોમાં તેમની પ્રેરણા પડી હોય છે.

વ્યકિતગત રીતે તેમણે ઉઠાવેલી જ્ઞાતિસેવા ઉપરાંત તેઓ મુંબઈ હાલાઈ લોહાણા મહાજન'ની મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે છેલ્લાં ચાર વર્ષથી સેવા બજાવે છે; જુનાગઢ લોહાણા બોર્ડિંગના ઉત્કર્ષમાં શેઠ લક્ષ્મીદાસભાઈનો હિસ્સો છે, તેના ટ્રસ્ટી તરીકે તેઓ ફરજ ઉઠાવે છે, જગજીવન પૂંજાભાઈ નિરાશ્રિત ફંડ'ના ટ્રસ્ટી છે,

ઉપરાંત ધાર્મિક રંગે રંગાયલા તેમના જીવનમાં ધર્મક્ષેત્રે પણ તેમણે સેવા બજાવી છે. પુષ્ટીમાર્ગી વૈશ્નવ મંડાણ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે તેઓ વર્ષોથી ફરજ બજાવતા રહ્યા છે. અને વિસાવદરની તેમજ વેરાવળની સંસ્થાઓમાં તો વડીલ બંધુને પગલે તેઓ પીઠબળ આપતા જ રહે છે.

સાદાઇ, સરળતા, સજ્જનતા અને સેવાભાવે રંગાયલું શેઠ લક્ષ્મીદાસભાઇનું જીવન અતિ ઉજ્જવળ છે. તેમના દિલનો અદ્-ભૂત જ્ઞાતિપ્રેમ માન ઉપજાવે એવો છે.



# શ્રી. શેઠ પ્રેમજી મુળજી લોહાણા

[ મુંબઇ ]



વિટંબણાઓ અને મુશ્કેલીઓ વચ્ચે જીવનનું મંગળાચરણ કરી ધીરજ, ખંત અને બાહુબળે ઉન્નતિ સાધનારા સ્વાશ્રયવીરોના જીવન ઉગતિ પ્રજાની દીવાદાંડી બને છે. મુંબઇના ભાત બજારના જાણીતા વ્યાપારી શેઠ પ્રેમજીભાઇ મૂળજી લોહાણા આવા પુરૂષાર્થી જીવનથી ભવ્ય સફળતા સાધી શક્યા છે.

કચ્છને અંધારે ખૂણે હાટડી ગામમાં એક સામાન્ય કુટુંબમાં શેઠ પ્રેમજીભાઇનો જન્મ સંવત ૧૯૩૧ માં થયો હતો. પાંચ વર્ષની ગભરૂ વયે પિતાએ પરલોક પ્રયાણ કર્યું, કર્તવ્યપરાયણ અને સુશિલ માતાની મીઠી હુંફમાં ઉછર્યા. આર્થિક ઝંઝાવાતોએ આશાભર્યા બાળકનું વિદ્યાર્થીજીવન રૂંધી નાખ્યું. અભ્યાસ અભ્યાસને ઠેકાણે રહ્યો અને માત્ર દસ વર્ષની ઉંમરે બાળક પ્રેમજીભાઇ મુંબઇ આવ્યા.

કાકાની અનાજની દુકાનના અંધારા ખૂણે ભારે શ્રમ વચ્ચે ગભરૂ બાળકે અનેક યાતનાઓ સહન કરી.

સમજણશકિત જામતાં આગેકદમની હોંશે નવજવાન પ્રેમજી-ભાઇએ 'મેસર્સ પંચાણ દેવશી એન્ડ કું.' દ્વારા ભાતબજારના વ્યાપારક્ષેત્રમાં ઝંપલાવ્યું. દસ પંદર રૂપિયાના માસિક પગારે શરૂ થયેલી એ સામાન્ય કારકિર્દીએ બાહોશી અને કુશળતાને કારણે અતિ ભવ્ય સ્વરૂપ ધર્યું. છેવટ એજ સ્થળે ભાગીદારી સાંપડી; પરંતુ એ પેઢીએ જીવન સંકેલી લેતાં ચોખાના વ્યાપારક્ષેત્રે હિન્દ-ભરની વિખ્યાત પેઢી 'મેસર્સ ધારશી નાનજી એન્ડ કું.'માં જોડાયા. આમ ચોખાના વ્યવસાયક્ષેત્રે વર્ષોના અગાધ અનુભવ પછી તેમને સ્વતંત્ર વ્યાપાર ખેલવાનાં મનોરથ જાગ્યાં. ઇ. સ. ૧૯૨૧માં 'પ્રેમજી મૂળજી'ની પેઢીની સ્થાપના થઇ. વર્ષોની ઉજ્જવળ કારકિર્દી જમાવી એ પેઢી આજે એ ક્ષેત્રે નામાંકિત પેઢી બની છે. માત્ર સ્વાશ્રયે, સ્વબળે ધીરજ અને ખંતે બાહુબળ થકી શેઠ પ્રેમજીભા-ઇએ આટલી અદ્દભૂત સિદ્ધિ સાધી છે.

આર્થિક ઝંઝાવાતોમાંથી જાગેલું શેઠ પ્રેમજીભાઇનું ઉજ્જવળ જીવન દીનદુઃખીઆઓની દારૂણતા શે વિસરે ? તેમણે આજસુધીમાં વહાવેલો ગુપ્તદાનનો પ્રવાહ અતિશય પ્રબળ વેગે વહ્યો છે. રોજ–બ–રોજ તેમને આંગણેથી સંસ્થાઓ અને દુઃખીજનોને સહાય સાંપડતી રહી છે, ઉપરાંત વતનમાં ધર્મશાળા વગેરે માટે તેમણે કિંમતી રકમ અર્પણ કરી છે.

જ્ઞાતિપ્રેમે ઉભરાતા એમના દિલે સંખ્યાબંધ જ્ઞાતિજનોના ઉત્કર્ષમાં હિસ્સો આપ્યો છે. ઉપરાંત 'રાઇસ મરચન્ટસ એસોસિ-એશન'ના સેક્રેટરી તરીકે પણ તેમણે વ્યાપારી આલમની સેવા બજાવી હતી.

આમ સ્વબળે સાંપડેલી લક્ષ્મી અને શકિતનો શેઠ પ્રેમજીભાઇએ સદા સદુપયોગ કર્યો છે.

# શ્રી. મોહનલાલ ભી. વણઝારા

[મુંબઇ]



આગેકદમની આશકી સેવીને સામાન્ય શિક્ષકજીવનથી મંગળાચારણ કરી શ્રી. મોહનલાલ ભીમજી વણઝારાએ આજની સિદ્ધિ સાધી છે. જ્ઞાતિપ્રેમે નીતરતા તેમના સેવાભાવી આત્માએ જ્ઞાતિની વિવિધ સંસ્થાઓમાં કિંમતી સેવા અર્પી છે.

શ્રી. મોહનલાલભાઇનો જન્મ સંવત ૧૯૬૨ના પોષ વદ ૫ના દિને થયો હતો. પિતા સ્વ. ભીમજી રામજી સોરઠ પ્રદેશે વતન રાણપુર–ભેંસાણમાં પરચુરણ વ્યાપાર કરતા. ભરતીઓટના નિયમાનુસાર એક વેળાનું એ સમૃદ્ધિવાન વણઝારા કુટુંબ એ સમયે ઓટનો અનુભવ કરતું હતું. પરિણામે કુદકે ભૂસકે અભ્યાસમાં પ્રગતિ સાધતા કિશોર મોહનલાલભાઇનું ઉજ્જવળ વિદ્યાર્થીજીવન રૂંધાયું. ગુજરાતી સાત અને અંગ્રેજી ત્રણ ધોરણના અભ્યાસ પછી માત્ર

ચૌદ વર્ષની કુમળી વયે તેમનું વ્યવસાયીજીવન શરૂ થયું. આઠ રૂપિયાના પગારે એ ઉંમરે ગુજરાતી ચોથા ધોરણના શિક્ષક તરીકે ઉજળી છાપ પાડી.

આ નાનકડા બાળશિક્ષકે સૌના પ્રેમ સંપાદન કર્યો, પરંતુ એનું પ્રગતિ ઝંખતું જીગર 'પંતુજી' થવાને સર્જાયું ન્હોતું. બે વર્ષ સુધી શિક્ષકગીરી કર્યાં પછી એક સગાં સાથે ૧૯૭૮માં શ્રી. મોહનલાલભાઈ પુરૂષાર્થનગરી મુંબઈ આવી પહોંચ્યા. ભારે મથામણ સહન કરીને 'ઈન્કમટેક્ષ એક્ષપટ'"ની જુદી જુદી ઓફિસોમાં અનુભવ લઈ સંવત ૧૯૮૦માં તેમણે 'મોહનલાલ એન્ડ પંડિત'ને નામે એ ક્ષેત્રની એક ઓફીસ મી. પંડિતની ભાગીદારીમાં શરૂ કરી. મહાકષ્ટ વેઠીને બુદ્ધિબળ તેમજ કુશળતાથી મેળવેલું અનુભવ-ભાથું સ્વતંત્ર વ્યવસાયે સિદ્ધિશાળી નીવડયું. ટુંક સમયમાં તેમણે અણધારી સફળતા પ્રાપ્ત કરી. ચાલીસગામ, માલેગાંવ, અહમદનગર વગેરે મહારાષ્ટ્ર–ખાનદેશના જુદા જુદા શહેરોમાં ટુંક સમયમાં તેમની શાખાઓ પણ સ્થપાઈ, વ્યવસાયે વિરલ વિકાસ સાધ્યો.

એ પછી સંવત ૧૯૮૨થી તેઓ એ વિકસેલો વ્યવસાય 'મોહનલાલ એન્ડ કું,' ને નામે અતિ બાહોશી અને અદ્દભૂત સફળતાપૂર્વક ચલાવી રહ્યા છે.

સ્વશક્તિએ સાધેલા આટલા વિકાસ પછી શ્રી. મોહનલાલ-ભાઈએ સંવત ૧૯૮૬ થી જાહેરજીવનમાં પણ ઝંપલાવ્યું. વિવિધ સેવાક્ષેત્રે ઉમદા સેવા બજાવી. ઇ. સ. ૧૯૩૦માં 'હાલાઇ લોહાણા મહાજન'ની મેનેજીંગ કમિટીના સભ્યપદે તેમની ચૂંટણી થઈ, એ મહાન સંસ્થાના કુશળ સેક્રેટરી તરીકે પણ કિંમતી જવાબદારી ઉઠાવી, ઉપરાંત તેને અંગેના સંખ્યાબંધ ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે પણ સેવા બજાવી, 'હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'ના સેક્રેટરી તરીકે પણ ઇ. સ. ૧૯૩૨માં તેમણે ફરજ બજાવી હતી, આજે ખજાનચી-પદ સાચવી રહ્યા છે, છેલ્લા પાંચ વર્ષથી 'રૂગનાથ લાલજી લોહાણા

સેનિટરીયમ'ના એક ટ્રસ્ટી તરીકે સેવા બજાવી રહયા છે, વ્યવસાયક્ષેત્રે 'ચેમ્બર ઓફ ઈન્કમટેક્ષ કન્સલ્ટન્ટસ'ના ખજાનચી તરીકે ઇ. સ. ૧૯૩૯ થી જવાબદારી ઉઠાવી રહયા છે.

આ રીતે અતિ જવાબદારીભર્યાં આસનો પર અતિ સફળતાપૂર્વક શ્રી. મોહનલાલભાઈએ કિંમતી જનસેવા બજાવી છે. સદા મૂંગી સેવાભાવના તેમને હૈયે જામેલી રહી છે. બોલવા કરતાં કર્તવ્યમાં તેમણે સાર્થકતા દીઠી છે. અને એમનું ઉમદા સેવાભાવથી રંગાયલું–સ્વાશ્રયબળે ઘડાયલું જીવન સાર્થક થયું છે.



# શ્રી. ચિમનલાલ હ. વજાણી

[મુંબઈ]



હૃદયપટ પર નિરંતર વહેતી સેવાસરિતાથી શ્રી. ચિમનલાલ હરજીવનદાસ વજાણીએ વિવિધ સેવા–પ્રવૃતિઓમાં કિંમતી હિસ્સો અર્પ્યો છે. સંખ્યાબંધ સંસ્થાઓ અને સમિતિઓમાં જવાબદારપદે તેમણે સેવા બજાવી છે. સ્વબળે ઘડાયલું તેમનું જીવન સેવાભાવે વધુ ઉન્નત બન્યું છે.

ધોલેરાના બાહોશ વકીલ પિતા સ્વ. હરજીવનદાસ કુબેરદાસને ગૃહે શ્રી. ચિમનલાલભાઈનો જન્મ સંવત ૧૯૫૪ના ચૈત્ર વદ ૬ના દિને થયો હતો. વતનમાં ગુજરાતી બે ધોરણના અભ્યાસ પછી આર્થિક વિટંબણાઓને કારણે મુંબઈ આવી નવ વર્ષની વયે 'બનાતવાળા–સુખડવાળા લોહાણા બાળાશ્રમ'માં જોડાઈ અભ્યાસ ચાલુ રાખ્યો અને સોળમે વર્ષે મેટ્રિક થઈ અભ્યાસ છોડયો.

એ પછી વતન જઈ પાસેના ભડીયાદ ગામની ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષક તરીકે નોકરી મેળવી. એક વર્ષ પછી ફરી મુંબઈ આવી 'શેઠ રણછોડદાસ ચત્રભૂજ કચ્છી લોહાણા બાળા-શ્રમ'ના ઉપગૃહપતિ તરીકે જોડાયા. સાત વર્ષની એ સંસ્થાની તેમની કારકિર્દી અતિ ઉજ્જવળ નીવડી. અતિ ઉછરતી વયે પણ

એક આદર્શ છાત્રાલય સર્જવાને શ્રી. ચિમનલાલભાઇ સદ્ભાગી થયા. છાત્રાલય અંગેની સ્કૂલનાં હેડમાસ્તર તરીકે પણ ઉજ્જવળ કારકિર્દી નોંધાવી હતી. આ પછી તેમના જીવનવ્હેણ પલટયાં. શિક્ષકગીરી છોડી, દવાબજારના ક્ષેત્રે ઝંપલાવ્યું. દસ વર્ષની ગુમાસ્તાગીરી પછી ઈ. સ. ૧૯૩૩ થી 'જીવા કુકા એન્ડ કું.'માં ભાગીદારીથી દવાબજારના વ્યાપારી બન્યા. આજે તેમણે એ ક્ષેત્રે સારી સફળતા સાધી છે.

જીવનની રૂડી ઉન્નતિ સાધવા ઉપરાંત સદા સેવાભાવે તલપતા તેમના ઉત્સાહી અંતરે જનસેવા માટે ઉત્કટતા દાખવી છે. ઇ. સ. ૧૯૩૩ થી ૩૫ સુધી 'દવા બજાર ગુમાસ્તા મંડળ'ના સેક્રેટરી અને ખજાનચી તરીકે સેવા બજાવી હતી, આજે છેલ્લાં પાંચ વર્ષથી 'દવા બજાર વેપારી મંડળ'ના સેક્રેટરી તરીકે કિંમતી કાર્યદક્ષતા દાખવી રહ્યા છે, ઉપરાંત વ્યવસાયક્ષેત્રે ઇ. સ. ૧૯૩૭ માં 'ફ્રાન્સીસ કલાઇન ફાર્માસ્યુટિકલ લી.' ના ચેરમેન તરીકે પણ કાર્ય કર્યું હતું.

તેમના જ્ઞાતિપ્રેમી દિલે હંમેશા જ્ઞાતિ પ્રવૃતિમાં રસ લીધો છે. જ્ઞાતિની ઘણી સંસ્થાઓ અને પ્રવૃતિઓમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો છે. 'મુંબઈ ઘોઘારી લોહાણા મહાજન'ની મેનેજીંગ કમિટીમાં ઈ. સ. ૧૯૩૬માં ચૂંટાયા, એજ વર્ષે તેનું મંત્રીપદ તેમને શિરે આવ્યું, ચાર વર્ષના મંત્રીપદ પછી આજે તેઓ તેના ખજાનચી તરીકે કાર્ય કરી રહ્યા છે, મહાજનશ્રીના ઝંઝાવાતકાળમાં સમતોલતા માટે તેમણે સદાય શ્રમ ઉઠાવ્યો છે.

આ ઉપરાંત અન્ય જાહેરપ્રવૃતિઓમાં પણ તેમણે યાદગાર સેવા ઉઠાવી છે, મંગળદાસ મારકીટના હનુમાન મંદિર પ્રકરણમાં તેમણે ઉઠાવેલી જહેમત જાણીતી છે. ઉપરાંત 'ધોલેરા ખાદી કાર્યાલય'ના મંત્રી તરીકે ઈ. સ. ૧૯૩૬માં સેવા ઉઠાવી હતી, આજે પણ તેના સંચાલનમાં તેમનો હિસ્સો છે.

આમ વ્યક્તિગત રીતે તેમણે ઘણા પ્રકરણોમાં શ્રમ ઉઠાવ્યો છે. રણહાક પડતાં લડવૈયા દોડે એ રીતે ફરજનો સાદ પડતાં અનેક જોખમો વેઠીને, જહેમતો ઉઠાવીને ઘણાં પ્રસંગોએ સેવાવૃતિ દાખવી છે.

# શ્રી. શિવજીભાઈ કું. ઠક્કર

[ મુંબઈ ]



ઉછળતા ઉત્સાહની આબેહૂબ પ્રતિમૂર્તિ સમા પ્રખર કાર્યકર અને ઉત્કટ સેવાભાવી શ્રી. શિવજીભાઈ કુંવરજી મેવાવાળાએ અતિ ઉછરતી ઉંમરથી સેવાક્ષેત્રે ઝંપલાવીને આજે અતિશય ઉજ્જવળતા ધરી છે. મુંબઈના મેવાબજારના જાણીતા વ્યાપારી સ્વ. શેઠ કુંવરજી ડુંગરશીના ગૃહે શ્રી. શિવજીભાઈનો જન્મ સંવત ૧૯૬૦ ના માગશર શુદ ૯ ના દિને થયો હતો. અતિ નાની વયે પિતાનું અવસાન થતાં અંગ્રેજી ચાર ધોરણના અભ્યાસ પછી વ્યવસાયક્ષેત્રે જોડાયા.

સુખ અને સમૃદ્ધિ વચ્ચે ઉછરેલા નવજવાન શિવજીભાઈએ વિદ્યાર્થીજીવનથીજ સેવાભાવનો દીપક પ્રગટાવ્યો હતો. ઈ. સ. ૧૯૨૦ ના એ અરસામાં 'વિદ્યાર્થી મંડળ'ના સ્થાપક તરીકે તેમણે સહાધ્યાયિઓની સેવા ઉઠાવી હતી. એ પછી 'કચ્છ યુનિયન

સોસાયટી'ની કારોબારી સમિતિના સભ્ય તરીકે વર્ષો સુધી કિંમતી સેવા બજાવી, માંડવી જીલ્લા કોંગ્રેસ કમિટીમાં પણ ચાર વર્ષ સુધી સભ્યપદે રહ્યા, વોર્ડ તરફથી નિમાયલી 'તિલક સ્વરાજ ફંડ સમિતિ'માં પણ સેવા બજાવી, ઈ. સ. ૧૯૧૮થી ૨૧ સુધી અતિ નાની વયે 'બી. પી. સી. સી.'ના સભ્ય તરીકે સેવા ઉઠાવી હતી, ઇ. સ. ૧૯૩૦માં 'દારૂ નિષેધ મંડળ'ના સેક્રેટરી તરીકે પણ સેવાભાવના દાખવી હતી, રાષ્ટ્ર અને સમાજક્ષેત્રે અતિ નાની વયે આટલી વિરલ સેવા ઉઠાવ્યા પછી ઇ. સ. ૧૯૩૦ થી 'કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ'ની કારોબારી સમિતિના સભ્ય તરીકે જ્ઞાતિપ્રવૃતિમાં ઝંપલાવ્યું,

એ સંસ્થાની એક દશકા કરતાંય વધુ સમયની શ્રી. શિવજીભાઇની ઉત્કટ સેવા આજે અતિશય ગાઢી બની છે, સંસ્થાના જીવન સાથે જાણે શ્રી. શિવજીભાઇનું જીવન જડાઈ ગયું છે, ઈ. સ. ૧૯૩૬ થી ૩૮ સુધી તેના મંત્રીપદનો બોજો સંભાળ્યા પછીથી પ્રમુખપદનું ઉજળું આસન પણ તેમને દીપાવ્યું હતું, એ રીતે 'કચ્છ લોહાણા સ્વયંસેવક મડળ'ની આજની પ્રગતિમાં અને ઉજ્જવળતામાં શ્રી. શિવજીભાઇનો કિંમતી હિસ્સો રહેલો છે,

એ સંસ્થા ઉપરાંત જ્ઞાતિની અનેક સંસ્થાઓ અને પ્રવૃતિઓમાં શ્રી. શિવજીભાઇ સદા રસ લેતા રહ્યા છે. 'કચ્છ લોહાણા પાંચ તડા મહાજન'ની મેનેજીંગ કમિટીમાં પણ વર્ષો સુધી તેમણે સેવા બજાવી છે, અને જ્ઞાતિપ્રસંગોમાં તેમનો ઉત્કટ ફાળો મળતોજ રહ્યો છે. વિરલ જ્ઞાતિપ્રેમે રંગાયલું તેમનું ઉજળું જીવન અભિનંદનને પાત્ર બન્યું છે.

વ્યવસાયક્ષેત્રે પણ 'મેવા મરચન્ટસ એસોસિએશન'ના મંત્રી તરીકે તેઓ ઇ. સ. ૧૯૩૩થી એકધારી રીતે સેવા ઉઠાવતા આવ્યા છે. એ મંડળ દ્વારા શ્રી. શિવજીભાઇએ વ્યાપારી આલમની અનેરી સેવા બજાવી છે.

ઉપરાંત તેઓ મંગવાણા નિરાશ્રિત તેમજ વિદ્યોતેજ ફંડ ટ્રસ્ટના ટ્રસ્ટી છે, નથુ નેણશી ટ્રસ્ટના ટ્રસ્ટી છે, લાલજી મોરારજી ટ્રસ્ટના ટ્રસ્ટી છે.

સ્વભાવે શાંત અને સરળ એવા આ સતેજ સેવાવીરની સેવાએ જીવનમાં અદ્ભૂત ઉજ્જવળતા જમાવી છે.

# શ્રી. મગનલાલ ભ. ડેસવાળા

[મુંબઇ]



સદા સતેજ એવી જ્ઞાતિપ્રેમની અદ્‌ભૂત લાગણી, ઉત્કટ સેવાભાવના અને વિરલ કર્તવ્યપરાયણતાથી શ્રી. મગનલાલ ભગવાનજી ડેસવાળાએ જીવનમાં ઉજ્જવળતા સ્થાપી છે. જ્ઞાતિની વિવિધ પ્રવૃતિઓમાં અને પ્રસંગોમાં સદા કિંમતી સેવા અર્પનાર જ્ઞાતિના આ સેવાભિલાષિ કાર્યકરની કાર્યદક્ષતા સૌના ચાહનાને પાત્ર બની છે. ભવિષ્યની અનેક ઉજ્જવળ આશાઓ આપતા આ ઉત્સાહી સેવાવીરની આજની સેવાવૃતિ રોજ–બ–રોજ જામતી જાય છે. અને એજ રીતે નાની ઉંમરે વ્યવસાયક્ષેત્રે તેમણે સાધેલી અપૂર્વ સિદ્ધિ તેમની બાહોશી, ખંત અને સાહસિક સ્વભાવનો પરિચય આપે છે,

સૌરાષ્ટ્રના ગીરપ્રદેશે પ્રતાપી પુરૂષ ગીગા રામની ઐતિહાસિક નામના ગવાય છે. એ ગીગા રામના વંશમાં 'ગીગા રામની બોરડી'ને નામે પ્રસિદ્ધ ગ્રામમાં આગેવાન અને ગૌરવશાળી 'નગદીયા' કુટુંબમાં

શ્રી. ભગવાનજી કેશવજીના ગૃહે શ્રી. મગનલાલભાઇનો જન્મ સંવત ૧૯૬૫ માં થયો હતો.

શ્રી. મગનલાલભાઈની બાળવયે પિતા ભગવાનજીભાઇ મુંબઇ આવ્યા, સ્વાશ્રયે તેમણે સિદ્ધિ સાધી, નાટક સિનેમાના પોશાકો, અલંકારો, અને સાધનો ભાડેથી આપવાનો વ્યવસાય શરૂ કર્યો. ઇ. સ. ૧૯૨૩ માં 'મગનલાલ ભગવાનજી ડ્રેસવાળા'ના નામથી આજના એ ભવ્ય 'વસ્ત્રાલંકારભંડાર' નું મંગળાચરણ થયું. જરૂર પુરતા અભ્યાસ પછી અતિ ઉછરતી વયે શ્રી. મગનલાલભાઈએ પણ વ્યવસાયમાં ઝંપલાવ્યું. વૃદ્ધાવસ્થાને કારણે પિતાએ નિવૃતિનિવાસ સ્વીકારતાં વ્યવસાયનો બધો બોજો તેમના શિરે આવ્યો.

કંઇ કંઈ નવું કરવાની વૃતિ, અદ્દભૂત આગેકદમી અંતર અને વિરલ કર્તવ્યપરાયણતાને કારણે આ નવજવાને વ્યવસાયને ઉન્નત સ્વરૂપ આપ્યું. એમની પ્રગતિપ્રિયતાએ અપાર સિદ્ધિ સાધી. નાટકસિનેમાની દુનિયામાં 'મગનલાલ ડ્રેસવાળા'ના નામનો સીક્કો અદ્દભૂત વેગે જામી ગયો. હિન્દભરની તેમજ મુંબઇનો જાણીતી ફીલ્મસંસ્થાઓ અને નાટયસંસ્થાઓ સાથે 'મગનલાલ ડ્રેસવાળા'નો સબંધ અતિ માનાભર્યો, મોભાભર્યો અને ગૌરવભર્યો બન્યો, એક બાહોશ વ્યાપારી તરીકે કળાના સર્વક્ષેત્રે તેમણે અદ્દભૂત કીર્તિ જમાવી છે. આટલી નાની ઉંમરે ગૌરવ ઉપજે એવી એ સિદ્ધી છે. એ ક્ષેત્રની ઉન્નત યશગાથા પછીથી શ્રી. મગનલાલભાઇએ 'વસ્ત્રાલય'નો નવો વિભાગ પણ સ્થાપ્યો અને એ વ્યવસાયક્ષેત્રે પણ મુંબઈભરમાં ભવ્ય નામના મેળવી છે.

આ રીતે વ્યવસાયની ભવ્ય જમાવટ કર્યા ઉપરાંત શ્રી. મગનલાલભાઇનું અંતર સેવાભાવનાએ સદા તરબોળ રહ્યું છે જ્ઞાતિપ્રેમે ઉભરાતા એમના અંતરમાં સદા સેવાવૃતિની લાગણીઓ ઝણઝણતી રહી છે. ખાસ કરીને છેલ્લા એક દશકાથી તેઓ મુંબઈની જ્ઞાતિ

પ્રવૃતિ અને પ્રસંગોમાં કિંમતી ફાળો આપતા રહ્યા છે. 'ઘોઘારી લોહાણા સ્નેહીમંડળ'ના એક આગેવાન કાર્યકર તરીકે ૪. સ. ૧૯૩૧માં 'યુવક સંમેલન'ની સફળતામાં તેમણે હિસ્સો આપ્યો હતો. વર્ષોથી 'મુંબઇ ઘોઘારી લોહાણા મહાજન'ની મેનેજીંગ કમિ-ટીના ઉત્સાહી સભ્ય તરીકે સેવા અર્પતા આવ્યા છે, એ ઉપરાંત જ્ઞાતિના વિવિધ પુણ્યપ્રસંગોએ જુદી જુદી સમિતિઓમાં જવાબ-દારપદે સેવા ઉઠાવતા રહ્યા છે. 'શેઠ ના. ઇ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી લોહાણા વિદ્યાર્થી ભવન'ના રજત્ મહોત્સવ પ્રસંગે તેની રંજન સમિતિના પ્રમુખ તરીકે ઉજ્જવળ કાર્યદક્ષતા દાખવી હતી, અને એ રીતે તો જ્ઞાતિના લગભગ બધા મેળાવ-ડાઓની સફળતામાં શ્રી. મગનલાલભાઈનો પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે તન, મન, ધનનો ફાળો નોંધાયોજ હોય છે. જ્ઞાતિના મેળાવડા-ઓમાં વગર લવાજમે પોશાકો, અભૂષણો અને વિવિધ સામ-ગ્રીઓ આપવા ઉપરાંત ખડે પગે પણ તેઓ સેવા ઉઠાવતા દૃષ્ટીએ ચડે છે.

અને એજ રીતે શહેરની અન્ય સંખ્યાબંધ સંસ્થાઓમાં તેઓ ગૌરવભર્યું સ્થાન પામ્યા છે. મુંબઈની નામાંકિત સેવાસંસ્થા 'પ્રગતિ સમાજ'ના ખજાનચી તરીકે તેમણે ઉઠાવેલી સેવા માટે સંસ્થાના કાર્યવાહકોએ ભારે સંતોષ દાખવ્યો છે, એ સંસ્થાએ શ્રી. મહાદેવભાઇ દેસાઈના 'દુષ્કાળ નિવારણ ફંડ'ના લાભાર્થે યોજેલા સમારંભની સફળ-તામાં તેમનો યશસ્વી ફાળો હતો. સાંતાક્રુઝના નાગરિક મંડળ 'મુક્તિ-સંઘ'ના અગ્ર સ્થાપકોમાં પણ તેમનું નામ શોભી રહ્યું છે, અને તેની પ્રગતિમાં શ્રી. મગનલાલભાઇનો હિસ્સો અમાપ છે, ઉપરાંત 'ભૂલેશ્વર કલોથ મરચન્ટસ એસોસિએશન'ના પ્રમુખ તરીકે તેમણે દાખવેલી બાહોશી પણ વ્યાપારી આલમને ઉપયોગી નીવડી છે. આ બધી સેવા-પ્રવૃતિઓ ઉપરાંત તેઓ 'ધી મોડૅલ પ્રોવિડંટ ઇન્સ્યુરન્સ કંપની લી.' ના એક ડીરેકટર તરીકે પણ ફરજ બજાવે છે.

જામતો વ્યવસાય, ખીલતી સેવાપ્રવૃતિઓ છતાંય સદા નિરભિમાનતા, સરળતા, સજ્જનતા અને સર્વ કોઈને ઉપયોગી થઇ પડવાની પુણ્યવૃતિને કારણે તેમણે સર્વત્ર જમાવેલ સુવાસ અતિશય અનેરી છે. જ્ઞાતિપ્રેમે છલકાતા અને જ્ઞાતિબંધુઓના દુઃખે દુભાતા તેમના સેવાભાવી આત્માએ કેટલાંય જ્ઞાતિબંધુઓના ઉત્કર્ષમાં ઉમદા ફાળો આપ્યો છે. પરોક્ષ રીતે તેમણે સદા જામતા વેગે બજાવેલી આ જ્ઞાતિસેવાએ અનેરી ઉજ્જવળતા અર્પી છે.

તેમના નાના બંધુ શ્રી. હરિલાલભાઇ ભગવાનજી ડ્રેસવાળા પણ ઉછળતો ઉત્સાહ ધરાવતા સેવાવૃતિથી રંગાયલા અને વ્યવસાયક્ષેત્રે અદ્‌ભૂત કાબેલિયત દાખવતા અનેરી આશા આપતા નવજવાન છે.

ઉત્કટ સેવાભાવી અને પ્રેમાળ એવા 'સૌના પ્યારા દોસ્ત' શ્રી. મગનલાલભાઈનું ભાવી અતિશય ભવ્યતા ધરશે. એમાં સંશય નથી.



# સ્વામી ભિક્ષુ અખંડાનંદ

[અમદાવાદ]

વર્ષો સુધી ગુર્જરગિરાની અત્યુત્તમ સેવા બજાવી અતિ ગૌરવભરી જીવનકારકિર્દી આલેખનાર સ્વામી ભિક્ષુ અખંડાનંદની ઉજ્જવળ કીર્તિ કાળો સુધી અમર રહેશે. સ્વામીજીએ 'સસ્તા સાહિત્ય કાર્યાલય' દ્વારા ધર્મનાં ઉચ્ચ ગ્રંથો ઉપરાંત સમાજોપયોગી–અમૃતસંજીવની સમું કિંમતી સાહિત્ય પાણીને મૂલે પ્રસિદ્ધ કરી જનતાની તેમજ સાહિત્યની મહાન સેવા બજાવી છે.

જગતની આકરી આળપંપાળોથી ત્રાસેલા તેમના મહાન આત્માએ સાધુજીવનમાં સિદ્ધિ દીઠી. જીવનના ઝંઝાવાતોમાંથી જાગેલા અદ્દભૂત જ્ઞાનથી તેમણે સમાજ પર સાહિત્ય સંજીવની છાંટી. તેમનો સંન્યાસ ધૂણી, રાખ અને ચીપીયામાં સમાયો નહિ. પરંતુ જ્ઞાનનાં પુણ્યઝરણાં સમાજજીવનમાં વહેવડાવવામાં સાર્થક થયો છે.

બોરસદના એક વ્યાપારી કુટુંબમાં તેમનો જન્મ સંવત ૧૯૩૧ માં થયો હતો. 'લલ્લુભાઇ જગજીવનદાસ' એ તેમનું અસલ નામ. ગુજરાતી છ ધોરણના અભ્યાસ પછી નવજવાન લલ્લુભાઇએ વ્યાપારીક્ષેત્રે ઝંપલાવ્યું, સામાન્ય પગારે નોકરીઓ કરી સ્વતંત્ર વ્યાપાર પણ સાધ્યો. પરંતુ સાહસિક અને પુરૂષાર્થી સ્વભાવે ચાલુ ચોગઠામાં સંતોષ ન માન્યો. સંવત ૧૯૪૮માં તેમના હસ્તે એક વિમાકંપનીની સ્થાપના થઇ, બેત્રણ વર્ષમાં એ કંપનીએ જીવન સંકેલ્યું. ફરી અનાજ, લોખંડનો વ્યાપાર કિસ્મતે લાખ્યો. પરંતુ સાહસિક સ્વભાવ ફરી સળવળ્યો, ફરી વ્યાપારી કંપની કાઢી. આમ વિવિધ વ્યાપારો અને નોકરીઓમાં તેમણે સિદ્ધિ ન દીઠી. પરિણામે સંવત ૧૯૬૦ના મહા વદ ૧૪ના દિને શ્રી. લલ્લુભાઈએ ગભરૂ ઓરત અને ઉછરતા પુત્રની માયા તજી સંન્યાસ લીધો.

સંન્યાસી 'ભીક્ષુ અખંડાનંદે' ધાર્મિક સાહિત્યનો ઉંડો અભ્યાસ આદર્યો. એ અભ્યાસમાંથી તેના પ્રચારની પ્રેરણા જાગી. અને અમદાવાદમાં 'સસ્તા સાહિત્ય કાર્યાલય'ની સ્થાપના થઇ. સાહિત્યપ્રચારના શુદ્ધ હેતુથી સંખ્યાબંધ ગ્રંથો એ સંસ્થાએ પ્રસિદ્ધ કરીને નામની કિંમતે ચોતરફ પ્રસરાવ્યાં છે. સંખ્યાબંધ કિંમતી ગ્રંથોએ 'સસ્તા સાહિત્ય કાર્યાલય'ની કીર્તિ અતિ ભવ્ય બનાવી છે. રાજવીના વિરાટ મહાલયથી રંકની ફાટીતૂટી ઝૂંપડી સુધી એ પ્રિય બન્યાં છે. અને અંધારામાં અંધારા પ્રદેશમાં 'સસ્તા સાહિત્ય કાર્યાલયે' સાહિત્ય સંજીવનીનો મહાધોધ વહેવડાવ્યો છે.

છેલ્લા પાંચેક વર્ષથી વૃદ્ધાવસ્થાને કારણે સ્વામીજી તદ્દન નિવૃતિનિવાસ સેવે છે. અને 'સસ્તા સાહિત્ય કાર્યાલય'ના જાહેર ટ્રસ્ટની તેમણે સ્થાપના કરી છે.

જનસમાજની અને સાહિત્યની કિંમતી સેવા બજાવનાર 'ભિક્ષુ અખંડાનંદ' સમા સાધુપુરૂષોની સમાજ ઝંખના કરે છે।



# અંધકવિ શ્રી. હંસરાજ હરખજી

[ અમરેલી ]



મ્યારી માતૃભૂમિનું જીવન જ્યારે ગુલામીની ગોઝારી શૃંખલાઓથી જડાયું હોય, એનો પ્રાણ રૂંધાતો હોય ત્યારે રાષ્ટ્રનાં શાયરો ચંદ્ર, ચાંદની ચમન અને ચકોરીની શાયરીમાં લપેટાય તો તેમની માનવતા લાજે, સુવિખ્યાત રાષ્ટ્રિય શાયર અંધકવિ હંસરાજભાઇએ તો તેમની કાવ્યગંગાનો પ્રવાહ સુતેલાં આત્માઓને જગાડવાં અને જનસમાજને વતનભક્તિના રંગે રંગવાના પુણ્યકાર્ય અર્થેજ વહાવ્યો છે.

પિતા હરખજીભાઇને ગૃહે વતન અમરેલીમાં કવિ હંસરાજ-ભાઇનો જન્મ સંવત ૧૯૪૮ના આશો વદ ૪ ના દિને થયો હતો. માત્ર બે વર્ષની વયે અકસ્માતે નયનો ગુમાવ્યા. છતાં બુદ્ધિબળે સતેજ એવા આ અંધ વિદ્યાર્થીએ માત્ર સાંભળીને વિદ્યાભ્યાસ કર્યો, અંકગણિતનાં દાખલાઓ અને પુસ્તકના પાઠો મોંએથી કડ-

કડાટ બોલીને અદ્ભૂત યાદશકિત દાખવી હતી. ગુજરાતી છઠા ધોરણમાં આજ રીતે પ્રથમ નંબરે પરીક્ષા પસાર કરીને તેમણે એક અદભૂત ચમત્કારનો દાખલો નોંધાવ્યો. ગુજરાતી ઉપરાંત હિન્દી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ પ્રાપ્ત કરી આ આશ્ચર્યકારી યાદશકિત અને જ્ઞાનબળ દાખવતા અંધ વિદ્યાર્થીએ વીસ વર્ષની વયે વિદ્યાર્થીવસ્થા સમાપ્ત કરી.

સોળ વર્ષની વયે જાગેલી કાવ્યશકિત દિનપ્રતિદિન વિકાસ સાધવા માંડી. અને તેના શાસ્ત્રીય અભ્યાસ માટે શ્રી. હંસરાજભાઇએ ચાર વર્ષ સુધી સંગીતશાસ્ત્રનો ઉંડો અભ્યાસ કર્યો. સંગીતના સાત વર્ષ ઉપરાંત વીણા, વાયોલીન, જલતરંગ, દીલરૂબા વગેરે તમામ વાદ્યોની પરીક્ષા ઉચ્ચ કક્ષામાં પસાર કરી. આમ એક શાસ્ત્રીય સંગીતકાર શાયરની પ્રાપ્તી થઇ.

અતિ ગૌરવનો વિષય છે કે શ્રી. હંસરાજભાઇની શાયરી વાંઝણી નથી નીવડી, તેમનાં સેંકડો કાવ્યોએ કરોડો કલેજાંઓમાં થનગનાટ પેદા કર્યો છે, એમની શાયરીએ એ રીતે મર્દો જન્માવ્યા છે. પરંતુ તેમની આટલી અદ્ભૂત રાષ્ટ્રસેવાએજ તેમની મહત્તા પૂર્ણવિરામ પામતી નથી. આંખોએ અંધ હોવા છતાં જ્યારે જ્યારે દેશની હાકલ પડી છે ત્યારે ત્યારે આ રાષ્ટ્રશાયરે રણવાટે પણ ઝંપલાવ્યું છે. એ એમના જીવનની મહાન સિદ્ધિ છે.

ઇ. સ. ૧૯૧૫-૧૬માં મહાત્માજીના હિંદના આગમનકાળથીજ જાગેલી રાષ્ટ્રભકિતએ તેમણે આશાવંત સરકારી નોકરી તજી. ગુજરાતને ગામડે ગામડે ફરી જનતાને જગાડી. ઇ. સ. ૧૯૨૩માં, ઇ. સ. ૧૯૩૦ અને ઇ. સ. ૧૯૩૨માં મહિનાઓનો કપરી યાતનાઓભર્યો કારાવાસ અંધકવિએ વેઠયો. રાષ્ટ્રભકિતનો એકરાર પણ કોર્ટમાં તેમણે કાવ્ય દ્વારાજ કર્યો હતો, એજ રીતે તેમનું 'ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં' એ ઐતિહાસિક કાવ્ય દેશવ્યાપી નીવડયું છે. અને

તેમના છએક કાવ્યસંગ્રહો પ્રસિદ્ધ થયાં છે. તે 'હંસ-કાવ્ય, કાવ્ય ત્રિવેણી, કાવ્યગંગા, રાષ્ટ્રરણગીત, દેશ ઉર્મિ અને હંસમાનસ છે. છેલ્લાં પુસ્તકમાં લગભગ પાંચસો કાવ્યો છે. તેની પ્રસ્તાવના કાકા કાલેલકરે લખી છે. તેમના કાવ્યોની રેકર્ડો પણ ઉતરી છે, આ સિવાય લગભગ સો જેટલાં તેમનાં અંગ્રેજી કાવ્યો પ્રસિદ્ધ થવાની તૈયારીમાં છે. આમ એક મહાન શાયર તરીકે શ્રી. હંસરાજભાઈએ ભવ્ય કીર્તિ પ્રાપ્ત કરી છે.

ઉપરાંત તેઓ લોહાણા જ્ઞાતિના ઉત્કર્ષનાં પ્રશ્નમાં પણ ઉંડો રસ ધરાવે છે. અમરેલી લોહાણા બોર્ડિંગની વ્યવસ્થાપક કમિટીના સભ્ય પણ છે.

રાષ્ટ્રભક્તિથી રંગાયલા આ સુપ્રસિદ્ધ રાષ્ટ્રિય શાયર 'કવિ હંસ'ને નામે સમસ્ત મહાગુજરાતમાં ઘેર ઘેર જાણીતા છે.

———:૦:———

# શ્રી. જદુરાય ડી. ખંધડીયા

[કલકત્તા]



ગુજરાતી સાહિત્યક્ષેત્રે હાસ્યરસના કુશળ લેખક તરીકે ઉમદા કીર્તિ જમાવનાર શ્રી. જદુરાય દુર્લભજી ખંધડીયાએ ગુજરાતી સાહિત્યની અણમૂલ સેવા બજાવી છે. તેમના સંખ્યાબંધ પુસ્તકો અને સેંકડો લેખોએ તેમને હાસ્યસાહિત્યના મહારથીનું બિરૂદ બક્ષ્યું છે.

ભાવનગરના ખંધડીયા કુટુંબમાં સંગીતશિક્ષક પોતાના ગૃહે શ્રી. જદુરાયભાઈનો જન્મ ઇ. સ. ૧૮૯૯ના મે માસની સોળમી તારીખે રાજકોટમાં થયો હતો. તેમની વિદ્યાર્થીવસ્થા પિતાના ભરૂચના વસવાટના કારણે ભરૂચમાં જ પસાર થઈ. અનેક ઉજ્જવળતાથી ઓપતો અભ્યાસકાળ વીતાવી તેઓ મેટ્રિક થયા. એ પછી વડોદરા કલા ભુવનમાં જોડાયા. વ્યાપારીજ્ઞાન પ્રાપ્ત કર્યું. એકાઉન્ટન્સી, કોરસપોન્ડન્સ,

બેન્કીંગ, થિયરી ઓફ કોમર્સ અને ટાઇપરાઇટીંગનો ઉંડો અભ્યાસ કર્યો. એ ઉપરાંત જુદી જુદી કેટલીક પરીક્ષાઓ આપી ભવ્ય સિદ્ધિઓ સાધી. મુંબઈમાં 'કીન કવાન કું લી. 'નામે એક જાપાનીસ પેઢીમાં એકાઉન્ટટંટના હોદ્દા પર સારા પગારે નિમાયા. એ કંપનીમાં વર્ષોની ઉજ્જવળ કારકિર્દી જમાવી. એ પછી ઇ. સ. ૧૯૩૮ માં તેમણે મુંબઈમાં તેમજ કલકત્તામાં 'રોયશેટસ લી.' નામની એક વ્યાપારી પેઢી સ્થાપી હતી. હાલ તેઓ કલકત્તામાં વસવાટ કરી રહ્યા છે. વ્યવસાયીજીવનમાં શ્રી. ખંધડીયાએ ઉચ્ચ હોદ્દાઓ શોભાવી કુશળ કાર્યદક્ષતા દાખવી છે.

આમ વ્યવસાયક્ષેત્રે ઝંઝાવાતી છતાં તેમની સાહિત્યસેવાએ સદાય ઉજ્જવળતા ધરી છે. તેમણે 'લોહાણા વિજય' તેમજ ગુણ-સુંદરી'ના સહતંત્રી તરીકે અને કલકત્તામાં 'ગુજરાત' નામના સાપ્તાહિકના તંત્રી તરીકે અખબારી આલમમાં પણ ચંચૂપાત કર્યો છે. અને તેમની કલમે કાવ્યો, હાસ્યલેખો પણ સેંકડોની સંખ્યામાં આપ્યા છે. સાહિત્ય રસિકોમાં અતિ પ્યાર પામેલા તેમના સંખ્યાબંધ પુસ્તકોમાં 'બુદ્ધિનું બજાર, નવનવી વાતો, લોહાણાવીરોની વાતો, દેવોને ખુલ્લાં પત્રો, હૃદયની રસધાર, વિનોદશાસ્ત્ર, દોઢડહાપણ સાગર, ફેન્સી ફારસો, હિન્દી લશ્કરનો ઇતિહાસ, હાસ્યદર્શન તેમજ સચિત્ર રામાયણ ઉપરાંત બે અંગ્રેજી પુસ્તકો છે.

વિનોદશાસ્ત્રી શ્રી. ખંધડીયા એક સારા યોજનાશાસ્ત્રી, અને કંઈ કંઇ નવું કરવાની વૃતિવાળાં બાહોશ, કુશળ અને ખેલદિલ વિદ્વાન તરીકે નામના પામ્યા છે.

---o---

# શ્રી. કરસનદાસ ન. માણેક

[ મુંબઇ ]

અદ્‌ભૂત રાષ્ટ્રભક્તિ અને અનેરી સાહિત્ય સેવાના વિરલ રંગોએ જેમનું આખુંય જીવન રંગાયું છે એવા જાણીતા કવિ, સાહિત્યકાર તેમજ પત્રકાર શ્રી. કરસનદાસ ન. માણેક સાહિત્યક્ષેત્રે ઉજળી નામના ધરાવે છે. પેઢીઓથી કરાંચીમાં વસતા હડીઆણાના માણેક કુટુંબમાં વ્યાપારી પિતા નરસિંહદાસ ડાહ્યાભાઇના ગૃહે શ્રી. કરસનદાસભાઇનો જન્મ સંવત ૧૯૫૮ના કારતક વદ ત્રીજના દિને થયો હતો. કરાંચીની સી. એમ. એસ. હાઇસ્કૂલ દ્વારા ઈ. સ. ૧૯૧૯માં મેટ્રિક થઇ તેઓ કોલજના અભ્યાસક્ષેત્રે જોડાયા. પરંતુ ઇ. સ. ૧૯૨૧માં સત્યાગ્રહનો સાદ પડતાં નવજવાન કરસનદાસભાઇએ કોલેજને જુહાર કર્યાં. અમદાવાદની ગૂજરાત વિદ્યાપીઠમાં બે વર્ષ ગાળી ઇ. સ. ૧૯૨૩માં તેઓ કરાંચીની માધ્યમિક શાળા 'શ્રી કૃષ્ણ વિનય મંદિર'ના હેડ-માસ્તરપદે સ્થાપિત થયા. ઇ. સ. ૧૯૨૪માં રાણપુરના 'સૌરાષ્ટ્ર' કાર્યાલયમાં જોડાયા.

એ પછી ઈ. સ. ૧૯૨૬માં ફરી કોલેજ જીવન શરૂ કરી એજ વર્ષમાં એસ. ટી. સી. અને ઇ. સ. ૧૯૨૭માં બી. એ. થયા.

ઇ. સ. ૧૯૨૮થી ૩૩ સુધી કરાંચીની 'મારવાડી વિદ્યાલય'ના પ્રિન્સીપાલપદે ફરજ બજાવી, ઈ. સ. ૧૯૨૩ થી ૩૭ સુધી ગુજરાત વિદ્યાલયના પ્રિન્સીપાલપદને ઉજાળ્યું. આજે તેઓ સુપ્રસિદ્ધ 'જન્મભૂમિ' પત્રના ઉપતંત્રીપદે કાર્ય કરી રહ્યા છે.

આમ રાષ્ટ્ર, સાહિત્ય અને શિક્ષણક્ષેત્રને અર્પણ થયેલા એમના ઉજ્જવળ જીવને રૂડી કારકિર્દી જમાવી છે. ઇ. સ. ૧૯૩૦–૩૨ના સત્યાગ્રહ સંગ્રામમાં પણ શ્રી. કરસનદાસભાઇએ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. અને આકરો જેલ નિવાસ મેળવ્યો હતો. એ પછી કરાંચીની મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે

અતિ નાની ઉંમરે ચૂંટાયા હતા. અનેક પુણ્યપ્રસંગો તેમના સંચાલન તળે સફળ બન્યાં છે. ઇ. સ. ૧૯૨૮માં કવિ નાનાલાલના પ્રમુખપદે મળેલા 'સાહિત્યકળા મહોત્સવ'ના મંત્રી તરીકે, ઇ. સ. ૧૯૩૭માં કરાંચીમાં મળેલા 'ગુજરાતી સાહિત્ય સંમેલન'ની સ્વાગત સમિતિના મંત્રી તરીકે તેમણે તેની સફળતા માટે ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો.

અખબારીક્ષેત્રે તેમની 'સૌરાષ્ટ્ર'ની કારકિર્દી ઉપરાંત કરાંચીમાં 'ક્ષાત્રતેજ' પખવાડિકના તંત્રી તરીકે, ડેલી મીરર' નામના દૈનિકના તંત્રી તરિકે, 'સુહિણી' નામના સંસ્કારી માસિકના તંત્રી તરીકે ઉજ્જવળ કારકિર્દી અર્પી હતી. ઉપરાંત તેમના પુસ્તકોમાં ઇ. સ. ૧૯૨૧ માં કવિવર ટાગોરની 'મુક્તધારા' નાટિકાનો ગુજરાતી અનુવાદ, ઇ. સ. ૧૯૨૫ માં બે બાળ નાટકો, ઇ. સ. ૧૯૩૩ માં 'આલબેલ' નામે કાવ્યસંગ્રહ વગેરે પ્રસિદ્ધ થયાં છે. તેમનાં સંખ્યાબંધ કાવ્યો-એ લોકસમાજના દિલમાં ઝનઝનાટી પ્રસરાવી છે. એ ઉપરાંત નાટિકાઓ, નવલિકાઓ પણ તેમણે પુષ્કળ પ્રમાણમાં લખી છે. 'જન્મભૂમિ'માં પ્રસિદ્ધ થતી 'અહો રાયજી સૂણીએ'ની તેમની કોલમ અતિ લોકપ્રિય બની છે.

શ્રી. કરસનદાસ માણેક ઉચ્ચ કક્ષાના કવિ, સાહિત્યકાર તેમજ પત્રકાર હોવા ઉપરાંત સારા કળાકાર છે, એમેચ્યર્સ રંગ-ભૂમિ ઉપર એક સારા નાટયકાર ઉપરાંત દિગ્દર્શક અને કલાકાર તરીકે તેઓ નામના પામ્યા છે.



# શ્રી. કપિલભાઈ પ. ઠક્કર

[ભાવનગર]



ભાવનગરના સેવાભાવી ઠક્કરકુટુંબે અનેક નરરત્નો ઉપજાવ્યાં છે, તેમાંના એક શ્રી. કપિલભાઇ પરમાણંદ ઠક્કર આજે ભાવનગરના જાહેરજીવનમાં ઉમદા સ્થાન ધરાવે છે. સંસ્કારી અને સેવાભાવી શિક્ષક પિતા સ્વ. પરમાણંદદાસ વિઠ્ઠલદાસ ઠક્કરના ગૃહે શ્રી. કપિલભાઈનો જન્મ ઈ. સ. ૧૮૯૨ના અપ્રિલ માસની ત્રીજી તારીખે થયો હતો. એ વેળા સ્વ. પરમાણંદદાસ વઢવાણ હાઈસ્કૂલમાં શિક્ષક હતા, એટલે તેમનું બાળજીવન વઢવાણમાં જ પસાર થયું. ઈ. સ. ૧૯૦૪માં પિતા 'સનાતન ધર્મ હાઇસ્કૂલ'ના હેડમાસ્તર નિમાતાં માધ્યમિક શિક્ષણ ભાવનગરમાં જ લઇ ઇ. સ. ૧૯૧૦માં તેઓ મેટ્રિક થયા. ઇ. સ. ૧૯૧૭માં બી. એ. થયા અને ઇ. સ. ૧૯૨૪માં કલકત્તા યુનિવર્સિટીની એમ. એ. ની ડીગ્રી પણ પ્રાપ્ત કરી.

શિક્ષક પિતાના પુત્રે શિક્ષણક્ષેત્રમાં જ ઝંપલાવ્યું. બી. એ. થયા પછી સનાતન ધર્મ હાઇસ્કૂલમાં એક શિક્ષક તરીકે તેમણે

કારકિર્દી શરૂ કરી. ઇ. સ. ૧૯૨૯થી ૩૧ સુધી ભાવનગરની સામળદાસ કોલેજમાં અંગ્રેજીના કામચલાઉ પ્રોફેસર તરીકે પણ કાર્ય કર્યું હતું. આજે તેઓ 'સનાતન ધર્મ હાઈસ્કૂલ' સાથે જ સંકળાયલા છે.

સેવાભાવી કુટુંબમાં ઉછરીને શ્રી. કપિલભાઈએ છેક વિદ્યાર્થીવસ્થાથી જ ઉજ્જવળ સેવા કારકિર્દી જમાવવા માંડી હતી. ઇ. સ. ૧૯૧૨ થી ૧૯ સુધી ભાવનગરમાં તેમણે એક હરિજન શાળાનું સૂત્રસંચાલન કર્યું હતું, ઇ. સ. ૧૯૧૧ થી 'થીઓસોફિકલ સોસાયટી'માં જોડાયા છે, વર્ષોથી તેની સ્થાનિક સમિતિમાં ચૂટાતા આવે છે, ઇ. સ. ૧૯૩૪ થી ૩૬ સુધી સેક્રેટરી તરીકે અને ઇ. સ. ૧૯૨૮ થી આજ પર્યંત ઉપપ્રમુખ તરીકે ઉજ્જવળ કારકિર્દી જમાવી છે; એ ઉપરાંત જ્ઞાતિના સેવાક્ષેત્રે તેઓ ૧૯૩૦ થી 'લોહાણા બોર્ડિંગ'ની સેવા બજાવી રહ્યા છે, ઇ. સ. ૧૯૨૯ માં 'મોંઘીબાઇ લોહાણા ઉદ્યોગશાળા'ની કાર્યવાહી સમિતિના સભ્યપદે ચૂંટાયા પછી ઇ. સ. ૧૯૩૨ થી તેના સેક્રેટરી છે; ઇ. સ. ૧૯૩૪ થી મીઠીબાઇ ટ્રસ્ટના ટ્રસ્ટી છે, ભાવનગર હાયર એ. બોર્ડિંગના પ્રણેતા તરીકે તેના સેક્રેટરી પણ ચૂંટાયા છે. એ સંસ્થાઓની ઉજ્જવળતા માટે તેમની ઝંખના અતિ પ્રબળ છે.

અભ્યાસી, અને વિદ્વાન એવા શ્રી. કપિલભાઇ સાહિત્યક્ષેત્રના જુનાજોગી છે. વર્ષોથી તેઓ 'મજનૂ'ના નામે ગુજરાતી-અંગ્રેજી કાવ્યો, નાટિકાઓ લખે છે. ચાર વર્ષ સુધી 'ફુલછાબ'ના તંત્ર મંડળમાં પણ તેમણે કારકિર્દી અર્પી હતી.

આવું ઉજ્જવળ જીવન ધરાવતાં શ્રી. કપિલભાઇ વિદ્વાન છતાં નિરભિમાની, જાહેરકાર્યકર છતાં સદા શાંત અને પ્રેમાળ સ્વભાવ તેમના ઉમદા જીવનને વધુ ઉજ્જવળ બનાવી રહ્યો છે.

—*()*—

# શ્રી. રામુભાઈ પ. ઠક્કર

[મુંબઈ]



અક્ષરની ઉજળી આલમમાં ઉચ્ચ આસનો પર અનેરી કારકિર્દી અર્પનાર શ્રી. રામુભાઇ પરમાણંદ ઠક્કર સાહિત્યકાર અને પત્રકાર તરીકે ઉજ્જવળ નામના પામ્યા છે. ભાવનગરના ઠક્કર કુટુંબમાં પિતા પરમાણંદદાસના ગૃહે તેમનો જન્મ સંવત ૧૯૫૪ ના આશો શુદ ૪ ના દિને થયો હતો. મેટ્રિક પસાર કર્યા પછી કોલેજમાં બે વર્ષો ગાળી ઈ. સ. ૧૯૧૮ માં શ્રી. રામુભાઇએ મુંબઈના 'હિન્દુસ્તાન' દૈનિકના ઉપતંત્રી તરીકે અખબારી આલમમાં ઝંપલાવ્યું. તે પછી 'વીસમીસદી' વગેરે કેટલેક સ્થળે કારકિર્દી જમાવ્યા પછીથી શેઠ નાનજી કાળીદાસ મહેતાના ખાનગી સેક્રેટરી તરીકે આફ્રિકા ગયા હતા.

વતન આવી તેઓ રાણપુરના સુપ્રસિદ્ધ 'સૌરાષ્ટ્ર કાર્યાલય'માં 'સ્વાધિન મુદ્રણાલય'ના મેનેજરપદે જોડાયા. એ પદ પર સાડાચાર

વર્ષની ઉજ્જવળ કારકિર્દી પછી મુંબઇમાં નવા શરૂ થયેલા 'જન્મભૂમિ' પત્રના વ્યવસ્થાપક તરીકે તેમની નિમણુંક થતાં મુંબઇ આવ્યા. છેલ્લા ચાર વર્ષથી તેઓ સુપ્રસિદ્ધ ફીલ્મ સંસ્થા 'બોમ્બે ટોકીઝ'ના પબ્લીસીટી મેનેજર તરીકે અનેરી કાર્યદક્ષતા દાખવી રહ્યા છે.

કુશળ સાહિત્યકાર શ્રી. રામુભાઈની કલમ દરેક ક્ષેત્રે એક સરખી ખીલી નીકળે છે, કાવ્યો ઉપરાંત 'હાસ્યસાહિત્ય' એ એમનો પ્રિય વિષય છે. ઉપરાંત તેમણે 'કાનમાં કહું ?' વગેરે પુસ્તકો લખ્યાં છે. અને છૂટક છુટક વહેલો તેમનો સાહિત્યપ્રવાહ તો અતિ વિપૂલ છે. 'ફુલછાબ'માં અતિ લોકપ્રિય બનેલી 'હું બાવા અને મંગળદાસ'ની તેમની માર્મિક કટાક્ષમય લેખમાળા તેમના 'હાસ્યરસ'ની અદ્દભૂત ખૂબી બતાવે છે.



# શ્રી. પ્રભુદાસ સુંદરજી દાવડા

[પોરબંદર]



ઝળકતી કારકિર્દીથી ધારાશાસ્ત્ર જગતમાં કીર્તિ પ્રાપ્ત કર્યા ઉપરાંત સેવાભાવથી જીવનનું સાર્થક કરીને શ્રી. પ્રભુદાસ સુંદરજી દાવડા જીવનને ઉજ્જવળતા અર્પી શકયા છે. વકીલ પિતાના ત્રણે ધારાશાસ્ત્રી પુત્રોમાં સૌથી મોટા શ્રી. પ્રભુદાસભાઇનો જન્મ વતન પોરબંદરમાં ઇ. સ. ૧૮૮૬ ના જુલાઇ માસની આઠમી તારીખે થયો હતો. જુનાગઢ હાઈસ્કૂલ દ્વારા ઇ. સ. ૧૯૦૪ માં મેટ્રિક થઇ પોરબંદર સ્ટેટની વકીલાતની સનંદ પ્રાપ્ત કરી નવીબંદરમાં વકીલાત જમાવી. એ પછી ઇ. સ. ૧૯૨૨ થી પોરબંદરમાં ઉજ્જવળ વકીલાતજીવન ગાળી રહ્યા છે.

શ્રી. પ્રભુદાસભાઇનું જાહેરજીવન તો નવીબંદરના વસવાટકાળથીજ પાંગર્યું હતું. વર્ષો સુધી 'નવીબંદર સહાયક સમાજ'ના સેક્રેટરી તરીકે સુંદર સેવા બજાવી હતી. ઇ. સ. ૧૯૦૯ માં સ્થપાયલું 'નવીબંદર મહાજન પુઅર ફંડ' પાંચ વર્ષ સુધી તેમના સંચાલન તળે ચાલ્યું હતું.

ઇ. સ. ૧૯૧૪ માં નવીબંદર ધર્મશાળા તેમના અથાક પરિશ્રમના ફળરૂપ સ્થપાઇ. 'ભાવનગર લોહાણા પરિષદ'માંથી આવ્યા પછી માધવપુરની આજની લોહાણા બોર્ડિંગની સ્થાપના કરાવવાનું માન પણ તેમને ફાળે જ ગયું એ પછી આજે વર્ષોથી એ સંસ્થાના મેનેજીંગ ટ્રસ્ટી તરીકે તેઓ સેવા બજાવી રહ્યા છે. એજ રીતે 'માધવપુર કાંઠાળ લોહાણા મહાજનવાડી'ની સ્થાપનામાં પણ તેમનો અગ્ર હિસ્સો હતો. ઇ. સ. ૧૯૨૨ થી 'પોરબંદર 'સહાયક સમાજ'ના સેક્રેટરી તરીકે, વર્ષોથી હરિજન સહાયકારી મંડળ'ના પ્રમુખ તરીકે, ઇ. સ. ૧૯૩૩ થી 'હરિદાસ ભીમજી બાળાશ્રમ'ના સહમંત્રી તરીકે, ઈ. સ. ૧૯૩૭ થી પોરબંદર મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે તેઓ યશદાયી કારકિર્દી ધરાવે છે. ઉપરાંત દરબારગઢમાં આવેલા 'પ્રણામ મંદિર'ના મુખ્ય કાર્યવાહક તરીકે છેલ્લા વીસ વર્ષથી તેઓ સેવા બજાવતા આવ્યા છે. આમ શ્રી. પ્રભુદાસભાઇનો સેવાભાવ અતિશય ઉજ્જવળ છે.

તેમના મોટા પુત્ર શ્રી. ધર્મપ્રસાદ પણ એડવોકેટની પરીક્ષા પસાર કરી પોરબંદરમાં વકીલાત કરી રહ્યા છે.



# શ્રી. પુરૂષોત્તમદાસ લ. ખેતાણી

[ પોરબંદર ]



સેવાભૂમિ સુદામાપુરીને આંગણે વિખ્યાત વકીલ અને સતેજ સેવાભાવી શ્રી. પુરૂષોત્તમદાસ લખમશી ખેતાણીની ઉજ્જવળ સેવાઓ નોંધાઇ છે. તેમના પિતાશ્રી સ્વ. લખમશી ગોકુળદાસ રાજકોટ નજીક વતન કુવાડવામાં ફોજદાર અને તે પછી ટપેદાર, તજવીજદાર તેમજ મામલતદારપદે પહોંચ્યા હતા. તેઓ પોરબંદર સ્ટેટમાં મામલતદાર નિમાતાં તેમનું કુટુંબ પોરબંદરમાં વસ્યું.

શ્રી. પુરૂષોત્તમદાસનો જન્મ સંવત ૧૯૩૮માં થયો હતો. કુવાડવા, અને રાણાવાવમાં શિક્ષણ પ્રાપ્ત કરી અંગ્રેજી પાંચ ધોરણના અભ્યાસ પછી ચોવીસ વર્ષની વયે પોરબંદરની વકીલાતની પરીક્ષા પસાર કરી વકીલાત શરૂ કરી, દિનપ્રતિદિન તેમની વકીલાતે વિકાસ ધર્યો. આજે તેઓ પોરબંદરના એક અગ્રગણ્ય વકીલ તરીકે પ્રતિષ્ઠા પામ્યા છે.

સેવાભાવી સ્વભાવે છેલ્લાં પાંત્રીસ વર્ષના એકધારા જાહેર-જીવનમાં સંખ્યાબંધ સંસ્થાના સંચાલનમાં કિંમતી ફાળો આપ્યો છે. દસ વર્ષ સુધી લોહાણા બોર્ડિંગના સેક્રેટરી તરીકે અને છેલ્લા વીસ વર્ષથી 'સ્વ.વિઠલદાસ પુરૂષોત્તમદાસ અમલાણી લોહાણા પુસ્તકાલય'ના સેક્રેટરી છે. ઇ. સ. ૧૯૩૦થી 'હરિદાસ ભીમજી લોહાણા બાળાશ્રમ'ના સેક્રેટરી તરીકે પણ સેવા ઉઠાવી રહ્યા છે. ઉપરાંત આજે મહાજન સમિતિના અને લોહાણા બોર્ડિંગની કાર્યવાહક સમિતિના સભ્ય છે. ઈ. સ. ૧૯૩૨થી ૪૦સુધી પોરબંદર સ્ટેટ મ્યુનિ-સિપલ કોરપોરેશનમાં ચૂંટાતા હતા, ઉપરાંત નવ વર્ષથી 'બનારસ ગવર્મેન્ટ સંસ્કૃત કોલેજ'ની પોરબંદરની પરીક્ષક કમિટીમાં અને છ વર્ષથી 'બંગાળ સંસ્કૃત એસોસિએશન'ની સ્થાનિક પરીક્ષક કમિટીના સભ્ય છે.

તેમને ધાર્મિક ક્ષેત્રમાં ઉંડો રસ છે. 'ઓલ ઇન્ડિયા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ'ની પોરબંદર શાખાના છેલ્લા સાત વર્ષથી પ્રમુખ છે, ધાર્મિક સાહિત્યનો ઉંડો અભ્યાસ પણ ધરાવે છે. દ્વારકાના શંકરા-ચાર્યજીએ તેમને 'સ્વધર્મધૂરંધર' અને જામનગરના વિશ્વનાથ આશ્રમે 'જીજ્ઞાસુ ધર્મ ભાસ્કર'ની માનવંતી પદવીઓ અર્પણ કરી છે. તેમનો પરિવાર ઉચ્ચ કેળવણી પામ્યો છે. મોટા પુત્ર શ્રી. દેવકરણભાઈ આફ્રિકાના કંપાલામાં એડવોકેટ છે, બીજા શ્રી. જમનાદાસભાઇ જંગબારમાં પોલીસ ઇન્સ્પેકટર છે, ત્રીજા શ્રી. પ્રભુદાસભાઇ પોરબંદરમાં ઇલેકટ્રીક ફોરમેન છે, બીજા બે પુત્રો ઉચ્ચ કેળવણી લઇ રહ્યા છે.

---o---

# શ્રી. મંગળદાસ પ્રે. લોહાણા

[ મુંબઇ ]



વિરલ બુદ્ધિશકિત, બાહોશી અને કર્તવ્યપરાયણતાના ચમકતા રંગો વચ્ચે શ્રી. મંગળદાસ પ્રેમજી લોહાણા એડવોકેટનું ઘડાયલું જીવન અતિશય ઉજ્જવળ સ્વરૂપ પામ્યું છે. મુંબઈની ભાતબજારના નામાંકિત વ્યાપારી શેઠ પ્રેમજી મૂળજીના આ સુપુત્રનો જન્મ ઇ. સ. ૧૮૯૯ માં થયો હતો. બાળજીવન કુશળતાના ગુણો દાખવતું હતું, વિદ્યાર્થીજીવનમાં પણ વિરલ સિદ્ધિઓ સાંપડી હતી. મુંબઇની એસપ્લેનેડ હાઇ-સ્કૂલમાં અંગ્રેજી ૭ ધોરણના અભ્યાસ પછી શ્રી. મંગળદાસભાઇએ શાળા છોડી, પરંતુ મહત્વાકાંક્ષી દિલે ફરી મહત્વાકાંક્ષા જાગી અને મેટ્રિકની પરીક્ષાને માત્ર ૭ જ અઠવાડિયાનું અંતર હતું એટલા સમયમાં ફરી અભ્યાસે જોડાવા છતાં ઉચ્ચ સ્થાને મેટ્રિક થયા. અને સર પ્રાગમલ્લજી તેમજ રા. બ. કરમશી દામજીની સ્કોલરશિપ અને દીવાનબહાદૂર મણિભાઇ પ્રાઇઝ પ્રાપ્ત કરી, તેમણે અતિ નાની ઉંમરે અપ્રતિમ બુદ્ધિબળનો અદ્ભુત દાખલો નોંધાવ્યો હતો.

મેટ્રિક થયા પછી શ્રી. મંગળદાસભાઇ મુંબઇની 'સીડનહોમ કોમર્સ કોલેજ'માં વ્યાપારીજ્ઞાનની શાસ્ત્રીય સાધના સાધવા જોડાયા. એ અભ્યાસે અદ્ભૂત ઉન્નતિ સાધી, બી. કોમની ડીગ્રી ભવ્ય ઉજ્જવળતા વચ્ચે પ્રાપ્ત કરી મંગળદાસ હરીવલ્લભદાસ કોમર્સ પ્રાઇઝની પ્રાપ્તી કરી.

બી. કોમ. થયા પછી બે વર્ષ સુધી તો પિતાના વ્યવસાયમાં રચ્યાપચ્યા રહ્યા. પરંતુ નવનવી સિદ્ધિઓ ઝંખતા તેમના સ્વપ્ન-સેવી અંતરે એ વ્યાપારની ઘરેડમાં ધરબાઇ રહેવાનું રૂચ્યું નહિ, એમના આગેકદમા અંતરે નવી મહત્વાકાંક્ષા જાગી ઇ. સ. ૧૯૨૩ માં હાયકોર્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી, ઇ. સ. ૧૯૨૬માં એડવોકેટ પણ થયા. આજે તેમની વર્ષોની ધીખતી પ્રેકટીસ સુંદર રીતે જામેલી છે. ઉપરાંત ઇન્કમટેક્ષ એક્ષપર્ટ તરીકે પણ તેઓ સારી નામના ધરાવે છે.

જીવનમાં ભવ્ય રંગોએ ઉજ્જવળતા પ્રાપ્ત કરનાર મહત્વા-કાંક્ષી મંગળદાસભાઇને હૈયે સેવાવૃતિ તો સદા પાંગરતી જ રહી છે. 'કોમર્સ ગ્રેજ્યુએટ એસોસિએશન'ના ઉત્સાહી સેક્રેટરી તરીકે તેની વિવિધ પ્રવૃતિઓના પ્રણેતા મંગળદાસભાઈને કોમર્સ ગ્રેજ્યુ-એટોના હકકો માટે સદા સામા પક્ષો સામે ઝઝૂમી કેટલાક હકકો મેળવી આપવાનું સદ્ભાગ્ય સાંપડયું છે, અને એજ રીતે સંખ્યા-બંધ સંસ્થાઓના આગેવાન સભ્ય તરીકે તેમણે સમાજસેવા ઉઠાવવાના કોડ સેવ્યાં છે.

તેમના જીવનમાં બીજી પણ ઘણી સિદ્ધિઓ જડાઇ ગઇ છે. 'આઉટલાઈન્સ ઓફ ઇકોનોમિક હીસ્ટરી ઓફ ઇન્ડીયા' એ તેમનું અભ્યાસપ્રચૂર પુસ્તક તેમના કિંમતી જ્ઞાનની ઝાંખી કરાવે છે. ઉપરાંત તેઓ સંસ્કૃત, હિન્દી, અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષાના નિષ્ણાત છે. સંસ્કારે સમૃદ્ધ એવા આ વિરલ આદમી સ્વભાવે અતિ આગેકદમી અને સાહસિક છે, 'કંઇ કંઇ નવું કરવાની' તેમની વૃતિએ તેમના જીવનમાં અનેક સિદ્ધિઓ સાંપડી છે. રમત ગમત, તેમજ તરવાનો તેમને અદ્ભૂત શોખ છે.

સદા ખુશમિજાજી, પ્રખર સેવાભાવી અને સિદ્ધિશાળી, શકિત-શાળી તેમજ ભાવનાવાદી આ ધારાશાસ્ત્રી અનેક ઉજ્જવળ રંગો ધરાવે છે.

# શ્રી. ધીરજલાલ ઓ. ખંધડીયા

[ વેરાવળ ]



ધારાક્ષેત્રના ધીખતા વ્યવસાય વચ્ચે પણ જાહેરજીવનની જ્યોત જગતી રાખનારા વેરાવળના જાણીતા વકીલ શ્રી. ધીરજલાલ ઓધવજી ખંધડીયાએ આજે વેરાવળના જાહેરક્ષેત્રે ઉમદા નામના પ્રાપ્ત કરી છે. વિખ્યાત વકીલ પિતા સ્વ. ઓધવજી રણછોડદાસનો ઉજ્જ્વળ વકીલાતનો તેમજ સેવાભાવનો વારસો પ્રાપ્ત કરીને તેમણે તેમની યશગાથામાં કિંમતી ઉમેરો કર્યો છે. શ્રી. ધીરજલાલભાઇનો જન્મ ઈ. સ. ૧૯૦૩માં થયો હતો. અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યા પછી ઇ. સ. ૧૯૧૯માં ઝરીયામાં 'ત્રીકમજી જીવણદાસની કુાં'માં વડીલબંધુ શ્રી. ભવાનીદાસ ઓ. ખંધડીયાના હાથ તળે તેમણે વ્યવસાયી જીવનનો પ્રથમ કક્કો ઘુંટયો. એ પછી મુંબઇના વિવિધ વ્યાપારીક્ષેત્રોની તાલીમ પામી, સોલિસિટર પેઢીમાં પણ ચંચૂપાત કરી ઇ. સ. ૧૯૨૫માં રાજકોટ સ્ટેટની વકીલાતની પરીક્ષા પસાર કરી. એજ વર્ષમાં જુનાગઢ સ્ટેટની સનંદ

પણ મેળવી. વેરાવળમાં વકીલાત શરૂ કરી. ઇ. સ. ૧૯૩૮થી ફર્સ્ટ ક્લાસ વકીલ તરીકે વેરાવળના અગ્રગણ્ય વકીલોની હરોળમાં આવી ઉભા.

વકીલાત જીવનની ઉજ્જવળતા વચ્ચેય તેમનું જાહેરજીવન સદા વિકસતું રહ્યું છે. ઇ. સ. ૧૯૩૪માં વેરાવળ મહાજનના પ્રતિનિધિ તરીકે મ્યુનિસિપાલિટીના સભ્યપદે તેમની ચૂંટણી થઇ. ઇ. સ. ૧૯૩૮ સુધી મ્યુનિસિપાલિટીની મેનેજીંગ કમિટીમાં પણ કારકિર્દી અર્પી, ઇ. સ. ૧૯૩૮માં કમિટીના 'ચેરમેન'ના ઉચ્ચ આસને પણ તેમણે શહેરની ઉત્કટ સેવા બજાવી. ઇ. સ. ૧૯૩૩થી 'વેરાવળ પબ્લીક લાયબ્રેરી'ની કાર્યવાહક કમિટીના સભ્ય તરીકે અને ઇ. સ. ૧૯૩૭ થી તેના સેક્રેટરી તરીકે જવાબદારી ઉઠાવી રહ્યા. છે. ઇ. સ. ૧૯૩૩થી વેરાવળ લોહાણા મહાજનના સેક્રેટરી તરીકે સેવા આપે છે, સ્થાપનાકાળથી વેરાવળ લોહાણા બોર્ડિંગની કાર્યવાહક સમિતિના સભ્ય છે, વેરાવળ જીમખાનાના સેક્રેટરી તરીકે પણ એકધારી રીતે દસ વર્ષ સુધી તેમણે સેવા બજાવી હતી, ઉપરાંત 'વેરાવળ મહાલ સિનેમા સેન્સર બોર્ડ'ના એક સભ્ય તરીકે પણ રાજ્યે તેમની સુયોગ્ય વરણી કરી છે.

આમ વિવિધ ક્ષેત્રે અતિ જવાબદાર હોદ્દાઓ પર આટલી નાની વયે અપ્રતિમ કર્તવ્યપરાયણતા દાખવી શ્રી. ધીરજલાલભાઇએ દિલમાં વસેલી સેવાભાવનાનો પરિચય આપ્યો છે.

# શ્રી. માવજી ક. વડેરા

[ અમરેલી ]



આનેરા બુદ્ધિબળને બળે વકીલાતક્ષેત્રે પ્રવેશી વર્ષો સુધી ઉજ્જવળ કારકિર્દી અર્પનાર અમરેલીના જાણીતા જ્ઞાતિઅગ્રણી શ્રી. માવજીભાઈ કલ્યાણજી વડેરાએ જીવનને સેવાભાવે રંગ્યું છે. શ્રી. માવજીભાઈનો જન્મ સંવત ૧૯૩૬માં થયો હતો. પિતા સ્વ. કલ્યાણજીભાઈ અમરેલીમાં પરચુરણ વ્યાપાર કરતા. પંદર વર્ષની વયે ગુજરાતી છ ધોરણ પૂરા કરી શ્રી. માવજીભાઈએ ગુજરાતી શાળાખાતામાં નવ રૂપિયાના પગારે શિક્ષક તરીકે નોકરી પ્રાપ્ત કરી. શિક્ષકગીરી કરતાં કાયદાશાસ્ત્રનો અભ્યાસ ચાલુ કર્યો, સંવત ૧૯૬૧માં પરીક્ષા આપી આખા રાજ્યના બસો જેટલા ઉમેદવારોમાં પ્રથમ નંબરે ઉત્તિર્ણ થયા. આ ભવ્ય સિદ્ધિને કારણે ખાસ ભલામણથી આખા રાજ્યની તમામ ન્યાયાધિશીઓમાં વકીલાત કરવાની સનંદ પ્રાપ્ત થઈ. શ્રી. માવજીભાઈએ સંવત ૧૯૬૨માં અમરેલીમાં વકીલાત શરૂ કરી. છેક સંવત ૧૯૯૦ સુધીની તેમની એ

ઉજ્જવળ કારકિર્દીએ તેમને એક પ્રતિષ્ઠિત વકીલ તરીકે નામના અપાવી. આજે તેઓ વૃદ્ધાવસ્થાને કારણે નિવૃત જીવન ગાળે છે.

ધીખતી વકીલાત વચ્ચે પણ શ્રી. માવજીભાઈએ અમરેલીની જ્ઞાતિ પ્રવૃતિઓમાં મોખરે રહીને સેવાભાવ દાખવ્યો હતો. સંસ્થાઓ અને પ્રવૃત્તિઓમાં શ્રી. માવજીભાઇ સદાય અગ્રભાગ લેતાજ રહ્યા છે. અમરેલી લોહાણા બોર્ડિંગની સ્થાપનામાં તેમનો અગ્રહિસ્સો હતો, શરૂઆતથી જ વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે સેવા બજાવતા આવ્યા છે. સંવત ૧૯૮૪-૮૫ માં મંત્રીપદનો મહાબોજો પણ તેમણે ઉઠાવ્યો હતો. સ્થાનિક લોહાણા મહાજનના આગેવાન તરીકે વર્ષોથી સેવા બજાવતા આવ્યા છે, અને 'મીઠાંબાઇ મહાજનવાડી'ની સ્થાપના તેમજ ટ્રસ્ટડીડ ઘડવામાં તેમણે અત્યંત શ્રમ ઉઠાવ્યો હતો. અને આજે પણ ટ્રસ્ટી તરીકે સેવા બજાવે છે. જ્ઞાતિની આ પ્રવૃતિઓ ઉપરાંત શહેર સુધરાઇના સભાસદ તરીકે બે વર્ષ સુધી જનતાની સેવા બજાવી હતી, અને તેની મેનેજીંગ કમિટીમાં પણ કાર્ય કર્યું હતું.

આમ શ્રી. માવજીભાઈએ પ્રખર બુદ્ધિમત્તાને કારણે સામાન્ય સ્થિતિમાંથી જીવનને ઉચ્ચ કક્ષા પર મૂકી દીધું, અને શ્રીમંતાઈ પ્રાપ્ત કર્યા પછી પણ સેવાભાવે સદા સજાગ રહ્યા. તેમનું જીવન સાર્થક થયું છે. તેમના સુપુત્ર શ્રી. બાવચંદભાઇએ તો પિતાની યશકલગીમાં ઉજ્જવળ ગૌરવ સ્થાપ્યું છે. જ્ઞાતિના પ્રથમ કોટીના સાહિત્યકાર તરીકે, વિખ્યાત અને બાહોશ ધારાશાસ્ત્રી તરીકે અને મહાન સેવાવીર તરીકે શ્રી. બાવચંદભાઈએ સમસ્ત જ્ઞાતિજગતમાં પ્રાપ્ત કરેલી રૂડી પ્રતિષ્ઠાએ 'વડેરા' કુટુંબને ગૌરવશાળી બનાવ્યું છે.

—(૦)—

# શ્રી. મોતીભાઈ વા. વકીલ

[જામનગર]



શાંત નિરાડંબરી સ્વભાવથી જ્ઞાતિસેવાની મૂંગી અને રચનાત્મક પ્રવૃતિઓમાં સદાય રચ્યા પચ્યા રહી વર્ષોથી એકધારી સેવા બજાવતા શ્રી. મોતીભાઈ વાઘજી વકીલનું સ્થાન જામનગરી જ્ઞાતિ જીવનમાં અતિશય કિંમતી છે. શ્રી. મોતીભાઈનો જન્મ સંવત ૧૯૩૧ના મહાવદ ૮ ના દિને પિતા સ્વ. વાઘજીભાઈ હીરજીના વ્યાપારીગૃહે વતન જોડીયામાં થયો હતો.

ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી માત્ર ચૌદ વર્ષની ઉંમરે સંવત ૧૯૪૫માં જામનગર રાજ્યના ન્યાયખાતામાં એક સાધારણ કારકુન તરીકે જીંદગાનીનું મંગળાચરણ કર્યું. ઉત્તરોત્તર પ્રગતિ સાધી સંવત ૧૯૫૩માં શિરસ્તેદારના હોદ્દે પહોંચ્યા. એ પછી સંવત ૧૯૬૧માં નોકરી છોડી વકીલાત શરૂ કરી. આજે તેઓ જામનગરના જુના વકીલ તરીકે ઉંચી પ્રતિષ્ઠા ધરાવે છે.

સ્વતંત્રજીવનનાં મંડાણ સાથેજ શ્રી. મોતીભાઇએ જાહેરજીવનમાં પણ ઝંપલાવ્યું. 'શ્રી. વિઠલદાસ ડોસા જીવણ લોહાણા બોર્ડિંગ'ના ટ્રસ્ટી તરીકે તેમની ચૂંટણી થઈ, એ પદ તેઓ આજ સુધી સંભાળી રહ્યા છે. સંવત ૧૯૭૫ માં જામનગર લોહાણા મહાજનની કાર્યવાહક સમિતિમાં સભ્યપદે ચૂંટાયા, ઉત્સાહી સભ્ય તરીકે નામના મેળવી. નિરાશ્રિત ફંડ, કન્યાકેળવણી ફંડ વગેરે મહાજન પ્રવૃતિઓના પ્રેરક અને સંચાલક તરીકે શ્રી. મોતીભાઈએ ઉચ્ચત્તમ સેવા બજાવી, આજે પણ મહાજનશ્રી તેમજ છાત્રાલયમાં શ્રી. મોતીભાઇનું સ્થાન એક મહારથી સમું છે. તેમની કર્તવ્યપરાયણતાએ તેમને ઉંચા આસનના અધિકારી બનાવ્યા છે.

લોહાણા જ્ઞાતિના ઉત્કર્ષ માટે તેમની ધગશ અનેરી છે, પરિષદ્ પ્રવૃતિઓમાં તેમનો અગ્ર હિસ્સો રહેતો, આજે પણ તેઓ તેની નવી સ્ટેન્ડિગ કમિટીના સભ્ય છે.

બુઝર્ગ વય છતાં સદ ઉત્સાહથી વિવિધ પ્રવૃતિઓમાં સતત મથ્યા રહેતા જ્ઞાતિપ્રેમી શ્રી. મોતીભાઇએ જીવનને ઉજ્જવળતા અર્પી છે.



# શ્રી. ભાનુચંદ્ર કા. ઠક્કર

[મુંબઇ]



જ્ઞાતિની જુદી જુદી સંસ્થાઓની પ્રવૃતિઓમાં અગ્ર ભાગ લઇ શ્રી. ભાનુચંદ્ર કાશીદાસ ઠક્કરે જાહેરજીવનમાં ઉજ્જવળ હિસ્સો પૂરાવ્યો છે. સુરતના દૂધના વ્યાપારે અગ્ર એવા કુટુંબમાં પિતા સ્વ. કાશીદાસ મૂળચંદના ગૃહે તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૫ના નવેંબર માસની પહેલી તારીખે થયો હતો. ઉજ્જવળ વિદ્યાર્થીજીવન ગાળી ઇ. સ. ૧૯૨૨માં તેઓ મેટ્રિક થયા. એ પછી મુંબઇ આવી ઇ. સ. ૧૯૨૬માં બી. એ. અને ઇ. સ. ૧૯૩૦માં એલ. એલ. બી. થઇ સોલિસિટર બનવાનાં સ્વપ્નો ઘોળતાં હતાં, પરંતુ ઇ. સ. ૧૯૩૨થી મુંબઇમાં વકીલાત જમાવી, આજે દિન-પ્રતિદિન તેમની પ્રેકટીસ જામતી જાય છે. એડવોકેટ તરીકે તેઓ મુંબઇ ઉપરાંત અંધેરી, થાણાની કોર્ટોમાં પણ પ્રેકટીસ કરે છે.

શ્રી. ભાનુચંદ્રભાઇના ભાવનાવાદી હૈયે સેવાભાવની ભાવના તો અતિ ઉગતી વયેજ પાંગરી હતી. કોલેજજીવન દરમ્યાનજ તેઓ

'મુંબઈ હાલાઈ લોહાણા મહાજન'ની મેનેજીંગ કમિટીના સભ્ય હતા. ઉપરાંત ઈ. સ. ૧૯૨૩માં 'ના. પ્ર. તથા ભૂ. મે. લોહાણા વિદ્યાર્થી ભુવન'ની ડીબેટીંગ સોસાયટી યુનિયન'ના સેક્રેટરી તરીકે પણ કાર્ય કર્યું હતું, ઈ. સ. ૧૯૩૧માં 'લોહાણા લેખક સંમેલન'ના સહમંત્રી તરીકે, અને 'લોહાણા યુવતિ સંમેલન'ના માર્ગદર્શક તરીકે તેમજ વર્ષો સુધી 'હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'ના મંત્રી તરીકે તેમણે ઉજ્જવળ સેવાભાવ દાખવ્યો હતો. આજે તેઓ સાંતાક્રુઝના નાગરિક મંડળ 'મુકિત સંઘ'ના સેક્રેટરી તરીકે અને કેટલીક સંસ્થાઓના કાયદાના સલાહકાર તરીકે તેમજ કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે સેવા ઉઠાવી રહ્યા છે.

તેમને પગલે તેમનાં ધર્મપત્ની સૌ. મનોરમાબ્હેન પણ સેવાભાવી દિલ ધરાવે છે. ઇ. સ. ૧૯૩૧ ના જમાનામાં જાગેલી સ્ત્રીપ્રવૃતિમાં તેમનો અગ્ર હિસ્સો નોંધાયો હતો. સ્નાતક મંડળ તેમજ હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'ના સ્ત્રીવિભાગનાં મંત્રી તરીકે તેમજ 'યુવતિ સંમેલન'ના મંત્રી તરીકે તેમણે કારકિર્દી નોંધાવી હતી.



# શ્રી. વિઠ્ઠલદાસ જે. કુટમુટીયા

[મુંબઇ]



શિક્ષણસાહિત્યનાં સંખ્યાબંધ પુસ્તકોના સર્જક અને જાણીતા એડવોકેટ શ્રી. વિઠલદાસ જયરામ કુટમુટીયાનું જીવન અદ્ભૂત આગેકદમીના રંગોથી આલેખાયલું છે. સૌરાષ્ટ્રના તવારીખનગર દ્વારકામાં એક વ્યાપારી કુટુંબમાં તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૮ ના જાન્યુઆરી માસની દસમી તારીખે થયો હતો. પ્રાથમિક અભ્યાસ દ્વારકામાં જ પૂરો કર્યો. એ પછી દ્વારકા હાઇસ્કૂલ દ્વારા ઉચ્ચકક્ષામાં મેટ્રિક થઈ, મુંબઇ આવી, ના. ઇ. તથા ભૂ. મે. વિદ્યાર્થીભુવનમાં જોડાઇ કોલેજજીવનનાં મંડાણ માંડયા. પ્રથમ નંબર, ઇનામો અને સ્કોરશિપોની ઉજજવળતાથી સભર બનેલું તેમનું સફળ વિદ્યાર્થીજીવન કોલેજક્ષેત્રે પણ ખીલ્યું. ઈ. સ. ૧૯૩૦ માં બી. એ. થઇ, ઇ. સ. ૧૯૩૨ માં એમ. એ. થયા. એ પછી મુંબઇની એક હાઈસ્કૂલમાં શિક્ષકજીવનનો આશ્રય લઇ સ્વાશ્રયે અભ્યાસને વધુ વિકાસ બક્ષ્યો. કાયદાશાસ્ત્રનો અભ્યાસ

ચાલુ કરી ઇ. સ. ૧૯૩૩ માં એલ. એલ. બી. થયા અને પ્રેકટીસ શરૂ કરી, આજે તેઓ મુંબઇના એક સારા એડવોકેટ ગણાય છે.

શ્રી. કુટમુટીયાનું ઉજ્જવળ વિદ્યાર્થીજીવન સેવાભાવે વધુ ઓપી ઉઠયું હતું. એમાં એમની સાહિત્યસાધનાએ તો ઉજળો ઉજાસ પાથર્યો હતો. ઇ. સ. ૧૯૨૮માં છાત્રાલયના ડીબેટીંગ સોસાયટીના મંત્રી તરીકે, ઇ. સ. ૧૯૨૯ થી ૩૦ સુધી 'સ્નાતક મંડળ'ના મદદનીશ મંત્રી તરીકે, ઇ. સ. ૧૯૩૧માં 'લોહાણા લેખક સંમેલન'ના મંત્રી તરીકે, 'લોહાણા યુવક સંમેલન'ની કારોબારી સમિતિના સભ્ય તરીકે, ઇ. સ. ૧૯૩૦-૩૨માં હાલાઈ લોહાણા મહાજનની મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે તેમનો સેવાભાવ સદા ઝળકતો રહ્યો હતો. એ કાળમાં ગુજરાતના સુપ્રસિદ્ધ સામયિકોમાં અવારનવાર તેમના લેખો દષ્ટિગોચર થતાં.

આજે તો શ્રી. કુટમુટીયાના સાહિત્યપ્રવાહનું વહેણ પલટી ગયું છે. તેમની કલમ કાવ્યો, વાર્તાઓ અને લેખો ઉપરથી શિક્ષણક્ષેત્રમાં ઘસડાઇ ગઇ છે. તેમના સ્વતંત્ર તેમજ અન્ય લેખકો સાથે લખેલાં અને સંપાદન કરેલા લગભગ વીસ જેટલા પુસ્તકો તેમની વિદ્વતાનો પરિચય આપે છે. એમાંના લગભગ પાઠ્ય-પુસ્તકો તરીકે મંજુર થયા છે.





# સેવાભાવી નારીસમાજ

સામાજીક કુરૂઢિઓની શયતાની શૃંખલાઓમાં સદીઓથી સપડાયલી નારીશકિત આજે જાગી છે. જીવનના દરેક ક્ષેત્રમાં તે આગેકદમ ઉઠાવી રહી છે, એજ રીતે લોહાણા જ્ઞાતિના નારીસમાજે પણ સળવળાટ કર્યો છે. કબુલવું જોઇએ કે ઇ. સ. ૧૯૩૧ ના જમાનામાં જાગેલું મહિલા જાહેરજીવન આજે પોઢેલું છે પણ વ્યકિતગત રીતે સંખ્યાબંધ સન્નારીઓએ જુદા જુદા ક્ષેત્રમાં અદ્ભૂત પ્રગતિ દાખવી છે, કેટલીક સન્નારીઓએ સેવાક્ષેત્રે પણ ચંચૂપાત કર્યો છે. અને સંખ્યાબંધ મહિલાઓએ કીર્તિવંત સખાવતપ્રવાહ વહેવડાવ્યો છે. આજે સંજોગોનુસાર એ સર્વની જીવનનોંધનું પ્રકાશન અશકય બન્યું છે. એ માટેની અમારી ગમગીની પારાવાર છે. છતાં સેવાભાવી, સખાવતી અને પ્રગતિવાન સન્નારીઓને અભિનંદન આપવાની તક કેમ જતી કરીએ ?

લેખક.

# પ્રાતઃ સ્મરણીય માતુશ્રી સ્વ. કાનબાઈ



જન્મઃ સંવત ૧૮૯૧ ] [ અવસાનઃ ઈ. સ. ૧૯૧૬

જેમણે લાખોનું દાન કર્યું.

# ગં. સ્વ. મીઠાંબાઇ સોમજી

[મુંબઇ]



લક્ષ્મીનો સદુપયોગ કરનારી સંખ્યાબંધ સન્નારીઓ લોહાણા જ્ઞાતિને સાંપડી છે. તેમણે લક્ષ્મીની પૂજા કરી નથી, લક્ષ્મીની માળા ફેરવી નથી, અને લક્ષ્મીની આળપંપાળ કરી નથી, સમાજશ્રેય અર્થે, જ્ઞાતિ ઉન્નતિ માટે, જનરાહત માટે, અને કેળવણીના વટવૃક્ષને વિરાટ બનાવવા માટે લક્ષ્મીની નીકો વહાવી સખાવતી દિલની પ્રતીતિ કરાવી છે. એ સન્નારીઓમાં ગં. સ્વ. મીઠાબાઇનું નામ પ્રથમ હરોળમાં શોભે છે.

સોરઠ પ્રદેશમાં આવેલા કેશોદ ગામમાં પિતા સોમજી અબજીને ત્યાં ગં. સ્વ. મીઠાબાઇનો જન્મ સંવત ૧૯૫૪ ના અષાડ શુદ ૨ ના દિને થયો હતો. તેમનું બાળજીવન એક ચાલાક ચબરાક બાલિકા તરીકે ઉજ્જવળ હતું. ગુજરાતી ત્રણ ધોરણના અભ્યાસ પછી તેમના પિતાએ તેમનું લગ્ન સંવત ૧૯૬૯ના મહા શુદ

૭ ના રોજ અમરેલીના એક કુટુંબમાં કર્યું ચૌદ વર્ષના સંસાર-જીવન પછી પતિ અકાળ અવસાન પામ્યા. દયા, દાન, ધર્મ પ્રત્યે મન વાળી તેમણે વૈધવ્યનો વસમો ઘા રૂઝવવા માંડયો.

જ્ઞાતિની સંસ્થાઓ પ્રત્યે તેમના ઉદાર દિલે અને હાથે ઝોક લીધો. જ્યાં જ્યાં જરૂરત જોઈ ત્યાં ત્યાં હજારોની રકમના દાન ગાજવા માંડયા. તેમની જાહેર સખાવતોની યાદી અતિ લાંબી બની.

અમરેલીની વિશાળ અને ભવ્ય લોહાણા મહાજનવાડી તેમના સ્વખર્ચે બંધાવાઇ હતી, તેમાં તેમણે રૂપિયા ત્રીસ હજારની નાદર રકમ ખરચી હતી. ઉપરાંત અમરેલીમાં કામદેવ મહાદેવના મંદિર ઉપર સોનાનું ઇંડુ ચડાવવા માટે પણ પાંચ હજારનું ખર્ચ તેમણે કર્યું હતું. અને અમરેલીની જ્ઞાતિમાં પડેલા બે તડાઓનું સંગઠ્ઠન કરવા ભારે શ્રમ ઉઠાવી, પ્રીતિભોજન આપ્યું હતું.

એ ઉપરાંત તેમનાં જીવનનું એક યાદગાર અને યશસ્વી કાર્ય વેરાવળ લોહાણા બોર્ડિંગના સર્જન માટે ભેટ કરેલા હજારો રૂપિયાનું છે. બોર્ડિંગની શરૂઆતથી બોર્ડિંગ સાથે તેમનું નામ જોડાયું, એ પછી સંસ્થાના કાર્યવાહકોની મકાન યોજનાને પૂરતો ટેકો આપી વારંવાર કિંમતી સહાય કરી. એ સહાયના પરિણામે આજે વેરાવળમાં લોહાણા બોર્ડિંગ સ્વતંત્ર, સુંદર, સગવડશાળી અને ભવ્ય આલીશાન મકાન ધરાવે છે. આ નવા મકાનની ઉદ્દઘાટનક્રિયા જ્ઞાતિરત્ન શ્રી. મોરારજી આ. તન્નાના પ્રમુખસ્થાને ઇ. સ. ૧૯૪૦ ના માર્ચ માસમાં ભવ્યતાથી દબદબાપૂર્વક થઈ. વેરાવળ તેમજ સોરઠ પ્રદેશની લોહાણા પ્રજાએ શ્રીમતી મીઠાંબાઈનું ભવ્ય સ્વાગત કર્યું. તેમને માનપત્ર અપાયું અને સંસ્થાના વિશાળ ચોકમાં તેમની પ્રતિમાની સ્થાપના થઇ. દિલેરીપૂર્વક સંસ્થાને હજારોની નાદર રકમ અર્પનાર ઉદારદિલી સન્નારીએ અમરતા નોંધાવી.

આ સિવાય તો સંખ્યાબંધ ધર્મસ્થાનો, પાંજરાપોળો, અને અન્ય સંસ્થાઓમાં તેમણે હજારોના આંકડામાં સખાવતો કરી છે. અને હજુ તેમનો સખાવતપ્રવાહ સદા અણસ્થંભ્યો વહેતોજ રહ્યો છે.



# ગં. સ્વ. હાંસુબાઈ નારણજી

[મુંબઈ]



'છે વૈધવ્યે વધુ વિમલતા સૌભાગ્યથી કંઇ' એ સૂત્રની પ્રતીતિ આપતું જીવન લોહાણા જ્ઞાતિની સેંકડો સન્નારીઓએ જીવી જાણ્યું છે. પતિના અવસાન પછી લક્ષ્મીને શૃંખલાઓમાં ન ઝકડતાં જનહિત કાજે છૂટે હાથે અને ઉદાર હૃદયે વેરીને પતિના આત્માને શાંતિ બક્ષવા પરિશ્રમ ઉઠાવતી લોહાણા મહીલાઓથી લોહાણા જ્ઞાતિની મગરૂરી વધી છે. ગં.

સ્વ. હાંસુબાઈએ એજ રીતે હજારોનો સખાવતપ્રવાહ વહેવડાવ્યો છે. મુંબઇના એક વેળાના વિખ્યાત વ્યાપારી સ્વ. શેઠ નારણજી જીવરાજ એ તેમના સ્વર્ગસ્થ પતિ હતા.

ગં. સ્વ. હાંસુબાઇનો જન્મ સંવત ૧૯૪૧ના મહા સુદ ૨ ના રોજ પિતા ડાહ્યાભાઈ હીરજીને ત્યાં તેમના વ્યવસાયસ્થળ ભીમડીમાં થયો હતો. સંવત ૧૯૫૧માં દસ વર્ષની વયે તેમનું લગ્ન થયું. સંવત ૧૯૭૬ના ચૈત્ર માસની અમાસના દિને શેઠ નારણજીનું અવસાન થતાં હાંસુબાઇ પર આફતનું આભ ફાટયું.

પરંતુ ધીરજ, હિંમત અને શાંતિથી દુઃખ અંતરના ખૂણામાં સમાવી તેમણે ધર્મધ્યાન અને ગીતાજીના ઉંડા અભ્યાસ પાછળ વાળ્યું. અને જનહિત કાજે સખાવતો કરીને પતિના આત્માને શાંતિ આપવા સર્વ પ્રયાસો શરૂ કર્યા. આજે તેમની સખાવતોની યાદી અતિ લાંબી બની છે.

પરચુરણ પરચુરણ એવી સંખ્યાબંધ સખાવતો ઉપરાંત તેમની મુખ્ય સખાવતોમાં ખંભાળીયામાં લોહાણાઓ માટે બંધાવેલું 'નારણવાડી' નામનું નિવાસગૃહ વગેરે છે.

ગં. સ્વ. હાંસુબાઇના સ્વ. બંધુ શેઠ મથુરાદાસ દેવરામના સ્મરણાર્થે પણ તેમનાં પત્ની ગં. સ્વ. પ્રેમકોરબેને હજારોની સખાવત કરી છે. તેમાં ખાસ કરીને જામખંભાળીયામાં રૂા. ૩૭૫૦૧ના ખર્ચે તેમણે સ્થાપિત કરેલી 'વોટર વર્કસ'ની યોજનાએ પાણીનું કષ્ટ ટાળ્યું છે.

ગં. સ્વ. હાંસુબાઇ અને ગં. સ્વ. પ્રેમકોરબેન સમાન સન્નારીઓ વંદનાને પાત્ર બને છે.



## શ્રીમતી બચુબેન ર. લોટવાળા

[મુંબઇ]



સેવાક્ષેત્રે અને સાહિત્યજગત્‌માં યશસ્વી કીર્તિ જમાવનાર શ્રીમતી બચુબેન લોટવાળાનું આખું જીવન અદ્દભૂત આગેકદમભર્યું ઉજ્જવળ જીવન છે. ગુજરાતની નારી-

શક્તિની પ્રગતિના પ્રતિક સમું એમનું ઉમદા જીવન દાખલારૂપ બન્યું છે. આગેવાન સમાજસેવિકા તરીકે, ક્રાંતિકારી સ્ત્રીપત્રકાર તરીકે, અને આદર્શવાદી ધ્યેયચૂસ્ત કુશળ લેખિકા તરીકે તેમની ભવ્ય કારકિર્દી નારીસમાજના ગૌરવને ઝેબ આપી રહી છે.

લોહાણા જ્ઞાતિના મહાન ઉદ્યોગપતિ, જાણીતા આર્યસમાજીસ્ટ અને આદર્શપ્રચારક શેઠ રણછોડદાસ લોટવાળાનાં આ સુપુત્રીનો જન્મ સંવત ૧૯૫૬ના આશો સુદ ૧૫ના દિને થયો હતો. ઈ. સ. ૧૯૧૯માં મેટ્રીક થઇ બે વર્ષના કોલેજજીવન પછી તેમણે અભ્યાસ છોડયો.

સેવાભાવી પિતાના સંસ્કાર પ્રાપ્ત કરીને શ્રીમતી બચુબેને ઉગતિ ઉંમરથીજ જાહેરજીવનમાં ઝંપલાવ્યું. મુંબઈ મ્યુનિસિપાલિટીના પ્રથમ ગુજરાતી સ્ત્રી સભ્ય તરીકે ઈ. સ. ૧૯૨૩થી ઇ. સ. ૧૯૨૯ સુધીની ચૂંટણીઓમાં ચૂંટાઇ ઇ. સ. ૧૯૩૨માં સ્કૂલ કમિટીમાં પણ સેવા અર્પી હતી.

નવ વર્ષના મ્યુનિસિપાલિટીના સભ્યપદ ઉપરાંત તેઓ મુંબઈની અન્ય સામાજીક સંસ્થાઓમાં અગ્રભાગ લેતાજ રહ્યા છે. વર્ષોથી 'ભગિની સમાજ'ના કાર્યકર છે. ભગીની કલબ'ના સેક્રેટરી છે, ભગીની સમાજ પત્રિકાના તંત્રી છે. યમુનાબાઈ નાયર હોસ્પિટલ કમિટી, વીમેન્સ કાઉન્સીલ રેસ્કયુહોમ કમિટી વગેરેની તેમની સેવાઓ નોંધનિય છે. ઇ. સ. ૧૯૨૬માં અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્યપદે પણ તેમની ચૂંટણી થઈ હતી.

આટલી ઉજ્જવળ અને વિવિધ જાહેર સેવા ઉપરાંત એક પ્રખર લેખિકા તરીકે તેમની પ્રતિષ્ઠા ગુજરાતી સાહિત્યક્ષેત્રે અનેરી છે. તેમની નવલિકાઓ, નાટિકાઓ અને નિબંધો સમાજમાં ફફડાટ જગાવતાં રહ્યાં છે. અભ્યાસી અને વિદ્વતામય એવા તેમના લખાણોએ તેમને મહાન સ્ત્રી સાહિત્યકાર લેખાવાને પૂરતાં છે.

અને એજ રીતે ઇ. સ. ૧૯૩૦થી બે વર્ષ સુધી પિતાની માલિકીના પત્ર "હિન્દુસ્તાન પ્રજામિત્ર"ના તંત્રી તરીકે આકરી જવાબદારી ઉઠાવી હતી. એક મહાન ગુજરાત દૈનિકના સ્ત્રીતંત્રી તરીકે પણ તેમની કારકિર્દી કીર્તિવંત નીવડી હતી.



# ડૉ. કાશીબેન પિ. ઠક્કર

¤————[મુંબઇ]————¤

સમસ્ત લોહાણા જ્ઞાતિનાં પ્રથમ સ્ત્રી ડોકટર કુમારી કાશીબેન ઠક્કર લોહાણા જ્ઞાતિના પ્રથમ એડવોકેટ શ્રી. પિતાંબરદાસ લવજી ઠક્કરનાં સુપુત્રી છે. જ્ઞાતિના પ્રથમ એડવોકેટ પિતાની જ્ઞાતિનાં પ્રથમ સ્ત્રી ડોકટર પુત્રીએ અદ્ભૂત યશસ્વિતા પ્રાપ્ત કરી છે.

સંસ્કારી પિતાની પ્રેરણા ઝીલી બાળપણથીજ ડોકટર થવાનાં કોડ તેમના દિલે જાગ્યાં હતાં. એ કોડ બ્હેન કાશીબેને પૂરાં કર્યાં છે. મેટ્રીકની સરહદ વટાવ્યા પછી મુંબઇની મેડિકલ કોલેજમાં જોડાઇ બ્હેન કાશીબેને ઇ. સ. ૧૯૩૭માં એમ. બી. બી. એસ.ની ડીગ્રી પ્રાપ્ત કરી. આજે તેઓ એક કુશળ ડૉકટર તરીકે કારકિર્દી જમાવી રહ્યાં છે.

ઈ. સ. ૧૯૩૮ના જાન્યુઆરી મહિનાની ૨૮મી તારીખે તેમના માનમાં 'યુથ લીગે' એક ભવ્ય મેળાવડો યોજી 'વીરપસલી' આપી હતી. અને ગોવિંદાશ્રમ તરફથી 'સૂવર્ણ ચંદ્રક' ભેટ થયો હતો.

લોહાણા જ્ઞાતિ તેમની પાસેથી તેમના જ્ઞાનનો લાભ ગરીબ અને દુઃખી લોહાણા સ્ત્રી બાળકોને સાંપડે એવી આશા સેવી રહી છે.



# સ્વ. મોંઘીબાઈ મણીલાલ



ભાવનગરમાં તેમના સ્મરણાર્થે 'સ્વ. મોંઘીબાઇ લોહાણા
હુન્નર ઉદ્યોગશાળા, સુંદર રીતે ચાલે છે.



# સ્વ. કેશરબાઇ



મુંબઇના હાલાઇ લોહાણા મહાજનના માજી પ્રમુખ સ્વ. શેઠ ધરમશી લાલજીનાં વિધવા. ગરીબ સ્ત્રી–બાળકો માટે એક દવાખાનું સ્થાપવાની તેમની ઝંખનાને પરિણામે ઈ. સ. ૧૯૨૪થી મુંબઈમાં 'કેશરબાઇ દવાખાનું' ચાલી રહ્યું છે.



# શ્રી. લીલાધર ડાહ્યાભાઇ માવજી

[એવતમાલ]



[ જન્મ તારીખ : ૨૫ : ૮ : ૧૯૦૮ ]

બરાડના વ્યાપારક્ષેત્રે અને સેવાક્ષેત્રે મહારથી સમું સ્થાન પ્રાપ્ત કરનાર સખાવતી પિતા સ્વ. ડાહ્યાભાઈ માવજીના સદ્દગુણો ઝીલી તેમને પગલે ઉજ્જવળ જાહેર-જીવન જમાવનાર બરાડના સેવાભાવી યુવકરત્ન.

# શ્રી. શેઠ વિઠ્ઠલદાસ પુરૂષોત્તમ

[મેંગલોર]



વર્ષોથી મેંગલોર પ્રદેશના વ્યાપારક્ષેત્રે ભવ્ય કારકિર્દી જમાવનાર મહાન વ્યાપારી અને સેવાભાવી નરરત્ન.



# શ્રી. શેઠ હીરજી કે. કેશરવાળા

[મુંબઇ]



મુંબઇ નગરીના મેવા બજારના જાણીતા વ્યાપારી શેઠ હીરજી કેશવજી કેશરવાળાએ વ્યાપારના ઉન્નત વિકાસ વચ્ચે સેવાભાવે જીવનને ઝળહળતું બનાવ્યું છે. સ્વતાકાતે ઉજ્જવળ બનેલું એમનું જીવન એમની કુશળ કાર્યદક્ષતાનો પરિચય આપે છે. તેમનો જન્મ વતન કચ્છ કોકલીયામાં ઇ. સ. ૧૯૦૫માં મુંબઇમાં વ્યાપાર ખેડતા પિતા કેશવજી વસનજીને ત્યાં થયો હતો. પ્રાથમિક અભ્યાસ ઘાટકોપરમાં કરીને અંગ્રેજી પાંચ ધોરણ સુધીના મુંબઇના અભ્યાસ પછી ઈ. સ. ૧૯૨૨માં શેઠ હીરજીભાઇએ મેવાબજારમાં અતિ નાના પાયા પર એક દુકાનનું મંગળાચરણ કર્યું. ઉભરતી નવજવાનીની ઉછળતી તાકાતને કારણે વ્યાપારક્ષેત્રે બાહોશી, બુદ્ધિબળ, કાર્યકુશળતા દાખવી વિરાટ સાહસો ખેડીને ટુંક સમયમાં રૂડી નામના પ્રાપ્ત કરી.

આજે તો શેઠ હીરજી કેશવજી કેશરવાળાની પેઢીની નામના ભારતવર્ષની સરહદો ચિરી યુરોપ, અમેરિકા, કેનેડા, ઓસ્ટ્રીયા અને જગતના જુદા જુદા મુલ્કમાં પણ પહોંચી ગઈ છે. એ દેશો સાથેનો તેમનો સીધો વ્યાપારવ્યવહાર તેમની વ્યાપારશક્તિની ભવ્ય ઉજ્જવળતા દાખવી રહ્યો છે.

વ્યાપારની આટલી ભવ્યતા વચ્ચે તેમણે દિલમાં સેવાભાવનો નાદ પણ ગાજતો રાખ્યો છે. નાની ઉંમરમાં ટુંક કાળે વ્યાપાર-વિકાસ સાધી તેમણે મહાન વ્યાપારી બિરૂદ પ્રાપ્ત કરવા ઉપરાંત 'મેવા બજાર વ્યાપારી એસોસિએશન'ની સ્થાપનામાં અગ્ર ભાગ લઇ ત્રણ વર્ષ સુધી સેક્રેટરી તરીકે સેવા ઉઠાવી આજે ખજાનચીપદે નિમાયા છે. ઉપરાંત ધાટકોપરના સ્વ. શેઠ તુલસીદાસ કુંવરજી સેનિટરીયમ ટ્રસ્ટના ટ્રસ્ટી છે, કેટલોક સમય પ્રમુખ તરીકે પણ જવાબદારી ઉઠાવી હતી. 'કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ'ના ઉપ-પ્રમુખ તરીકે પણ તેમની સેવા નોંધાઇ છે.

તેમની સંખ્યાબંધ નાની સખાવતો ઉપરાંત કોકલીયામાં બે હજાર રૂપિયાને ખર્ચે ધર્મશાળા તેમજ મંદિર બંધાવ્યું છે, કોટડી મહાદેવપુરીમાં રૂપિયા ત્રણ હજારને ખર્ચે 'ગીતા પાઠશાળા'ની સ્થાપના કરી છે, તેમજ એક દવાખાનું પણ ચલાવી રહ્યા છે. તેમની આ સખાવતો તેમના દિલમાં વસેલા સેવાભાવનાનાં દર્શન કરાવે છે.



# શ્રી. શેઠ હીરજી લ. મરુકાઈ જે. પી.

[ મુંબઈ ]



જ્ઞાતિના ગૌરવવંતા મરુકાઈ કુટુંબે ગૌરવશાળી નરરત્નોની ભેટ ધરી છે. તેમાંના એક શેઠ હીરજી લક્ષ્મીદાસની સેવાવૃત્તિ પણ ફાલતી–ફુલતી જાય છે. સ્વ. પ્રાગજી પેરાજના સુપુત્ર સ્વ. લક્ષ્મીદાસભાઈના આ સુપુત્રનો જન્મ સંવત ૧૯૫૯ ના અશાડ શુદ ૨ ના દિને થયો હતો. વતનમાં અભ્યાસ કરીને તેઓ કુટુંબના વ્યવસાયક્ષેત્રે જોડાઇ ગયા હતા. આજે તેઓ 'મેસર્સ હીરજી લક્ષ્મીદાસ એન્ડ કું.' ને નામે કોટન વેસ્ટ ઉપરાંત બેંકર્સ અને લેનલોર્ડ તરીકે વ્યવસાય જાળવી રહ્યા છે. અને 'લેજંટ કોટન પ્રેસ કું.' તેમજ 'વાડીબંદર કોટન પ્રેસ કું.' ના સેક્રેટરી તરીકે ઉજ્જવળ કાર્યશકિત દાખવી રહ્યા છે.

ગૌરવશાળી કુટુંબના ગુણો જીલીને વડીલોને કદમે કદમે તેમણે પણ સેવાભાવની જ્યોતિ જગાવી છે. સંખ્યાબંધ સંસ્થાના ટ્રસ્ટી

અને સંચાલક તરીકે સેવા અર્પી રહ્યા છે. બાબુલનાથ મંદિર, મુંબાદેવી મંદિર, રણછોડદાસ ચત્રભૂજ કચ્છી લોહાણા બાલાશ્રમ, દ્વારકા લોહાણા બોર્ડિંગ, અમરેલી જમનાબાઈ સ્ત્રી હુન્નર ઉદ્યોગ-શાળા, કચ્છ માંડવી લોહાણા બાળાશ્રમ, કચ્છ મસ્કાશાળા, શ્રી નિર્ભય આયુર્વેદિક વિદ્યાલય, જુનાગઢ લોહાણા બોર્ડિંગ વગેરે સંસ્થાના ટ્રસ્ટી તરીકે તેઓ વર્ષોથી એકધારી સેવા આપી રહ્યા છે. ઉપરાંત ઇન્ડિયન મરચન્ટસ ચેમ્બર'ના સભ્ય છે.

આવી ઉજ્જવળ કારકિર્દી ધરાવતા સેવાભાવી શેઠ હીરજી-ભાઈને ઇ. સ. ૧૯૩૪માં જે. પી. નો માનવંતો ઇલ્કાબ સરકાર તરફથી સાંપડ્યો છે.

શ્રી. હીરજીભાઇના અંતરમાં જામેલી જ્ઞાતિસેવાની તમન્ના અનેક આશાઓ નીતારી રહી છે.



# શ્રી. શેઠ દયાળજી ભવાનજી

[ કલકત્તા ]



સ્વબળે ઉન્નત જીવનનું સર્જન કરીને સદાય સેવાવૃત્તિથી થનગનતા મહાન આત્માના માનવીઓ નામના મૂકી જાય છે. કલકત્તા લોહાણા મહાજનના એક અગ્રેસર શેઠ દયાળજી ભવાનજીનું સ્વબળે ઘડાયેલું અદ્દભૂત જીવન જ્ઞાતિપ્રેમથી રંગાઈને વધુ ઉજ્જવળ બન્યું છે.

શેઠ દયાળજીભાઈના પિતાશ્રી સ્વ. ભવાનજી ભાગચંદ કચ્છ નખત્રાણા તાલુકાના ખોંભડી ગામના વતની હતા. તેઓ મુંબઈના વ્યાપાર પ્રદેશે લાકડાનો વ્યાપાર કરતા હતા. એ મહાન સત્યપરાયણ સખાવતી પિતાને ત્યાં શેઠ દયાળજીભાઈનો જન્મ સંવત ૧૯૪૯ના મહા શુદ ૬ના દિને થયો હતો. બાળપણ વતનમાંજ વિતાવી, ગુજરાતી પાંચ ધોરણના અભ્યાસ પછી મુંબઈમાં કરીયાણાની એક દુકાનમાં પંદર રૂપિયાના પગારે નોકરીમાં જોડાયા. સ્વાશ્રયપ્રેમી પિતાએ પુત્રને પણ સ્વાશ્રયના ઉમદા પાઠ પઢાવવાનેજ

ચાલુ વ્યવસાયના ચોગઠામાં ન પૂરતાં ઉગતી તાકાતને ખીલવવાના ઇરાદાએ ગુમાસ્તાગીરીની પાઠશાળાનાં ભણતર ભણાવ્યાં.

વ્યાપારી કુનેહ અને ઉત્કટ કાર્યશકિતને કારણે કિશોર દયાળજીભાઇએ નોકરીમાં ભારે દૈવત દાખવ્યું. ટુંક સમયમાં તેમણે અનેરૂં સ્થાન જમાવ્યું, માત્ર ૭ વર્ષ પછી તો પંદર રૂપિયાનો પગારદાર દોઢસો રૂપિયાનો દરમાયો પામતો કિંમતી વ્યાપારસ્થંભ બની ગયો. ટુંક સમયમાં આટલી ઉન્નત સફળતા પામવા છતાંએ નવજવાનની ઉછળતી શકિતઓએ એમાં પૂર્ણવિરામનો શ્વાસ ન ખાધો. સંવત ૧૯૭૧ માં કરીયાણાં અને રંગની એક આગેવાન પેઢીના રંગુન શાખાના મેનેજર તરીકે તેમની નિમણુંક થઈ. એક વર્ષની એ કારકિર્દી પછી કલકત્તા આવી એક મારવાડી ફર્મમાં કરીયાણાના વ્યાપારમાં ભાગીદારીથી જોડાયા. આઠ વર્ષની એ ભાગીદારી પછી સંવત ૧૯૮૦ માં 'દયાળજી એન્ડ રતનશી ગાંગજી'ને નામે પોતાના બન્ને નાના ભાઈઓ શ્રી. ગાંગજીભાઇ અને શ્રી. રતનશીભાઇના સંયુકત સહકારથી સ્વતંત્ર પેઢીની સ્થાપના કરી. કરીયાણાના જથ્થાબંધ વ્યાપારક્ષેત્રે આ કંપનીએ ટુંકા કાળમાં કીર્તિભરી કારકિર્દી નોંધાવી દીધી. રંગુનમાં તેની એક શાખા પણ શરૂ કરી અને કલકત્તાના કરીયાણાના મહાન વ્યાપારી તરીકે શેઠ દયાળજીભાઇ નામાંકિત બન્યા. તેમનો ચોખા તેમજ બારદાનનો વ્યાપાર પણ ફાલ્યો ફૂલ્યો.

જીવનના પહેલા પહોરથી જ સ્વાશ્રયના પાઠ પઢીને શેઠ દયાળજીભાઇએ સ્વબળે આજે ભવ્ય વ્યાપારી વિકાસ સાધ્યો છે, છતાં વ્યાપારની દીવાલોમાં જ દફનાઈ રહેવાનું તો એ મહાન અને સેવાભાવી હૃદયે ઇચ્છયું જ નથી. એમણે સ્વશકિતને સેવામાર્ગે પણ ખર્ચી છે, એમ સખાવતક્ષેત્રે પણ યથાશકિત ફાળો આપ્યો છે.

અદ્ભૂત જ્ઞાતિપ્રેમને કારણે તેઓ વર્ષોથી 'કલકત્તા લોહાણા મહાજન'ના સભ્ય છે. કાર્યકુશળતાને કારણે એ મહાન મહાજનનું મંત્રીપદ પણ સંવત ૧૯૯૧ થી તેમને સોંપાયું છે અને ખજાનચીપદની જવાબદારી પણ તેમને શિરેજ નાંખવામાં આવી છે. શ્રી. દયાળજીભાઈના સતેજ સેવાભાવી દિલે જ્ઞાતિમહાજનના આત્માને સદાય વેગવંતો રાખ્યો છે. જુદી જુદી પ્રવૃતિઓ તેમના મોવડીપણા તળે મહાજન દ્વારા આજે ચાલતી રહી છે. જ્ઞાતિ સેવા માટે એમણે ઉઠાવેલો શ્રમ અભિનંદનનો અધિકારી છે. એજ રીતે તેમણે સંવત ૧૯૯૪ થી ૯૭ સુધી 'કલકત્તા કરીયાણા એસોસિએશન'ના ઉપપ્રમુખ તરીકે વ્યાપારી આલમની પણ સેવા ઉઠાવી હતી.

તન, મનની આ સેવા ઉપરાંત જુદા જુદા ફંડફાળાઓમાં શેઠ દયાળજીભાઈનો ફાળો સદા ઉત્કટ રહ્યો છે. જ્ઞાતિ સંસ્થાઓ ઉપરાંત અન્ય સામાજીક-રાજકિય સંસ્થાઓ પણ તેમને આંગણેથી સહાય મેળવતી રહી છે. સંવત ૧૯૯૬ના કચ્છના દુષ્કાળ વખતે મફત તેમજ સસ્તા ભાવે અનાજ પુરૂં પાડતી દુકાનો તેમના તરફથી ખોંભડીમાં સ્થપાઈ હતી, ઉપરાંત તેમણે ખોંભડીમાં તેમજ કલકત્તામાં લોહાણા મહાજનવાડીના મકાનફંડમાં અગત્યનો હિસ્સો નોંધાવ્યો છે.

શેઠ દયાળજીભાઈનું સ્વબળે ઘડાયલું આવું ઉજ્જવળ જીવન તેમના સેવાભાવ તેમજ સખાવતવૃત્તિ ઉપરાંત સંસ્કારી, સાહિત્યપ્રિય અને મુત્સદી સ્વભાવે વધુ પ્રેરક બન્યું છે. આ પ્રતિભાશાળી પુરૂષનું પ્રેરક જીવન અતિ ધન્ય છે.

——:o:——

# શ્રી. શેઠ જીવાભાઇ ર. ઠક્કર

[અમદાવાદ]



ગુજરાતના પાટનગર અમદાવાદની ખાંડબજારના એક આગેવાન વ્યાપારી અને સેવાભાવી શેઠ જીવાભાઈ રણછોડદાસ ઠક્કરે સ્વબળે વ્યાપારને આજનો વિકાસ બક્ષ્યો છે. અને ખાંડ બજારના મહાન વ્યાપારી તરીકે મશહૂર થયા છે. તેમનો જન્મ મહેમદાવાદ તાલુકાના સાંખીજ ગામમાં સંવત ૧૯૪૯ના ફાગણ શુદ ૫ ને મંગળવારને મંગળ દિને થયો હતો. આર્થિક સ્થિતિએ મૂંઝાયલા પિતા સ્વ. રણછોડદાસ મૂળજી સંવત ૧૯૫૧માં અમદાવાદ આવ્યા. તેમણે ખાંડ તેમજ સાકરની નાનકડી પરચુરણ દુકાન સ્થાપી.

ગુજરાતી ૭ ધોરણના અભ્યાસ પછી શેઠ જીવાભાઇ પણ વ્યાપારે જોડાઇ ગયા. સંવત ૧૯૭૭માં પિતાનું અવસાન થતાં તેમના પર બધો બોજો આવ્યો. પરંતુ કાર્યકુશળતા, ખંત અને સાહસબળે તેમને વ્યાપારે વિરલ સિદ્ધિઓ સાંપડવા માંડી.

ઇ. સ. ૧૯૩૦માં એ નાનકડી દુકાને આજનું ભવ્ય સ્વરૂપ ધર્યું. સીધો માલ મગાવી જથ્થાબંધ વ્યાપાર શરૂ કર્યો, ધીમે ધીમે આજની સુનામના જામી ગઈ.

શેઠ જીવાભાઈના ઉદ્યોગી દિલે માતાપિતાના ધાર્મિક સંસ્કારોની છાંયા પડી છે, એજ રીતે સેવાભાવ પણ સદા ખીલતો રહ્યો છે; તેમણે જ્ઞાતિ તેમજ વ્યાપારી આલમની સેવા બજાવી છે. 'ખાંડ બજાર વ્યાપારી એસોસિએશન'ના એક આગેવાન તરીકે તેની મિલ્કતના તેઓશ્રી ટ્રસ્ટી છે. અને વ્યાપારીઓ માટે સદા શ્રમ ઉઠાવતા રહે છે. ઉપરાંત અમદાવાદ લોહાણા બોર્ડિંગની સ્થાપનામાં તેમનો અગ્ર હિસ્સો નોંધાયો હતો. સંવત ૧૯૯૬ થી તેના પ્રમુખ તરીકે જવાબદારી ઉઠાવી રહ્યા છે. બોર્ડિંગના વિકાસમાં તેમનો તન, મન, ધનનો ફાળો રહ્યો છે. એજ રીતે સંખ્યાબંધ સંસ્થાઓને તેમના તરફથી આર્થિક સહાય સાંપડતી રહી છે.

આમ સ્વબળે લક્ષ્મીપતિ બન્યા છતાં તેમનું ધાર્મિક રંગે રંગાયલું ઉજ્જવળ જીવન સદા શાંતિ અને નિરભિમાનીથી ઓપતું રહ્યું છે.



# શ્રી. શેઠ મણિલાલ આણંદજી

[ કલકત્તા ]





સ્વાશ્રય અને સ્વશક્તિના બળે જીવનનું ઉજળું ઘડતર ઘડી સેવાભાવે પણ જીવન રંગનારા શેઠ મણિલાલ આણંદજી બંગાળના બીડીપત્તાના વ્યાપારક્ષેત્રે ઉમદા નામના પામ્યા છે.

સૌરાષ્ટ્રનગરી આટકોટમાં એમના પિતાશ્રી આણંદજી પુરૂષોત્તમદાસ કાપડનો વ્યવસાય કરતા હતા. તેમના ગૃહે શ્રી. મણિલાલભાઇનો જન્મ સંવત ૧૯૪૩માં થયો હતો. ગુજરાતી સાત ધોરણ સુધી આટકોટમાં અભ્યાસ કરી માત્ર સોળ વર્ષની કિશોર વયે શ્રી. મણિલાલભાઈએ કલકત્તાની પુરૂષાર્થપુરીમાં પગલાં પાડયાં. દિલમાં અનેક ઉમંગ ધરીને પ્રથમ એ આશાભર્યા હૈયે પરચુરણ કાપડનો વ્યવસાય કર્યો. પરંતુ પાંચ વર્ષ પછી તમાકુની એક નાનકડી દુકાન સ્થાપી, છ વર્ષની અથાક જહેમત અને અપાર વ્યાપારીબુદ્ધિના બળે અદ્‌ભૂત યારી મળી. એ પરચુરણ હાટડી જથ્થાબંધ માલનું મથક બની અને આજે તો વર્ષોની કારકિર્દી પછી બીડીપત્તા તેમજ તમાકુના વ્યાપારક્ષેત્રે તેમણે

અપાર નામના પ્રાપ્ત કરી છે. ગોંદીયા, રાજનંદગાંવ, સાગર, દિલ્હી વગેરે સ્થળે મળીને તેમની આઠ દુકાનો ચાલે છે. અને અગિયાર જંગલોની ઇજારદારી ધરાવી રહ્યા છે. વ્યાપારે તેમને વરેલો વિકાસ અતિ ભવ્ય છે.

એવોજ સેવાભાવ પણ સદા તેમણે દાખવ્યો છે. 'કલકત્તા બીડી લીવ્સ એન્ડ ટોબેકો એસોસિએશન'ના સેક્રેટરી તરીકે, ગોંદીયા ગુજરાતી સ્કુલ કમિટીના માનવંત સભ્ય તરીકે અને કલકત્તા લોહાણા મહાજનની કારોબારી સમિતિના એક આગેવાન સભ્ય તરીકે તેમણે સદાય સેવા ઉઠાવી છે. તેમજ જુદી જુદી સંસ્થાઓને નાની મોટી સહાય પણ તેમના તરફથી મળતી રહી છે. મહાજન-વાડીના મકાન ફંડમાં તેમણે કિંમતી ફાળો આપ્યો છે, તેમજ વતનમાં પણ સખાવતવૃતિનો પ્રવાહ વહાવ્યો છે.

સ્વતાકાતે ઘડાયલું શેઠ મણિલાલભાઈનું ઉન્નત જીવન તેમના સેવાભાવે વધુ ઉજ્જવળ બન્યું છે.

--—:o:—--

# શ્રી. શેઠ ડાહ્યાભાઈ જીવણદાસ

[ પાટણ ]





સ્વશક્તિએ વ્યવસાયમાં વિરલ વિકાસ સાધી સેવાભાવને સદા જાગૃત રાખનાર શેઠ ડાહ્યાભાઇ જીવણદાસ ઉત્તર ગુજરાતના આગેવાન વ્યાપારી અને એ પ્રગણાની જ્ઞાતિના સર્વમાન્ય મોવડી છે. એ સેવાભાવી નરરત્નનો જન્મ સંવત ૧૯૩૯ના વૈશાખ શુદ ૬ શનિવારના દિને પિતા જીવણદાસ માધવજીનાં ગૃહે માતા આદીતમાની કૂખે થયો હતો. વ્યાપારે મસ્ત એવા એ કુટુંબમાં વ્યાપાર ગુણો ઝીલી માત્ર બે ગુજરાતી ધોરણના અભ્યાસ પછી બાર વર્ષની ઉંમરે શેઠ ડાહ્યાભાઇ પિતાના તમાકુના વ્યવસાયે જોડાઈ ગયા.

નવજવાન ડાહ્યાલાલભાઇએ વ્યવસાયને વિકસાવવા ભારે પુરૂષાર્થ આદર્યો, નાનું ક્ષેત્ર અને ટુંકો વ્યાપાર તેમના પ્રગતિપ્રેમી અને સાહસિક સ્વભાવને રૂચતો ન્હોતો. તેમણે છેક રંગુન સાથે બીડીનો

વ્યાપાર જમાવ્યો. સંવત ૧૯૮૫થી ‘વીમકો’ મેચીસની મહેસાણા પ્રાંતની સોલ એજન્સી પ્રાપ્ત કરી છે, સંવત ૧૯૯૪થી ગ્વાલિયર સ્ટેટના ‘ચંદેરી’ જંગલની બીડીપત્તાની ઈજારદારી મેળવી છે. એ ઉપરાંત પાટણમાં ત્રણ અને લલિતપુરમાં ‘વાસુદેવ ડાહ્યાલાલ’ નામે એક એમ તેમની ચાર દુકાનો ચાલે છે. આમ શેઠ ડાહ્યાલાલભાઈએ વ્યાપારને સુંદર વિકાસ બક્ષ્યો છે.

ઉત્તર ગુજરાતના મહાન વ્યાપારી નીવડયા ઉપરાંત લોહાણા જ્ઞાતિના અગ્રેસર તરીકે તેમની કિંમતી સેવાઓ નોંધાઈ છે. પાટણ, પાલણપુર, ઉંઝા, વિસનગર, વડનગર, ખેરાળુ અને લાડોલ એ સાત ગામના પ્રગણાના મહાજન ‘સાત ગામ લોહાણા હિતવર્ધક મંડળ’ના પ્રમુખ તરીકે તેઓશ્રી છેલ્લાં દસ વર્ષથી એકધારી સેવા બજાવતા આવ્યા છે. ઉપરાંત તેમને આંગણેથી નાનામોટા પ્રમાણમાં સખાવત પણ થતી રહે છે. વડોદરા મહીરેના લોહાણા બોર્ડિંગ ઉપરાંત સ્થાનિક સંસ્થાઓને તેમની સહાય સાંપડી છે. પાટણ બજારમાં રૂ. ૧૨૦૦ ખર્ચીને તેમણે એક “જલાશય’ પણ બંધાવ્યું છે.

વ્યાપારે સાહસિક તેમજ ધાર્મિકવૃત્તિથી રંગાયલા આ જ્ઞાતિપ્રમી ગૃહસ્થે જીવનને સાર્થકતા અર્પી છે.



# શ્રી. શેઠ ભીમજીભાઈ વી. માનસાતા

[કલકત્તા]



આજે આર્યાવર્ત્તને આંગણે નૂતન ઉદ્યોગો ખીલતાં જાય છે. હિંદી વ્યાપારવીરોએ પુરાણા ચોગઠામાં આરામ-પલોંઠી વાળીને જામવાની પ્રથાનો ત્યાગ કર્યો છે. અને નવનવા ઉદ્યોગનાં અંતરે પ્રાણ પ્રગટાવ્યો છે. તેમાંનો એક ઉદ્યોગ તે સિનેમા ઉદ્યોગ છે. આ ઉદ્યોગક્ષેત્રે કલકત્તાના પ્રદેશમાં 'ધી માનસાતા ફીલ્મ ડીસ્ટ્રીબ્યુટર્સ કું' એ સાધેલો વિકાસ અતિશય નોંધનિય છે. સિનેમા ઉદ્યોગ પ્રત્યે જ્યારે શંકાની દૃષ્ટિએ જોવાતું હતું. ત્યારે શેઠ ભીમજીભાઇ વીરજી માનસાતાએ હિંમતભર્યું પગલું ભરીને એ ઉદ્યોગના વિકાસમાં વિરલ હિસ્સો નોંધાવ્યો છે. દિલમાં

ભારોભાર શ્રદ્ધા ભરીને તેમણે એ ઉદ્યોગક્ષેત્રે ઝંપલાવ્યું અને આજની ભવ્ય સફળતા સાધી.

જામનગર સ્ટેટના બાલંભાનું વતની એમનું કુટુંબ વર્ષોથી મધ્યપ્રાંતમાં આવી વસ્યું હતું. અને તેમના પિતાશ્રી શેઠ વીરજી-ભાઇ માધવજી અને કાકાશ્રી શામજીભાઇ માધવજી ઇમારતો તેમજ રેલ્વે બાંધકામના સરકારી અને ખાનગી કોંટ્રેકટો રાખતા હતા. શ્રી. ભીમજીભાઇનો જન્મ બાલંભામાં સંવત ૧૯૪૫ ના આસો શુદ ૮ ના દિને થયો હતો. બાલંભામાંજ સુખી બાળપણ પસાર કરી માત્ર જરૂર પુરતા ગુજરાતી અભ્યાસ પછી તેઓ મધ્યપ્રાંતમાં પિતાશ્રી-ના ચાલતા કોંટ્રાકટ વ્યવસાયમાં જોડાયા હતા. વ્યવસાયના વર્ષોના અનુભવી પિતાના હાથ તળે તાલીમ લઇ માત્ર અઢાર વર્ષની ઉંમરે ઇ. સ. ૧૯૦૮ માં તેમણે સ્વતંત્ર કોંટ્રેકટો લેવા શરૂ કર્યાં.

અવસ્થા અતિશય ઉછરતી હતી, પણ અનુભવ અગાધ હતો. ગળથૂંથીમાંથી જ કોંટ્રેકટ વ્યવસાયનું શિક્ષણ પામેલા નવજવાન ભીમજીભાઇએ પહેલેજ પગલે સુંદર સફળતા પ્રાપ્ત કરી. નાગપુરમાં સી પી. લોકલબોર્ડને એક સ્કૂલનું મકાન બાંધી આપ્યું. કાર્યકુશળતાને કારણે અધિકારીઓની પ્રશંસા પામ્યા અને સર્ટીફીકેટ પ્રાપ્ત કર્યું. માત્ર અઢાર વર્ષની વયના આ વિરલ કોંટ્રેકટરની કર્તવ્યદક્ષતાથી સૌ કોઇ અંજાયા. પહેલે પગલે પ્રાપ્ત કરેલી સુંદર સફળતાએ આ ઉગતા કોંટ્રાકટરનું કિસ્મત ખીલી ગયું અને ઠેર ઠેર સફળતા મળી. ટુંક સમયમાં જ જી. આઇ. પી, બી. એન. આર. અને ગુજરાત રેલ્વેના રસ્તાઓ, પુલો અને મકાનો બાંધવાનું કાર્ય પણ તેમણે પ્રાપ્ત કર્યું. અને ઉજ્જવળ કારકિર્દી નોંધાવી. બરાડ જીલ્લામાં પબ્લીક વર્કસના બાંધકામો પણ સુંદર રીતે કરી આપી ધન્યવાદના સર્ટીફીકેટો પ્રાપ્ત કર્યાં.

કોંટ્રાકટના વ્યવસાયમાં અઢાર વર્ષમાં શ્રી. ભીમજીભાઇએ ઉજળો ઇતિહાસ રચ્યો. સર્વત્ર સફળતા પ્રાપ્ત કરી સર્વને સંતોષ આપ્યો. પરંતુ જંગલો અને વનવગડાની અંધારી આલમમાં છૂપાઈ રહેવું એમના ઉલ્લાસી આત્માને ન રૂચ્યું. જગતના ચોકમાં આવીને

'નવી દુનિયા' રચવાના મનોરથો એમણે ઘોળવા માંડયા. પરિણામે ઇ. સ. ૧૯૨૬ માં કલકત્તા આવ્યા. અને કાપડ અને સુતરના વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું. પરંતુ એ વહેતી ધરેડમાં જામવા કરતાં કોઇ નૂતન ઉદ્યોગ ખીલવવાના કોડ આ સ્વપ્નદર્શી માનવીને થયા અને ઇ. સ. ૧૯૨૯ માં તેમણે 'માનસતા ફીલ્મ સર્વીસ'ની સ્થાપના કરી.

વ્યવસાય અતિશય અજાણ્યો હતો. હજુ ઉછરતી અવસ્થાના ઉદ્યોગના ટાગા ધ્રૂજતા હતાં, આવા આ ઉદ્યોગમાં નાણાં રોકવા ભારે જોખમી સોદો હતો. છતાં શ્રી. ભીમજીભાઇએ દિલમાં શ્રદ્ધાની જ્યોત જલતી રાખી જોખમ ખેડયું. અને ટુંકા કાળમાં તો 'માનસાતા ફીલ્મ સર્વીસ' ની નામના ફીલ્મ ઉદ્યોગે જામી ગઇ.

આજે બંગાળના ફીલ્મઉદ્યોગ ક્ષેત્રે 'માનસાતા ફીલ્મ સર્વીસ' ની ભારે પ્રતિષ્ઠા જામી છે. એનો મોભો અને મહત્તા વિરલ છે. મુંબઇ તેમજ કલકત્તાની સંખ્યાબંધ ફીલ્મ કંપનીઓની બંગાળ, બિહાર, ઓરિસા, આસામ અને બરમા ખાતેની સોલ એજન્સી આ કંપની ધરાવે છે. અને રંગુનમાં તેની એક શાખા પણ સ્થાપવામાં આવી છે. ઉપરાંત કલકત્તાનું આલીશાન અને ભવ્ય સિનેમાગૃહ 'જ્યોતિ થીએટર' માનસાતા ફીલ્મ સર્વીસ' હસ્તક ચાલી રહ્યું છે.

શ્રી. ભીમજીભાઇએ કાર્યકુશળતા, કુનેહ, ખંત અને ચકોર બુદ્ધિને પારણામે આજે 'માનસાતા ફીલ્મ સર્વીસ'નું ઉજ્જવળ ગૌરવ સ્થાપિત કર્યું છે. તેમના પુત્રો શ્રી. ગીરધરદાસભાઇ અને વિઠલદાસભાઇ આજે પિતાને વ્યવસાયમાં પૂર્ણ સહાય કરી રહ્યા છે.

શ્રી. ભીમજીભાઇ કલકત્તા લોહાણા જ્ઞાતિની પ્રવૃતિમાં રસ ધરાવે છે અને જ્ઞાતિ કાર્યોમાં પોતાનો ફાળો અર્પવા હરદમ તૈયાર રહ્યા છે.

——o——

# શ્રી. શેઠ ખીમજીભાઇ કેશવજી

[ કલકત્તા ]



વ્યાપારકુશળતાને કદમે કદમે ખીલેલું શેઠ ખીમજીભાઇ કેશવજી પોપટનું ઉન્નત જીવન સ્વાશ્રયબળનો અનેરો સંદેશ સૂણાવે છે. રાજકોટના ભાયાતી ગામોમાં વર્ષો સુધી ઇજારદારી જાળવી 'માંડવીચા'ને નામે પ્રસિદ્ધ થયેલા પોપટ કુટુંબમાં રાજકોટ પાસે કોઠારીયામાં પિતા સ્વ. કેશવજી ભવાનના ગૃહે તેમનો જન્મ સંવત ૧૯૪૧ના વૈશાખ શુદના પ્રથમ દિને થયો હતો. ગુજરાતી ચાર ધોરણના અભ્યાસ પછી માત્ર અગિયાર વર્ષની કુમળી વયે પિતાના ધીરધારના વ્યવસાયમાં તેમણે સહાય આપવા માંડી, પરંતુ કોઠારીયાના સાંકડા કુંડાળામાં ગૂંચવાઇ રહેવું એમના પ્રગતિપ્રેમી આત્માને પરવડયું નહિ, સંવત ૧૯૬૮ થી રાજકોટનગરીમાં બે વર્ષ સુધી અનાજની દુકાન ચલાવ્યા પછી ખાનદેશ સુધી ફાળ ભરી ઉનના વ્યાપારક્ષેત્રે જુદા જુદા સ્થળોમાં નોકરી બજાવી સંવત

૧૯૭૨માં કલકત્તા આવ્યા. શરૂઆતના કેટલાક મહિના પેટ્રોલની એક દુકાનમાં નોકરી કરી, મોટરને લગતા સામાનના 'ઓર્ડર સપ્લાયર' તરીકે સ્વતંત્ર રીતે એ વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું. સંવત ૧૯૭૪માં શેઠ દેવચંદ ત્રિભુવનદાસના 'ધી એમ્પાયર મોટર વર્કસ'માં ભાગીદારીથી જોડાયા. ટુંક સમયમાં એ ક્ષેત્રનું અદ્‌ભૂત જ્ઞાન પ્રાપ્ત કરી સંવત ૧૯૭૬ના વૈશાખ શુદ ૪ના દિને એ પ્રગતિપ્રેમી પુરૂષાર્થી પુરૂષે 'ધી ઓરીએન્ટલ મોટર એસેસરીઝ એજન્સી'ને નામે અતિ નાના પાયા પર આજની ભવ્ય પેઢીની સ્થાપના કરી.

અતિ પરિશ્રમી, પુરૂષાર્થી અને સાહસિક એવા શ્રી. ખીમજીભાઈએ એ વ્યાપારની નાડ હાથ કરી. ટુંક સમયમાં વ્યવસાય જમાવી દીધો. સંવત ૧૯૮૧ થી તો અમેરિકા, ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ વગેરે રાષ્ટ્રોની કેટલીક કંપનીઓની હિન્દ ખાતેની એજન્સીઓ પ્રાપ્ત કરી. આજે કલકત્તાની આ ક્ષેત્રની પેઢીઓમાં તેમની પેઢી બીજું સ્થાન ધરાવે છે. ભારતવર્ષના જુદા જુદા પ્રદેશો ઉપરાંત છેક અફગાનિસ્તાન સુધી તેમનો માલ પહોંચે છે. પરચુરણ તેમજ જથ્થાબંધ વ્યાપાર કરતી જુદી જુદી બે દુકાનો ઉપરાંત તેમની પેઢી મોટર મશીનરીપેરીંગ, તેમજ વેલ્ડીંગ વગેરે કામ માટે એક સ્વતંત્ર વર્કશોપ પણ ધરાવે છે. વ્યાપારની આટલી ભવ્ય, ઉન્નત અને ગૌરવશાળી જમાવટ કર્યા પછી શેઠ ખીમજીભાઇએ આજે નિવૃતિ–નિવાસની ઇચ્છાએ બધો વ્યવસાય પુત્રોને સોંપી પેઢીને 'ધી ઓરીએન્ટલ મોટર એસેસરીઝ એજન્સી લી૦'નું સ્વરૂપ આપ્યું છે.

શેઠ ખીમજીભાઈએ વ્યાપારની આટ આટલી જંજાળો છતાં જ્ઞાતિસેવામાં પણ ફાળો આપ્યો છે, કલકત્તા લોહાણા મહાજન'ની કારોબારી સમિતિના સભ્ય તરીકે પણ તેમની કારકિર્દી નોંધાઇ છે, એજ રીતે અનેક ફંડફાળાઓ તેમને આંગણેથી

કિંમતી ફાળો પામ્યા છે; વતનમાં પારેવાનો ઓટો તેમજ દુષ્કાળ સમયે તેમણે કિંમતી સહાય પહોંચાડી હતી, કલકત્તા મહાજનવાડી મકાન ફંડમાં પણ તેમણે અઢી હજાર રૂપિયાની રકમ અર્પણ કરી છે, અનેક જ્ઞાતિબંધુઓ તેમને આંગણેથી ઉત્કર્ષ મેળવ્યો છે. તેમનો જ્ઞાતિપ્રેમ ખરેખર માન ઉપજાવે એવો છે, સ્વશકિતએ વિરાટ સ્વરૂપ પામેલું તેમનુ ઉજ્જવળ જીવન તેમની આશ્ચર્યકારી સાદાઈ અને સરળતાથી વધુ દેદિપ્યમાન બન્યું છે.



# શ્રી. શેઠ દેવચંદ ત્રિ. ખંધડીયા

[ કલકત્તા ]



કલકત્તાના વ્યાપારક્ષેત્રે મોટર સામાનની દુકાન સ્થાપનાર પ્રથમ ગુજરાતી વ્યાપારી શેઠ દેવચંદભાઈ ત્રિભુવનદાસ ખંધડીયાએ નૂતન વ્યાપારક્ષેત્રે અદ્ભૂત ઉજ્જવળતા પ્રાપ્ત કર્યા ઉપરાંત જ્ઞાતિપ્રવૃત્તિઓમાં કિંમતી હિસ્સો આપ્યો છે. વતન ગોંડળમાં તેમનો જન્મ સંવત ૧૯૩૬ માં પિતા ત્રિભુવનદાસ જીવરાજને ત્યાં થયો હતો. પિતા સ્ટેટની નોકરી કરતા હતા.

અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કર્યા પછી શ્રી. દેવચંદભાઈએ પંદર વર્ષની કિશોર વયે અનાજની એક દુકાન સ્થાપી, એ વ્યાપારે આ કુમળા વ્યાપારીએ ઉચ્ચત્તમ કાબેલિયત દાખવી; પરંતુ પ્રગતિપ્રેમી હૈયાએ એ નાનકડી દુકાનમાં સિદ્ધિ દીઠી નહિ. સંવત ૧૯૬૯ ના આસો માસમાં કલકત્તા આવી શ્રી. દેવચંદભાઈ એક જાણીતી કમિશન એજન્સી પેઢીમાં જોડાયા. જીગર જીંદાદિલી અનુભવતું હતું, આગેકદમની

ઈચ્છાએ ઝણઝણતા અંતરની આત્મશ્રદ્ધાના બળે એ નોકરી ઉપરાંત એ આશાભર્યા નવજવાને મોટર સામાનની એક નાનકડી દુકાન પણ સ્થાપી, તેમાં સિદ્ધિ સાંપડતાં નોકરી છોડી સંવત ૧૯૭૧ માં 'ધી એમ્પાયર મોટર વર્કસ'ની તેમણે સ્થાપના કરી.

ગૌરવની હકીકત છે કે એ વેળાએ કલકત્તામાં એ ક્ષેત્રની માંડ બે ત્રણ દુકાન અસ્તિત્વ ધરાવતી હતી. આવા એ કાળે આ નુતન-ક્ષેત્રે તેમણે સાહસ જ ખેડયું હતું.

ખંત અને પરિશ્રમને પરિણામે દિનપ્રતિદિન એ વ્યવસાયે તેમણે ભવ્ય જમાવટ કરવા માંડી. છેક યુરોપ, અમેરિકા, જર્મની વગેરે રાષ્ટ્રો સાથે સીધા સબંધ સાધ્યા. આજે પણ તેમની એ જુની અને પ્રતિષ્ઠિત દુકાન એમના ક્ષેત્રે કીર્તિભર્યું સ્થાન જાળવી રહી છે. એ વ્યાપાર-સ્થાને કેટલાય જ્ઞાતિજવાનોએ ઉત્કર્ષની સાધના સાધી છે, અને સ્વતંત્ર વ્યાપારક્ષેત્રમાં ઝંપલાવી જીવનની ઉન્નતિ પ્રાપ્ત કરી છે. તેમનું એ ગૌરવ પણ ઓછું નથી.

શેઠ દેવચંદભાઇના વ્યાપારી ઉજ્જવળતાથી ઓપતા જીવનમાં અદ્ભૂત જ્ઞાતિપ્રેમ સદા જામેલોજ રહ્યો છે. તેમને આંગણેથી નાની મોટી કેટલીક સખાવતો પણ થઇ છે. મહાજનવાડી મકાનફંડમાં પણ તેમણે કિંમતી હિસ્સો નોંધાવ્યો છે.

--—:o:—--

# શ્રી. લલ્લુભાઈ રં. ઠક્કર

[મુંબઈ]



સદા સજાગ સેવાવૃતિ, કર્તવ્યપરાયણતા અને જીંદાદિલીથી જ્ઞાતિસેવા બજાવવા હરદમ તૈયાર રહેનારા કાર્યકરોમાં શ્રી. લલ્લુભાઈ રંગીલદાસ ઠક્કરનું સ્થાન કિંમતી છે. સુરતના સુખી, સેવાભાવી અને વ્યાયામશાસ્ત્ર પરાંગત વ્યાપારી પિતા સ્વ. રંગીલદાસ પુરૂષોત્તમદાસ ઠકકરના ગૃહે શ્રી. લલ્લુભાઈનો જન્મ ઇ. સ. ૧૯૦૧ ના મે માસની સોળમી તારીખે થયો હતો. બાહોશ, પુરૂષાર્થી, ટેકીલા અને ક્ષત્રિયવટની પ્રતિમા સમા પિતાના બધા ગુણો શ્રી. લલ્લુભાઇમાં દ્રષ્ટિએ ચડે છે.

સુરતમાં અતિ ઉજ્જવળતાએ ઓપતા એમના વિદ્યાર્થીજીવને સ્કોલરશિપો, ઇનામો અને પ્રથમ નંબર સાથે સદાની મહોબ્બત બાંધી હતી. મેટ્રિક થયા પછી વ્યાપારી પિતાની ઈચ્છા પુત્રને વ્યાપારમાં ગૂંથવાની હતી, પરંતુ જ્ઞાનભૂખ્યા પુત્રને દુનિયા સર કરવાની તમન્ના જાગી હતી, પરિણામે ઇ. સ. ૧૯૨૦ ના

એપ્રિલમાં નવજવાન લલ્લુભાઇ માત્ર આત્મશ્રદ્ધાની મૂડી લઈને મુંબઇ આવ્યા. સ્વાશ્રયથી ચિત્રવિચિત્ર પ્રકારના વ્યવસાય અને નોકરીઓ કરી કૉલેજજીવન શરૂ કર્યું. તે પણ અતિ ઉજ્જવળ નિવડયું. પરંતુ ઇ. સ. ૧૯૨૧નો જમાનો જાગ્યો, સત્યાગ્રહનો સાદ પડયો. સ્વમાની નવજવાનોએ કૉલેજો ખાલી કરી. ઝીંદાદિલી લલ્લુભાઇ પણ રણક્ષેત્રે આવી ઉભા. આશ્રમજીવન પણ ગાળ્યું. એ પછી એમનું વ્યવસાયીજીવન શરૂ થયું. છેવટ ઈ. સ. ૧૯૩૦માં એક વકીલના મેનેજીંગ ક્લાર્ક તરીકે ધારાશાસ્ત્ર ક્ષેત્રમાં ઝંપાપાત કર્યો. ટુંક સમયમાં પારંગત થઇ ઇ. સ. ૧૯૩૩ થી એ ક્ષેત્રે સ્વતંત્ર વ્યવસાય કરી નામના જમાવી શકયા છે.

શ્રી. લલ્લુભાઈ ઇ. સ. ૧૯૨૪થી લોહાણા જ્ઞાતિના જાહેરજીવનમાં હિસ્સો આપતા રહ્યા છે. સંખ્યાબંધ સંસ્થાઓમાં તેમણે ફાળો નોંધાવ્યો છે. ઇ. સ. ૧૯૨૯ થી 'હાલાઇ લોહાણા મહાજન'ની મેનેજીંગ કમિટીના સભ્ય છે, મહાજનશ્રીની જુદી જુદી પેટા કમિટીઓમાં જવાબદારીભર્યા આસને વારંવાર સેવાઓ અર્પી છે, 'સ્નાતક મંડળ'ની પ્રવૃતિઓમાં અગ્રહિસ્સો લીધો હતો, ઉપરાંત સંખ્યાબંધ મંડળોની કાર્યવાહી સમિતિના સભ્ય છે. 'હાલાઈ લોહાણા સહાયકારી મંડળ'ના મહામંત્રી તરીકે આજે ફરજ બજાવી રહ્યા છે.

કસાયલું વ્યાયામપરાંગત શરીર, મજબુત મનોબળ અને સાહસિક સ્વભાવ ધરાવતા શ્રી. લલ્લુભાઈએ પ્રસંગે પ્રસંગે ભયંકર જોખમો ખેડીને પણ સફળતા સાધી છે, અનેક સંસ્થાઓ અને વ્યકિતઓના ભલીવાર માટે તેમણે ઉઠાવેલ સેવાસાહસોના સેંકડો કીર્તિવંત પ્રસંગો નોંધાયા છે. ખાસ કરીને મુંબઈના હુલ્લડો સમયે ભારે જોખમો વચ્ચે પ્રાણને હોડમાં મૂકીને તેમણે જનતાની સેવા ઉઠાવી છે.

—(૦)—

# શ્રી. ત્રિભુવનદાસ મનજી વકીલ

[વંથલી]



સોરઠ પ્રદેશમાં વકીલાતક્ષેત્રે ઉજ્જવળ કારકિર્દી જમાવી કુશળ અને બાહોશ વકીલ તરીકે નામના પ્રાપ્ત કરનાર વંથલીના વિખ્યાત વકીલ શ્રી. ત્રિભુવનદાસ મનજી વકીલ સોરઠી જાગીરદારોના માનિતા વકીલ છે. શ્રી. ત્રિભુવનદાસભાઈનો જન્મ સંવત ૧૯૪૯ના આસો માસમાં થયો હતો. પિતા સ્વ. મનજી હીરજી વંથલીમાં વ્યાપાર કરતા, પિતામહ સ્વ. હીરજી માવજી સોરઠના ઐતિહાસિક યુગમાં વંથલીના બાહોશ કારભારી તરીકે ચોમેર કીર્તિ પામ્યા હતા.

અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કરી શ્રી. ત્રિભુવનદાસભાઈ વંથલીની કોર્ટમાં ઉમેદવારી કરવા માંડયા. બુદ્ધિબળને કારણે સંવત ૧૯૬૭ માં વકીલાતની સનંદ પ્રાપ્ત કરી. એ પછી સાત વર્ષની ઉજ્જવળ કારકિર્દીને કારણે ફર્સ્ટકલાસ વકીલાતની સનંદ મળી. આજે તેઓ જુનાગઢ સ્ટેટ ઉપરાંત બાંટવા, માણાવદર, સરદારગઢ વગેરે

સ્ટેટોની સનંદ પણ ધરાવે છે. સઘળે સ્થળે તેમણે ઉજ્જવળ સુકીર્તિ જમાવી છે. તેમની ધીખતી પ્રેકટીસે તેમને સોરઠના મહાન વકીલ બનાવ્યા છે.

ઉજ્જવળ ધારાશાસ્ત્રીજીવન ઉપરાંત શ્રી. ત્રિભુવનદાસભાઇએ વંથલીના જીવનમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. છેલ્લા પાંચ વર્ષથી વંથલી મ્યુનિસિપાલિટીના સભ્ય છે, બે વર્ષથી જૈન ચારિત્ર્યવિજયજી લાયબ્રેરીના સેક્રેટરી છે, તેમજ વંથળી લોહાણા મહાજનના અને હિન્દુ મહાજનના અગ્રેસર છે. આનંદાશ્રમ પાઠશાળાના ટ્રસ્ટી તરીકે પણ ચાર વર્ષથી સેવા બજાવી રહ્યા છે. સંસ્થાઓના કાયદાવિષયક કાર્યો વગર લવાજમે વર્ષોથી કરી આપે છે.

શ્રી. ત્રિભુવનદાસ એક બાહોશ, શકિતશાળી સર્વ કોઇને ઉપયોગી થઇ પડવાની વૃતિવાળા માનવી તરીકે સોરઠ પ્રદેશે સુનામના પામ્યા છે.



# શ્રી. નૃસિંહપ્રસાદ ના. છોટાઇ

[ કલકત્તા ]



જીવનને વ્યવસાયના સાંકડા સીમાડાઓમાં સંકૂચિત ન બનાવતાં કલકત્તાના ગુજરાતી જાહેરજીવનમાં અગ્ર ભાગે ઉજ્જવળ બનાવનારા શ્રી. નૃસિંહપ્રસાદ નારણદાસ છોટાઈનો જન્મ જામનગરના કાપડના જાણીતા વ્યાપારી શેઠ નારાયણદાસ ભગવાનજીને ત્યાં ઈ. સ. ૧૮૯૮માં જુલાઇ માસની સાતમી તારીખે થયો હતો. અંગ્રેજી પાંચ ધોરણના અભ્યાસ પછી સત્તર વર્ષની કુમળી વયે તેઓ પિતાના વ્યવસાયમાં જોડાયા હતા, એ પછી એક વર્ષ એજ વ્યવસાયની અન્ય દુકાનમાં નોકરી કરી બે વર્ષ સુધી રાજકોટમાં સ્વતંત્ર કાપડ વ્યાપાર પણ ખેડયો.

વધુ ઉન્નતિની ઇચ્છાએ શ્રી. નૃસિંહપ્રસાદભાઈએ ઇ. સ. ૧૯૨૧માં કલકત્તા આવી કાપડના વ્યાપારક્ષેત્રે જ ઝંપલાવ્યું, એ પછી 'વોલ્કટ' બ્રધર્સ''માં નવ વર્ષ સુધી કેશીયર તરીકે કારકિર્દી

જમાવી. ઇ. સ. ૧૯૩૧થી કલકત્તાની જાણીતી મીલસ્ટોર સપ્લાયર પેઢી 'દાસ એન્ડ કું.'માં મેનેજરપદે ઉજ્જવળ નામના જમાવી રહ્યા છે. એ ઉપરાંત તેમણે અન્ય ઉદ્યોગક્ષેત્રે પણ કિંમતી ફાળો આપ્યો છે. ઇ. સ. ૧૯૩૭થી 'રતિલાલ એન્ડ કું.'ને નામે તેમની જથ્થાબંધ કાપડની દુકાન પણ ચાલી રહી છે, અને 'જેમ્સ લ્યુબરે સીલીયર એન્ડ કું. લી.'ના મેનેજીંગ ડીરેકટર તરીકે ઉજ્જવળ કારકિર્દી ધરાવે છે.

જાહેરજીવનના ક્ષેત્રે ઇ. સ. ૧૯૩૧થી તેઓ ઉત્કટ રસ લઇ રહ્યા છે. એજ સમયથી 'કલકત્તા લોહાણા યુવક મંડળ'ના ઉપ-પ્રમુખ તરીકે સેવા બજાવે છે, અને જુદા જુદા ગુજરાતી મંડળોની કાર્યવાહી સમિતિમાં પણ તેમનું અગ્રસ્થાન છે.

કલકત્તાની ગુજરાતી આલમમાં શ્રી. છોટાભાઇએ ઉજ્જવળ સ્થાન પ્રાપ્ત કર્યું છે.



# શ્રી. આણંદજી ઓ. રૂપારેલીયા

## [વેરાવળ]



દિલમાં વસેલી સેવાવૃત્તિ વ્યવસાયક્ષેત્રની આકરી જવાબદારીઓ છતાં સેવાક્ષેત્રનું આકર્ષણ કરે છે. આફ્રિકાના રેલ્વેખાતામાં વર્ષો સુધી 'સ્ટેશન માસ્તર' તરીકે ઉજ્જવળ કારકિર્દી જમાવ્યા ઉપરાંત અંધારા એ પ્રદેશમાં દિલનો સેવાભાવ જાગતો રાખનારા શ્રી. આણંદજી ઓધવજી રૂપારેલીયા આજે જુનાગઢ સ્ટેટ રેલ્વેના પ્રથમ પંકિતના સ્ટેશન 'વેરાવળ'ના સ્ટેશન માસ્તર તરીકે કાર્યદક્ષતા દાખવી રહ્યા છે. અને વેરાવળની જ્ઞાતિપ્રવૃતિઓમાં અગ્ર ભાગ લઈ રહ્યા છે,

શ્રી. આણંદજીભાઈનો જન્મ વતન જુનાગઢમાં ઈ. સ. ૧૮૮૭ ના ડિસેંબર માસની વીસમી તારીખે થયો હતો. વતનમાં જ અભ્યાસ કરી મેટ્રિકને દ્વારે પહોંચ્યા પછી તેમણે અભ્યાસ છોડયો અને રંગુનમાં 'સ્ટેશન માસ્તર'ના હોદ્દે ફરજ બજાવતા કાકા પ્રેમજીભાઈ વશરામના બોલાવ્યા રંગુન જઈ ઈ. સ. ૧૯૦૩માં સિગ્નલર' તરીકે રેલ્વે ખાતામાં દિનપ્રતિદિન ચઢતી પામી તેર વર્ષની સફળ નોકરી પછી ઈ. સ. ૧૯૧૪ના એપ્રિલ માસમાં શ્રી. આણંદજીભાઈ આફ્રિકા

જઈ 'કેનિયા યુગાન્ડા રેલ્વે'માં જોડાઈ ગયા. એ રેલ્વેની વીસ વર્ષની તેમની કારકિર્દી અતિ પ્રશંસાપાત્ર બની હતી. જોખમદારીભર્યાં સ્ટેશનો પર તેમણે 'સ્ટેશન માસ્તર' તરીકે ઉપરીઓને સંતોષ આપી અભિનંદન પ્રાપ્ત કર્યાં હતા. ઇ. સ. ૧૯૩૩ માં પેન્શન પર નિવૃત થઈ નિવૃતિનિવાસની ઈચ્છાએ માતૃભૂમિ આવ્યા. પરંતુ ફરજ બજાવવાની થનગનતી તાકાત હજુ ટાઢી પડી ન્હોતી. જુનાગઢ સ્ટેટના ટ્રાફિક સુપ્રિન્ટેન્ડન્ટ મી. એચ. 'બરો-કોપલે'એ તેમની વેરાવળના સ્ટેશન માસ્તર અને વેરાવળ બંદરના ગુડઝ ડીપાર્ટમેન્ટના સુપરવાઇઝર તરીકે નિમણુંક કરી. આજે તેઓ એ જોખમદારીભર્યાં આસનો અતિ સફળતાપૂર્વક સૌની ચાહના અને માન વચ્ચે દીપાવી રહ્યા છે. તેમનો નિરભિમાની, શાંત અને પ્રેમાળ સ્વભાવ સૌનાં આકર્ષણનું કારણ બન્યો છે.

આ રીતે જીવનને ઉજ્જવળ સ્થાને ઉજાળી શ્રી. આણંદજીભાઈએ સદા સેવાભાવ પણ જાગૃત રાખ્યો છે. આફ્રિકાના વસવાટકાળે લુમ્બાની તેમની કારકિર્દી દરમ્યાન તેમના હસ્તે એક ગુજરાતી શાળાની સ્થાપના થઈ હતી, આ શાળા શ્રી. આણંદજીભાઇએ ફંડ એકઠું કરીને જમાવી હતી, ઉપરાંત આફ્રિકાના જ્ઞાતિજાહેરજીવનમાં પણ તેઓ રસ લેતાજ રહેતા, કીસુમુમાં ભરાયલી 'લોહાણા લઘુ પરિષદ'માં તેમણે અગ્રભાગ લીધો હતો. સિવાય ઇ. સ ૧૯૧૪ના મહાયુદ્ધ પ્રસંગે તેમણે બજાવેલી સેવાને પરિણામે મિલિટરી ઓફિસરને જ પ્રાપ્ય એવો એક ચાંદીનો 'મિલિટરી મેડલ' અને બે અન્ય મેડલો પ્રાપ્ત કર્યાં હતા.

વતન આવી વેરાવળ વસ્યા પછી તેમણે વેરાવળની જ્ઞાતિપ્રવૃતિઓમાં ઉત્કટ રસ લેવા માંડયો, વેરાવળ લોહાણા બોર્ડિંગની શુભ સ્થાપના તેમના વરદ્ હસ્તે થઇ, ત્યારે તેમણે સંસ્થાને કિંમતી સહાય કરી હતી. એ સિવાય આજે પણ તેઓ બોર્ડિંગની કાર્યવાહી સમિતિના સભ્ય તરીકે ઉજ્જવળ સેવા બજાવી રહ્યા છે.

શ્રી. આણંદજીભાઇનો અદ્ભૂત જ્ઞાતિપ્રેમ, સેવાભાવના, તેમજ સરળતા, સજ્જનતા માનને અધિકારી છે.

# શ્રી. મુળજી ચતુર્ભુજ

[કરાંચી]



ઉંમરે અતિ નાના છતાં કાર્યશક્તિએ વિરાટ એવા સદા સેવાભાવે ઉછળતી તમન્ના અને ઉત્કટ ઉત્સાહ, અદ્ભૂત કર્તવ્યપરાયણતા તેમજ ફરજમાં દિલેરી દાખવતા શ્રી. મૂળજીભાઈ ચતુર્ભુજ કરાંચીના જ્ઞાતિજીવનમાં માનભર્યું સ્થાન પામ્યા છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૦ના સપ્ટેંબર માસની તેરમી તારીખે થયો હતો. કચ્છ તેરાનું વતની એમનું કુટુંબ વર્ષોથી કરાંચીમાં ગૌરવ જાળવતું આવ્યું છે. તેમના વડીલો 'કચ્છી નારાયણ સરોવરીયા મહાજન'નું અગ્રેસરપદ ઉજાળી ગયા છે. તન, મન, ધનની સેવા અર્પી ગયેલા સ્વ. કારા મૂળા, સ્વ. ચતુર્ભુજ કારાને પગલે તેમના આ સુપુત્રે ઉજ્જવળ સેવાભાવ દાખવ્યો છે. ઇ. સ. ૧૯૨૯ માં મેટ્રિક સુધીના અભ્યાસ પછી તેમણે શિક્ષકજીવન પસંદ કર્યું છે.

છેક બાળજીવન અને વિદ્યાર્થીવસ્થામાં જુદી જુદી સંસ્થાઓના અધિકારી તરીકે ઉજ્જવળતા અર્પી આજે તેઓ સંખ્યાબંધ સંસ્થાઓની સફળતામાં હિસ્સો ધરાવે છે. ભૂતકાળમાં 'કચ્છ લોહાણા

બંધુ મંડળ'ના સેક્રેટરી, પ્રમુખ તેમજ કેપ્ટન તરીકે, 'કચ્છી લોહાણા એસોસિએશન'ના મંત્રી તરીકે, નારાયણ સરોવરીયા મહાજનના મંત્રી તરીકે, કચ્છ પ્રજાકિય પરિષદ–સિંધ તેમજ કરાંચી શાખાના મંત્રી તરીકે, ઉપરાંત સંખ્યાબંધ સંસ્થાના કાર્યવાહક તરીકે આજે તેઓ ઉજ્જવળ નામના ધરાવી રહ્યા છે. સંખ્યાબંધ સંસ્થાના પ્રાણ સમા સંચાલક છે, સંખ્યાબંધ સંસ્થાના સુપરવાઈઝર છે અને સંખ્યાબંધ સંસ્થાઓની કારોબારી સમિતિમાં સ્થાન ધરાવે છે. રમતગમતના શોખે કેટલાંય રમતગમત મંડળના ઉત્પાદક અને સંચાલક, વ્યવસાયક્ષેત્રે શિક્ષકમંડળના મંત્રી, અને કેટલાંય ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે ઉજ્જવળતા ધારી છે. તેમની કુશળ કાર્યવાહી તળે સંખ્યાબંધ પુણ્યપ્રસંગો સફળ બન્યા છે, કેટલાંય પર્વો અને ઉત્સવોના પ્રાણસમા સેક્રેટરી તરીકે તેમણે સેવા બજાવી છે, રાતદિવસ જોયા વિના તંદુરસ્તીની પણ ખેવના રાખ્યા વિના આ ઉત્સાહી નવજવાને સદા સેવાક્ષેત્રે સેવા અર્પી છે. એમની પ્રવૃતિની વિગતવાર નોંધ લેતાં પૃષ્ઠો ભરાય એટલી સિદ્ધિ તેઓ આ ઉંમરે સાધી શકયા છે. એ એમના અને જ્ઞાતિના ગૌરવનો વિષય છે. સૌ કોને ઉપયોગી થઇ પડવાની તેમની વૃતિએ તેમણે સર્વત્ર શીતળતા અને સુવાસ જમાવી છે. એવા આ શકિતશાળી, ખંતીલા અને સેવાપરાયણ નવજવાનની આજની આ ભવ્ય કારકિર્દી ભવિષ્યની અનેક ઉજ્જવળ આશાઓ આપી રહી છે. ઉપરાંત વડીલોની સખાવતોને સાચે માર્ગે સદ્દુપયોગ કરવાની વૃતિ પણ તેમણે સેવી છે. એ ટ્રસ્ટો આજે નવજવાન મૂળજીભાઈની બાહોશી તેમજ પુણ્યવૃતિની કથા કહેતાં ઉજ્જવળ ઉપયોગિતા સાધી રહ્યા છે.

દિનપ્રતિદિન તેમનું આજનું ઉજ્જવળ જાહેરજીવન વધુ ભવ્ય બને, એ જોવાને ચાહના રાખીએ.

——o——

# શ્રી. છોટાલાલ ડી. ઠક્કર

[ કલકત્તા ]



ઉછળતા ઉત્સાહથી સદા સેવાભાવે રંગાયલા શ્રી. છોટાલાલ ડાહ્યાભાઇ ઠક્કર આજે નાની ઉંમરે અનેરી સિદ્ધિ સાધીને કલકત્તાના ગુજરાતી જાહેરજીવનમાં પણ અનેરૂં સ્થાન પામ્યા છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૦ના માર્ચ માસની સોળમી તારીખે વતન મોરબીમાં વિખ્યાત વ્યાપારી પિતા ડાહ્યાભાઈ પ્રાગજીના ગૌરવશાળી ગૃહે થયો હતો. બન્ને મોટા ભાઇઓએ આજે મોરબીમાં ચાલતો ધીખતો વ્યાપાર સંભાળ્યો છે, શ્રી. છોટાલાલભાઈએ ઉચ્ચ કેળવણી લઇ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે.

શ્રી, છોટાલાલભાઈ ઈ. સ. ૧૯૨૮માં મેટ્રિક થયા. મુંબઇની ના. ઇ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી બોર્ડિંગ'માં વસી કોમર્સ કોલેજના અભ્યાસ પછી ઇ. સ. ૧૯૩૨માં બી. કોમ. થઈ 'ધી જયુપિટર ઈન્સ્યુરન્સ કંપની"માં જોડાયા. એ પછી ઈ. સ. ૧૯૩૫થી કલકત્તાની 'ઇન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સ"માં આસિ-

સ્ટંટ સેક્રેટરી તરીકે ઉજ્જવળ કારકિર્દી જમાવી શકયા છે. એ ઉપરાંત તેમણે અભ્યાસ ચાલુ રાખી ઇ. સ. ૧૯૩૭માં એલ. એલ. બી. ની ડીગ્રી પણ પ્રાપ્ત કરી છે.

અભ્યાસકાળ દરમ્યાન તેઓ વિદ્યાર્થીપ્રવૃતિઓમાં અગ્રભાગ લેતા. ઇ. સ. ૧૯૩૧માં છાત્રાલયની ડીબેટીંગ સોસાયટીના મંત્રી તરીકે અને હેડબોર્ડર તરીકે ફરજ બજાવી હતી. કોલેજની વિદ્યાર્થી પ્રવૃતિમાં પણ અગ્ર ભાગ લેતા, કલકત્તાના વસવાટ દરમ્યાન તેમનું જાહેર-જીવન ફાલ્યુંફૂલ્યું છે. ઇ. સ. ૧૯૩૬ થી 'કલકત્તા લોહાણા યુવક મંડળ'ના સેક્રેટરી છે, ઈ. સ. ૧૯૩૮ થી 'કલક-તા હેલ્થ વીક કલીનીંગના સેક્રેટરી અને ખજાનચી તરીકે ઉજ્જવળ કારકિર્દી અર્પી છે, 'કલકત્તાના સીડનહામ કોલેજ ઓફ કોમર્સ'ના એકસ સ્ટુડન્સ યુનિયન'ના સેક્રેટરી છે, 'કલકત્તા મોરબી સમાજ'ની કાર્યવાહી સમિતિના સભ્ય છે, ઉપરાંત અન્ય ગુજરાતી સંસ્થાઓના આગેવાન કાર્યકર છે.

અપ્રતિમ જ્ઞાતિપ્રેમ ધરાવતા ઉત્સાહી અને સેવાભિલાષી શ્રી. છોટાલાલભાઈએ આજે સૌને ઉપયોગી થઇ પડવાની વૃત્તિને કારણે ગુજરાતી આલમમાં અનેરી સુવાસ પાથરી છે.



# શ્રી. વૃજલાલ પ. કોટેચા

[જામનગર]



જ્ઞાતિસેવાની તમન્નાથી જ્ઞાતિના અખબારીક્ષેત્રે ઝઝૂમનાર શ્રી. વૃજલાલ પરમાણંદ કોટેચા જામનગર સ્ટેટના વતની છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૩ના નવેંબર માસની સાતમી તારીખે થયો હતો. ગુજરાતી સાત અને જરૂર પુરતાં અંગ્રેજી શિક્ષણ પછી તેમણે વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું હતું; પરંતુ વિદ્યાર્થીવસ્થાથી જાગેલો સાહિત્યશોખ તેમને સાહિત્યક્ષેત્રે ખેંચી લાવ્યો. ન્હાની ઉંમરથીજ 'સાહિત્ય', 'શારદા', 'લોહાણા હિતેચ્છુ' વગેરે પત્રોમાં તેમણે કલમ કસી હતી, ઉપરાંત તેમણે 'સૌરાષ્ટ્રનો શિરતાજ' નામનું 'લોહાણા હિતેચ્છુ'નું ભેટ પુસ્તક, અને 'બાળકવીર બાદલ' એ પુસ્તકો લખ્યાં છે, તેમજ 'હિન્ડોચા અને વકીલ સ્મારક ગ્રંથ'નું કુશળ સંપાદન કર્યું છે.

ઈ. સ. ૧૯૩૨થી જામનગર સ્ટેટની વકીલાતની પરીક્ષા પસાર કરી તેમણે વકીલાત ઉપરાંત છ વર્ષ સુધી 'લોહાણા જગત્' પત્ર માસિક, પખવાડિક અને અઠવાડિક સ્વરૂપે ચલાવ્યું હતું. તેનું પ્રકાશન આજની મોંઘવારીને કારણે મોકુફ રાખ્યું છે.

# શ્રી. શેઠ જાદવજી મુળજી ઠક્કર

[મુંબઇ]

જીવનક્ષેત્રે પ્રગતિ સાધવાની પ્રબળ તમન્નાથી તાતી તપશ્ચર્યા સાધી કાર્યકુશળતા, ખંત અને ધીરજની ચાવી ચકી ઉન્નતિના દ્વાર ઉઘાડનાર આગેકદમી આત્માઓ સ્વબળે ભવ્ય સિદ્ધિ સાધીને સમાજક્ષેત્રે પણ ઉજજવળતા સ્થાપે છે. શેઠ જાદવજી મૂળજી ઠક્કરનું સ્વાશ્રયે ખીલેલું ઉન્નત જીવન સ્વબળની મહત્તા સૂણાવી રહ્યું છે. વતન પોરબંદરમાં શેઠ જાદવજીભાઈનો જન્મ સંવત ૧૯૩૬ માં થયો હતો. તેમની બાળવયે પિતા મૂળજીભાઇએ મુંબઈનો વસવાટ કર્યો, એટલે શેઠ જાદવજીભાઈનું બાળપણ મુંબઇ-માં જ પસાર થયું.

આર્થિક સંકડામણની પરિસ્થિતિમાં બાર વર્ષની બાળવયે માત્ર ગુજરાતી છ અને અંગ્રેજી એક ધોરણના અભ્યાસ પછી રૂ. ૭ ના પગારથી મૂળજી જેઠા મારકીટની અંધારી દુનિયાની એક દુકાનમાં તેમની વ્યવસાયી કારકિર્દી મંગળાચરણ પામી.

બાર બાર વર્ષની એ નોકરી પછી પણ માત્ર રૂ. ૨૨ ના પગારે સંતોષ માનવાની વૃતિ ખંતીલા અને સાહસિક સ્વભાવે ન્હોતી પરિણામે એ ક્ષેત્રના ઉંડા અભ્યાસ પછી સંવત ૧૯૬૦ માં શ્રી. જાંદવજીભાઈએ ભારે સાહસ ખેડીને, ગાંઠયમાં કંઇપણ મૂડી વિના માત્ર આત્મશ્રદ્ધાના બળ પર મુસ્તાક રહીને નળબજારમાં કાપડની એક નાનકડી હાટડી સ્થાપી.

સાહસિક સ્વભાવ, અનેરા વ્યાપારી ગુણો, કાર્યદક્ષતા અને શ્રમભર્યા ખંતને પરિણામે ધીમે ધીમે એ હાટડીનું ક્ષેત્રફળ પણ વધવા માંડ્યું. ખરૂં કહીએ તો શેઠ જાદવજીભાઈની વિરલ પ્રમા-ણિકતા તેમજ સરળ અને પ્રેમાળ સ્વભાવેજ યારી આપી. ઈ. સ. ૧૯૧૩–૧૪ માં તો એક નાનકડી ગલ્લીમાંથી ગોળદેવળની સામેજ આજની ભવ્ય દુકાન 'જે. એમ. ઠક્કર'ને નામે ફાલીફૂલી. અને

આજે તો વર્ષોની ઉજ્જવળ નામના ધરાવતી તેમની એ દુકાન ભવ્ય પ્રતિષ્ઠા પામી છે. આખી બજારમાં 'જે. એમ. ઠક્કર'નું ગૌરવ અતિશય ઉંચું છે.

વ્યવસાયક્ષેત્રે સંપત્તિ તેમજ પ્રતિષ્ઠાની પ્રાપ્તી કર્યા ઉપરાંત માનવપ્રેમી અને સેવાભાવી શેઠ જાદવજીભાઇએ સદાય સેવાક્ષેત્રે ઉન્નત હિસ્સો પૂર્યો છે. તેમને આંગણેથી સંખ્યાબંધ સંસ્થાઓએ હજારોની સહાય પ્રાપ્ત કરી છે. ગાડગે મહારાજની સંસ્થાઓ, નડીયાદ હિન્દુ અનાથાશ્રમ, બદ્રિકાશ્રમ, વગરે ઉપરાંત કુવાઓના જીર્ણોદ્ધાર તેમજ આફ્ત પ્રસંગો વેળાએ તેમણે કિંમતી હિસ્સો આપ્યો છે. નિઝામ હૈદ્રાબાદના સત્યાગ્રહ વેળાએ પણ તેમણે આર્થિક સહાયતા આપી હતી.

અનેક સંસ્થાઓ અને દુઃખી જ્ઞાતિજનોને શેઠ જાદવજીભાઈએ પોષણ આપ્યું છે, એજ રીતે અદ્દભૂત જ્ઞાતિપ્રેમને કારણે લોહાણા જ્ઞાતિની પ્રવૃતિમાં પણ તેઓ રસ લેતાજ રહ્યા છે. કેટલીક સંસ્થાઓના મોવડી સભ્ય છે, અને એટલાજ સાહિત્યપ્રેમી છે. રાષ્ટ્રવાદી વિચારો ધરાવે છે, દિલે દિલાવર છે, અને તદન સાદાઈને માનનારા છે.

શ્રી. શેઠ જાદવજીભાઈએ સ્વબળે સાંપડેલી સંપત્તિનો સદ્દુપયોગ કરીને પુરૂષાર્થી જીવનને વધુ મહ-તાશાળી બનાવ્યું છે.



# શ્રી. પ્રહ્લાદ પિ. ઠક્કર

[અમદાવાદ]



ઉમદા ધારાશાસ્ત્રી, અભ્યાસી કલમબાજ અને ઉત્કટ સેવાભાવી શ્રી. પ્રહ્લાદભાઇ પિતાંબરદાસ ઠક્કર અમદાવાદના જાણીતા વકીલ છે. વડોદરા રાજ્યના વિજાપુર તાલુકામાં વતન ગોઝારીયામાં વ્યાપારી પિતાના ગૃહે તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૦માં થયો હતો. પ્રાથમિક શિક્ષણ વતનમાંજ લઇ, વસઇમાં અંગ્રેજી ચાર ધોરણના ઉજ્જવળ અભ્યાસકાળ પછી શ્રી. પ્રહ્લાદભાઇ વડોદરા લોહાણા બોર્ડિંગમાં 'પેઇંગ બોર્ડર' તરીકે જોડાયા. એક કુશળ વિદ્યાર્થી તરીકે નામના મેળવી ઇ. સ. ૧૯૨૯માં મુંબઇ યુનિવર્સિટીમાં પ્રથમ વર્ગમાં પાસ થયા, મેથેમેટીક્સ, ઇંગ્લીશ વગેરે વિષયોમાં સારા માર્ક્સ મેળવવા માટે ત્રણ મેડલો મળ્યા હતા.

એ પછી મુંબઈ આવી 'ના. ઠ. તથા ભૂ. મે. લોહાણા બોર્ડિંગ' દ્વારા કોલેજજીવન શરૂ કર્યું, ઇ. ૧૯૩૩માં બી. એ. થયા. ઇ. સ. ૧૯૩૪માં એસ. ટી. સી. થઈ. એસ્પેલેનેડ હાઇસ્કૂ-

લ'માં શિક્ષક તરીકે જોડાઈ કાયદાશાસ્ત્રનો અભ્યાસ કરી ઇ. સ. ૧૯૩૫માં એલ. એલ. બી.ની ડીગ્રી પણ પ્રાપ્ત કરી. એ પછી ઇ. સ. ૧૯૩૭થી તેઓ અમદાવાદમાં ધીખતી વકીલાત કરી રહ્યા છે. અમદાવાદ ઉપરાંત વડોદરા રાજ્યની વકીલી સનંદ પણ તેમણે પ્રાપ્ત કરી છે.

આવી ઉજ્જવળ કારકિર્દી ધરાવતા શ્રી. પ્રહ્લાદભાઇનો સાહિત્યરસ અને સેવાભાવ અતિ નાની ઉંમરમાં જ દૃષ્ટિગોચર થવા માંડયો હતો. વડોદરાના અભ્યાસકાળ દરમ્યાન 'છાત્રાલયના વિદ્યાર્થીઓના મંડળ'ની સ્થાપનાના અગ્રણી તરીકે મંડળની પ્રગતિ માટે તેમણે શ્રમ ઉઠાવ્યો હતો. એજ રીતે મુંબઈ કોલેજની 'હીસ્ટરીકલ એન્ડ ઇકોનોમિકલ સોસાયટી'ના સેક્રેટરી તરીકે બે વર્ષ સુધી સેવા બજાવી હતી, ઉચ્ચ કેળવણી લોહાણા બોર્ડિંગની વિવિધ પ્રવૃત્તિઓમાં પણ આગેવાનીભર્યો હિસ્સો જવાબદાર આસનો પરથી તેમણે આપ્યો હતો. અમદાવાદના વસવાટ પછી 'લોહાણા બંધુ મંડળ'ના પ્રમુખ તરીકે સેવા બજાવી હતી.

એજ રીતે સાહિત્યક્ષેત્રે પણ તેમણે નામના જમાવવા માંડી હતી, સ્વ. ગોપાળજી રામજી સ્મરણમંજરી'ના સંપાદક તરીકે પણ ઉજ્જવળ કાર્ય બજાવ્યું હતું, ઉપરાંત નવલિકાઓ નાટિકાઓ અને સુંદર કાવ્યોના સર્જક તરીકે તેઓ ઉંચી આશા આપી રહ્યા હતા, પરંતુ તેમના સહાધ્યાયિ મિત્ર શ્રી. વિઠ્ઠલદાસ જે. કુટમુટીયાની માફક એમની કલમ પણ શિક્ષણ સાહિત્યના ક્ષેત્રેજ વળી છે. તેમણે સ્વતંત્ર રીતે લખેલાં કેટલાંક પુસ્તક ઉપરાંત શ્રી. કુટમુટીયા સાથે કેટલાંક પુસ્તકો લખ્યા છે. આજે પાઠયપુસ્તકોના સર્જનમાં 'કુટમુટીયા અને ઠક્કર'ની જોડી અતિ નામાંકિત બની છે.

આ રીતે શ્રી. પ્રહ્લાદભાઈએ સંસ્કાર, સેવાભાવ, સાહિત્યપ્રેમથી જીવનને ઉજ્જવળ બનાવ્યું છે.

# ડૉ. નારણદાસ ઠા. સેદાણી

[મુંબઇ]



વસમી વિટંબણાઓભર્યાં વિદ્યાર્થીજીવનમાંથી આત્મબળથી આગેકદમી સાધી તબીબીશાસ્ત્રનો અભ્યાસ કરી જીવનની ઉન્નતિ પ્રાપ્ત કરનાર ડૉ. નારણદાસ ઠાકરશી સેદાણી ઉજ્જવળ કારકિર્દી ધરાવતા સેવાભાવી ડૉકટર છે. તેમનો જન્મ વતન ચલાલામાં વ્યાપારી પિતા ઠાકરશીભાઇને ગૃહે ઇ. સ. ૧૯૦૪ના મે માસની ચોથી તારીખે થયો હતો.

પ્રાથમિક શિક્ષણ વતનમાંજ લીધું. વિદ્યાર્થીજીવન આગેકદમી અને ઉજ્જવળ હોવા છતાં આર્થિક મુશ્કેલીઓએ માર્ગ રૂંધ્યો. પરંતુ ઝીંદાદિલી નારણદાસભાઇએ માર્ગ કાઢયો, રાજકોટ લોહાણા બોર્ડિંગમાં જોડાઇને ઇ. સ. ૧૯૨૪ માં મેટ્રિક થયા. એ પછી બોર્ડિંગની સ્કોલરશિપ પ્રાપ્ત કરી તબીબી અભ્યાસ માટે

સિંધ હૈદ્રાબાદની મેડિકલ કોલેજમાં જોડાયા. ઇ. સ. ૧૯૨૯માં મુંબઇ આવી 'શેઠ ના. ઈ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી લોહાણા બોર્ડિંગ'માં સ્થાન મેળવી એલ. સી. પી. એસ. ના કોર્સની ફાઈનલ પરીક્ષા આપી ૧૯૩૦માં એલ. સી. પી. એસ. ની ડીગ્રી પ્રાપ્ત કરી.

એ સમયે ભારતવર્ષ સ્વાતંત્ર્યયુદ્ધના રંગોએ રંગાયું હતું. મૈયાના અનેક સુહાગી સંતાનોએ આઝાદી ખાતર આકરાં કષ્ટો ઉઠાવ્યા હતાં, સેવાભાવી ડોકટર નારણદાસે પણ પોતાની સાધનાનો ઉપયોગ મુક્તિ સંગ્રામના ઘવાયલાં લડવૈયાઓની સારવાર અર્થે કર્યો, કોંગ્રેસ હોસ્પિટલમાં જોડાઇને તેમણે નોંધનિય સેવા બજાવી, એ પછી તેઓ સર હરકીશનદાસ હોસ્પિટલમાં 'હાઉસ સરજન' તરીકે નિમાયા. એ હોસ્પિટલની ટુંકી કારકિર્દી પછી ઇ. સ. ૧૯૩૧ થી મલાડમાં સ્વતંત્ર દવાખાનાની સ્થાપના કરી.

માયાળુ અને પ્રેમાળ સ્વભાવ તેમજ કુશળ કાર્યદક્ષતાને કારણે આજે એક સારા ડોકટર તરીકે નામના મેળવી છે, તેમની ધીખતી પ્રેકટીસે સ્વસિદ્ધિ પણ સાંપડી છે.

ધીખતી પ્રેકટીસ છતાં માનવપ્રેમી અને સેવાભિલાષી ડો. નારણદાસભાઇએ સ્વાર્થનાં કુંડાળામાંજ ઇતિશ્રી માની નથી, એ એમના જીવનનું પુણ્ય લક્ષણ છે. છેલ્લાં છ વર્ષથી એકધારી રીતે તેઓ મુંબઇના સ્વ. દામોદર ઓધવજી ધર્માદા દવાખાના'માં સેવા અર્પી રહ્યા છે. ઉપરાંત ઉચ્ચ કેળવણી બોર્ડિંગ'ના મેડિકલ ઓફિસર છે, અને ઇ. સ. ૧૯૩૧માં મળેલા 'લોહાણા યુવક સંમેલન'ની મેડિકલ સમિતિના સેક્રેટરી તરીકે સેવા બજાવી હતી, હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'ની મેડિકલ સમિતિમાં પણ છેલ્લાં ચારેક વર્ષથી સેવા બજાવે છે.

આમ ડો. નારણદાસભાઇએ સ્વશક્તિએ અનેરી સિદ્ધિ સાધી જીવનને સેવાભાવથી પણ દીપાવ્યું છે.

# ડૉ. નારાયણજી શિ. સોમૈયા

[ કરાંચી ]



ડૉકટરો ધારે તો ઉમદા માનવસેવા બજાવી શકે, લોહાણા જ્ઞાતિનું અભિમાન છે કે જ્ઞાતિના લગભગ બધા ડૉકટરોએ સેવાભાવે જીવન ઉજાળ્યું છે. ડૉ૦ નારાયણજી શિવજી સોમૈયા પણ એક ઉત્કટ સેવાભાવી ડૉકટર છે. કરાંચીના ઉનના વ્યાપારે બહોળી પ્રતિષ્ઠા પામેલા સિદ્ધિવંત વ્યાપારી પિતા શિવજી જીખુના ગૃહે ડૉ૦ નારણજીભાઇનો જન્મ ઈ. સ. ૧૯૦૯ ના સપ્ટેંબર માસની વીસમી તારીખે થયો હતો.

સુખી વિદ્યાર્થીજીવન ગાળી તેઓ કરાંચીની એન. જે. હાઇસ્કૂલ દ્વારા ઇ. સ. ૧૯૨૮ માં મેટ્રિક થયા. એ પછી સિંધ હૈદ્રાબાદ મેડિકલ કૉલેજમાં જોડાઇ ઇ. સ. ૧૯૩૩ માં એલ. સી. પી. એસ. ની ડીગ્રી પ્રાપ્ત કરી. આ સમયે 'કચ્છી લોહાણા એસોસિએશ'ને એક ભવ્ય મેળાવડા દ્વારા તેમને માનપત્ર અર્પણ કર્યું હતું.

તબીબીસિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી કરાંચીના વિખ્યાત ડૉકટર નાઝરથના દવાખાનામાં તેમના આસિસ્ટંટ તરીકે તેમણે ડૉકટરી જીવનની શરૂઆત કરી. એ પછી ઇ. સ. ૧૯૩૫ થી કરાંચીમાં સ્વતંત્ર પ્રેકટીસ કરી રહ્યા છે. ટુંક સમયમાં તેમણે અતિ નાની ઉંમરે પણ ઉચ્ચ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

સેવાભાવ તો ડૉ. નારાયણજીભાઇને હૈયે અતિ ઉછરતી વયથી જ ખીલ્યો હતો. અભ્યાસકાળ દરમ્યાન જ કેટલીક સંસ્થાઓમાં આગેવાનીભર્યો હિસ્સો તેમણે નોંધાવ્યો હતો. અને આજે પણ તેમનું જાહેરજીવન દિનપ્રતિદિન વિકાસ સાધતું જાય છે. ઉછળતા ઉત્સાહથી અને અદ્દભૂત જ્ઞાતિપ્રેમથી ડૉ. નારાયણજીભાઈ કરાંચીની કેટલીક સંસ્થાઓમાં કિંમતી કારકિર્દી નોંધાવી રહ્યા છે. તેઓ 'શેઠ નેણશી ગોપાળજી ચેરીટેબલ ટ્રસ્ટ'ના ટ્રસ્ટ તરીકે, નારાયણજી તુલસીદાસ બોયસ સ્કૂલ'ના સેક્રેટરી તરીકે, તેમજ નેણશી ગોપાળજી ગર્લ્સ સ્કૂલ'ના સેક્રેટરી તરીકે, ઇ. સ. ૧૯૩૯ થી ઉત્કટ સેવાભાવ તેમજ કાર્યકુશળતા દાખવી રહ્યા છે. તેમજ લોહાણા હુન્નર ઉદ્યોગશાળા, શ્રી. કચ્છી લોહાણા લખપતિયા મહાજન, શ્રી કચ્છી લોહાણા મિત્રમંડળ, શેઠ લાલજી અને અમલ લીલાણી સાતબેલાં ટ્રસ્ટ વગેરેની કાર્યવાહી સમિતિના સભ્ય તરીકે પણ સેવા બજાવી રહ્યા છે.

આ રીતે ધીખતી પ્રેકટીસ, ઉજ્જવળ જાહેરજીવન ઉપરાંત કેટલીક સંસ્થાઓમાં સેવાભાવે તબીબી લાભ પણ આપતા રહ્યા છે. અને એજ રીતે માનવપ્રેમનાં પણ અનેક પ્રસંગો તેમના ઉજળાં ડૉકટરીજીવનમાંથી સાંપડયાં છે.

નાની વયે સ્નેહાળ સ્વભાવ, સેવાભાવ તેમજ કાર્યદક્ષતાથી ડૉ. નારાયણજીભાઇએ સૌની રૂડી ચાહના પ્રાપ્ત કરી લીધી છે.

——:o:——

# શ્રી. નરોત્તમદાસ ટી. ઠક્કર

[મુંબઇ]



જિંદાદિલી પુરૂષાર્થી માનવી જીવનને અદ્‌ભૂતતા અર્પે છે. એમના મરજીવા જીવનમાંથી ચમત્કારો જાગે છે. 'ધી ન્યુ મેટ્રો ઇન્સ્યુરન્સ કંપની લી.'ના મેનેજીંગ ડીરેકટર શ્રી. નરોત્તમદાસ ત્રિભુવનદાસ ઠક્કરનું જીવન આજે આવોજ ચમત્કાર દાખવી રહ્યું છે. એ જીંદાદિલી નવજવાનની આજની આગેકદમી અનેક અભિનંદન માગી રહી છે. વિમાક્ષેત્રની ટુંકી કારકિર્દીમાં એક સ્વતંત્ર વિમાસંસ્થા સ્થાપવાનું સાહસ તેમણે ઉઠાવ્યું છે,

શ્રી. નરોત્તમદાસનો જન્મ વતન રાજકોટમાં સંસ્કારી અને સિદ્ધિવંત શિક્ષક પિતા શ્રી. ત્રિભુવનદાસ માવજી ઠક્કરના સુખી ગૃહે ઇ. સ. ૧૯૧૧ના જુલાઇ માસની દસમી તારીખે થયો હતો. ઇ. સ. ૧૯૨૬માં કોમર્સના વિષય સાથે મેટ્રિકની સરહદ વટાવી. અતિ ઉછરતી વયે તેમણે મુદ્રણાલયના ક્ષેત્રે ઝંપલાવ્યું. પોતાના સ્વતંત્ર 'મહાલક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસ'દ્વારા ઇ. સ. ૧૯૪૦ સુધી રાજકોટની મુદ્ર-

ણાલયોની દુનિયામાં તેમણે કિંમતી સ્થાન પ્રાપ્ત કર્યું. એ ઉપ-રાંત:સેવાક્ષેત્રે અતિ નાની ઉંમરે રાજકોટ સ્ટેટ 'પ્રજા પ્રતિનિધિ સભા'ના પ્રજાના ચૂંટાયલા સભ્ય તરીકે ઈ. સ. ૧૯૩૪ થી ૩૯સુધી સેવા બજાવી. તેમજ મ્યુનિસિપાલિટીમાં પણ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. એ પછી મુંબઇ તેમજ અમદાવાદમાંથી "લોહાણા સમાજ' પત્રદ્વારા અથાક જહેમતો ઉઠાવી, જ્ઞાતિના પત્રકારિત્વક્ષેત્રે પણ અગત્યનો હિસ્સો નોંધાવ્યો હતો.

વિમાક્ષેત્રે તેમની કારકિર્દી ઈ. સ. ૧૯૩૩થી મંગળાચરણ પામી. છેલ્લે છેલ્લે તેમણે 'ધી વોર્ડન ઇન્સ્યુરન્સ કંપની, લી.'ના કાઠિયાવાડના ઇન્સ્પેકટર તરીકે ઉજ્જવળ કાર્યશકિતનો પરિચય આપ્યો હતો.

શ્રી. ઠકકરની વિમાક્ષેત્રની આટલી ટુંકી કારકિર્દી આજનું ઉજ્જવળ સ્વરૂપ ધરશે, એવો કોઇને સ્વપ્નેય ખ્યાલ નહિ હોય, પરંતુ સાહસિક અને શકિતશાળી આદમીઓ આસ્માન અને ધરતી એક કરી શકે છે. એમણે સ્વપ્ન રચ્યાં, અને સફળ થયા, પીઠબળ સાંપડયું, અન્ય સહકાર્યકરોના સહકારથી ઇ. સ. ૧૯૪૧ના ઓગષ્ટ માસમાં 'ધી ન્યુ મેટ્રો ઇન્સ્યુરન્સ કંપની લી. સ્થાપવાનો નિર્ણય થયો. જીગરમાં ભારોભાર ઝીંદાદિલી ભરીને પુરૂષાર્થી નવજવાનો મહાનગરી મુંબઇને રણાંગણે ઉતર્યા. ધારી સફળતા મળી, અને કંપની રજીસ્ટર થઇ ગઈ છે.

'ધી ન્યુ મેટ્રો ઇન્સ્યુરન્સ કંપની લી.'ની સત્તાવાર થાપણ રૂા. ૧૫,૧૫૦૦૦ની છે. શરૂઆત જીંદગીના વિમાના કાર્યથી કરી ફાયર, મરીન, મોટર એકસીડેન્ટ વગેરે દરેક પ્રકારનું વિમાનું કામકાજ કરવાની ધારણાથી આ કંપનીનું મજબૂત કલેવર સર્જાઈ રહ્યું છે. આજે પ્રાથમિક કાર્યમાં સાંપડેલી સિદ્ધિ તેના ઉજ્જવળ ભાવીની અનેક આશા આપે છે.

આ રીતે અતિ નાની વયે શ્રી. ઠકકરે આ સાહસ ઉઠાવ્યું છે, તેમનો ઉત્કટ ઉત્સાહ, વિરલ કાર્યશકિત અને મજબૂત મનોબળ જરૂર અનેરી સિદ્ધિઓ સાધશે, એવી અંતરની ચાહના રાખીએ.

# શ્રી. પ્રભુદાસ જી. પુજારા

[ કલકત્તા ]



કુશળ વ્યાપારદક્ષતાથી કલકત્તાના ચાના વ્યાપારક્ષેત્રે દિન પ્રતિદિન ઉજ્જવળતા પામતા શ્રી. પ્રભુદાસ જીવનભાઇ પૂજારા સ્વાશ્રયી, સાહસિક, પુરૂષાર્થી તેમજ સેવાભાવી બાહોશ વ્યાપારી છે. દિલના અદ્‌ભૂત જ્ઞાતિપ્રેમને કારણે તેમણે કેટલાંય જ્ઞાતિજનોના ઉત્કર્ષમાં અનેરો ફાળો આપ્યો છે. શ્રી. પ્રભુદાસભાઇનો જન્મ મોરબી પાસે વધારવા ગામમાં ઇ. સ. ૧૮૯૭ના અકટોબર માસની પચાસમી તારીખે થયો હતો. પિતા સ્વ. જીવનભાઈ મૂળજીએ કરાંચીમાં વ્યાપાર જમાવ્યો હતો. એટલે તેમનું બાળજીવન કરાંચીમાં જ વીત્યું. ગુજરાતી પાંચ ધોરણના અભ્યાસ પછી રૂ. ૭ ના પગારે મુકાદમીના ક્ષેત્રે નોકરીમાં જોડાયા. પિતાનો ધીખતો વ્યાપાર છતાં સ્વબળે જીવનઘડતર ઘડવા ઈચ્છતા આ કિશોરે ગુમાસ્તાગીરીની વેદનાઓ પણ વેઠી. ઈ. સ. ૧૯૧૪ માં પિતાનું અવસાન થતાં વ્યવસાય સંભાળ્યો.

ઈ. સ, ૧૯૨૭ માં શ્રી. પ્રભુદાસભાઇ કલકત્તા આવ્યા. અનેક ક્ષેત્રે સાહસિકતા અને પુરૂષાર્થનો પરિચય આપ્યા પછી ઈ. સ. ૧૯૨૮ માં ચાના વ્યાપારક્ષેત્રે ભાગીદારીથી જોડાયા. એ પછી ઇ. સ. ૧૯૩૫ થી 'પૂજારા ટ્રેડીંગ કું.'ની સ્થાપના કરી, આજે રોજ–બ–રોજ એ કંપની તેમના ક્ષેત્રે ઉજ્જવળતા પ્રાપ્ત કરતી જાય છે. રંગુન, દીલ્હી, વઢવાણ વગેરે સ્થળે તેની શાખાઓ પણ ચાલે છે.

અનેરી વ્યાપારીબુદ્ધિ ધરાવતા શ્રી. પ્રભુદાસભાઈએ વ્યાપારની નાડ હાથ કરી છે. ઇ. સ. ૧૯૩૪ માં તેમણે ચાના વ્યાપારની પરિસ્થિતિ નિહાળવા બલુચિસ્તાનના શહેર શહેરનું પરિભ્રમણ કર્યું હતું. એજ વર્ષથી તેમણે પરશિયા, ઇરાન વગેરે દેશો સાથે વ્યાપારી સબંધ સાધ્યો હતો. ઇ. સ. ૧૯૩૫માં ઈરાનનો પ્રવાસ કરીને ત્યાંની પરિસ્થિતિનો પણ ઉંડો અભ્યાસ કર્યો હતો. એજ રીતે એક વખત તો તેમણે 'ચા'ની એક સ્વતંત્ર ટ્રેન દેશાવરોમાં ફેરવી હતી. આ રીતે વ્યાપારે અતિ કાબેલ અને પુરૂષાર્થી પ્રભુદાસભાઇ આજે એમના ક્ષેત્રે કીર્તિભર્યું સ્થાન પામ્યા છે.

અનેક તડકા છાંયડા નિહાળી, દુનિયાના અગાધ પાણી ડહોળી, અતૂલ અનુભવજ્ઞાન પ્રાપ્ત કરનાર શ્રી. પ્રભુદાસભાઇ જ્ઞાતિપ્રેમથી સદા રંગાયલા રહ્યા છે, ગુપ્ત રીતે તેમણે બજાવેલી માનવસેવા તેમની ઉદારતાની પણ ઝાંખી કરાવી રહે છે.



# ડૉ. કૃષ્ણ વર્મા

## [ મુંબઇ ]

દારૂણ દર્દોથી રીબાતા માનવદેહોની બહેતરી સાધવાની અંતરેચ્છાથી વ્યાપારજીવનના સૂત્રો છોડી શ્રી. કૃષ્ણ વર્માએ ડૉકટરી જીવનની પસંદગી કરી છે. કચ્છ પ્રદેશથી મુંબઇ આવી મુકાદમીનો વ્યવસાય કરતા પિતા નથુભાઇ દેવજીના સુખી ગૃહે શ્રી. કૃષ્ણ વર્માનો જન્મ ઇ. સ. ૧૮૮૦ માં થયો હતો. મેટ્રિક સુધીના અભ્યાસ પછી નવજવાનીના ચમકતા રંગો વચ્ચે ઈ. સ. ૧૮૯૫ માં તેમણે વ્યવસાયક્ષેત્રે ઝંપલાવ્યું. ખાનદેશના ચોપડા ગામમાં તેમજ ઇન્દોરના આંબાવડ ગામમાં જીનિંગ ફેકટરીઓની સ્થાપના કરી. સાથે સાથે મોટા પ્રમાણમાં કોટનનો વ્યાપાર પણ આદર્યો.

વ્યાપારપ્રવાહ સદાય એક પ્રવાહે વહેતો નથી, કોટનના વ્યાપારમાં ગંજાવર ખોટ આવી પડી, અને મોજીલા જીવનને પરિણામે દેહ પણ જીવલેણ વ્યાધિઓથી ઘેરાઇ ગયો, હજારોનું આંધણ થયું, પરંતુ એક ડૉકટરે કુદરતી ઉપચારોથી આરામ બક્ષ્યો. પરિણામે તેમને ‘કુદરતી ઉપચાર’ પર ભારે શ્રધ્ધા જામી. અને બીજા દર્દીઓના દર્દને દફનાવવા એ શાસ્ત્રનો ઉંડો અભ્યાસ કરવાનો નિર્ણય કર્યો.

ગ્રાન્ટ મેડિકલ કોલેજના દોઢ વર્ષના અભ્યાસ પછી હોમીયોપથી, બાયોકેમીસ્ટી અને યોગની ક્રિયાઓનો અભ્યાસ કરી નેપાળ જઇ વધુ જ્ઞાન પ્રાપ્ત કરી ઈ. સ ૧૯૧૨ માં અમેરિકાની ‘નેશનલ સ્કૂલ’ ઓફ નેચરોપથીની ડીગ્રી મેળવી, ઈ. સ. ૧૯૧૪ માં મલાડમાં ‘નેચરલ હીલી હોમ’ની સ્થાપના કરી. અનેક દર્દીઓને આરામ આપ્યો. જોતજોતામાં અદ્દભૂત નામના આવી મળી.

ઈ. સ. ૧૯૩૯માં તેમની એ હોસ્પિટલ આધુનિક સાધનોથી સજ્જ મકાન બાંધી શકી છે. તેની ઉદ્દઘાટનક્રિયા શ્રી. કનૈયાલાલ મુનશીને હસ્તે થઇ હતી.

આજે મલાડમાં આવેલું તેમનું એ 'નેચર હીલી હોમ' દેશદેશાવરમાં વિખ્યાતિ પામ્યું છે. તેમાં પશ્ચિમાત્ય સાધનો ઉપ-રાંત દર્દીખાનું તેમજ સુવાવડખાનું પણ છે. તેમજ નર્સરીનું શિક્ષણ અપાય છે.

જ્ઞાનબળે આજે ડૉ. કૃષ્ણ વર્મા અનેક જીવલેણ દર્દોને મીટાવી શક્યા છે. એક સિદ્ધિવંત તબીબ તરીકે તેમણે કીર્તિ મેળવી છે.



# શ્રી. શેઠ ગોરધનદાસ જ. ઠક્કર

[ વડોદરા ]



**આ**પત્તિઓ અને આફતોથી ઘેરાયલા આંધી સમા જીવનમાંથી ધીરજ, હિંમત તેમજ ખંતને કારણે: આજની સિદ્ધિ સાધનાર શ્રી. ગોરધનદાસ જગજીવનદાસ ઠક્કર ભવિષ્યની અનેક આશાઓ આપે છે. તેમનો જન્મ વડોદરા તાલુકાના અંકોડીયા ગામમાં ઈ. સ. ૧૯૦૫ ના ફેબ્રુઆરી માસની સોળમી તારીખે થયો હતો.

બાલ્યવયમાંજ આફતનું આભ ફાટયું. માત્ર બે વર્ષની ઉંમરે પિતા ગૂમાવ્યા. કાકાના આશ્રયે ગુજરાતી બે ધોરણ સુધીનો અભ્યાસ કર્યા પછી દશ વર્ષની ઉંમરે 'વડોદરા લોહાણા બોર્ડિંગ'માં જોડાઈ સંસ્થાના સંસ્કારપ્રેરણાનાં પાન કર્યાં' અભ્યાસમાં કૂદકે ભૂસકે પ્રગતિ સાધી. સંચાલકોની માયા વચ્ચે તેમણે અંગ્રેજી ૭ ધોરણના

અભ્યાસ પછી ધરમપુરમા જંગલોના લાકડાની ઈજારદારીના વ્યવસાયમાં ઝંપલાવ્યું. એ પછી ઇ. સ. ૧૯૩૧માં વડોદરા આવી અતિ નાના પાયા પર એક નાનકડી હાટડી સમી હોટલ સ્થાપી. તેમાં પ્રતિદિન સફળતા પ્રાપ્ત કરી. ઇ. સ. ૧૯૩૭માં આજનું 'કૃષ્ણનિવાસ લોજ'નું ભવ્ય સ્વરૂપ આપ્યું. આજે અલબેલીનગરી વડોદરાના સર્વશ્રેષ્ઠ હૉટલ અને લોજ તરીકે તેમના 'કૃષ્ણનિવાસ'ની ખ્યાતિ જામી છે. પ્રજામાં અતિ ચાહનાપાત્ર બનેલી તેમની સંસ્થા રાજદ્વારે પણ સંતોષ આપી શકી છે. રાજ્યના રીફ્રેશમેન્ટના કોંટ્રાકટર તરીકે પણ તેમણે અભિનંદનને પાત્ર કાર્યશકિત દાખવી છે.

આમ સ્વબળે સિદ્ધિ પામેલું એમનું જીવન સેવાભિલાષી પણ છે. જ્ઞાતિ પ્રેમને રંગે રંગાયલા તેમના પ્રેમાળ હૈયાએ કેટલાંય જ્ઞાતિબંધુઓના ઉત્કર્ષમાં રસ લીધો છે. વડોદરાના 'ઉપહાર ગૃહ માલિક મંડળ'ના ખજાનચી તરીકે પણ તેઓ સેવા બજાવી રહ્યા છે. ઉપરાંત પ્રસંગે પ્રસંગે સર્વત્ર સહકાર તેમજ સહાય આપતાજ રહે છે.



# સ્વ. શેઠ ડાહ્યાભાઈ માવજી

[એવતમાલ]



જગતને વિરાટ ચક્રાવે પરમાર્થી અને પુરૂષાર્થી આત્માઓ નામના સ્થાપી જાય છે. અને એમનાં વંદનનીય કાર્યોની છાપ સમાજના સ્મરણપટ પરથી કદી ભૂંસાતી નથી. આવા મહાન આત્માના ઓલીયા આદમી બરાડના મહાન વ્યાપારી અને બરાડની લોહાણા જ્ઞાતિના પ્રેરક પુરૂષ સ્વ. શેઠ ડાહ્યાભાઇ માવજીની નામના સદાકાળ અમર રહેશે. સ્વબળે ઉન્નત વ્યાપાર જમાવીને શ્રીમંતાઇ પ્રાપ્ત કરવા છતાં તેમના દિલ કે દેહમાં શ્રીમંતાઈનો ઘમંડ દ્રષ્ટિ-ગોચર થતો ન્હોતો, સદા સાદા, સદા સરળ એવા સેવાભાવે રંગાયલા સ્વ. ડાહ્યાભાઈ જનસમાજના મોવડી હતા અને બરાડની સમસ્ત લોહાણા જ્ઞાતિના અજોડ મહારથી હતા. તેમના કર્તવ્યપરાયણ આત્માનું પૂજન બરાડની જનતા કરી રહી છે.

સ્વ. શેઠ ડાહ્યાભાઇનો જન્મ સંવત ૧૯૩૬ ના ફાગણ શુદ ૧૫ ના દિને થયો હતો. પિતા સ્વ. માવજી લખુ ગોંડળ સ્ટેટમાં આવેલા વતન કુંઢેચ ગામમાં પરચુરણ વ્યાપાર કરતા હતા. સ્થિતિ અત્યંત સાધારણ હતી, ભાયાવદરમાં મોસાળગૃહે વસી બાળક ડાહ્યાલાલે ગુજરાતી સાત ધોરણ સુધીનો અભ્યાસ કર્યો, પંદર વર્ષની વયે વતનમાંજ પરચુરણ વ્યવસાયે જોડાયા પછી કુટુંબના કુળદીપકસમા એકના એક એ પુત્રે અઢાર વર્ષની વયે બરાડના વ્યાપારીમથક એવતમાલ ફાળ ભરી અને દશ રૂપિયાના પગારે નોકરી નોંધાવી બુદ્ધિબળે ધીમે ધીમે પ્રગતિ સાધી, પરંતુ એ ઝીંદાદિલી નવજવાન નોકરીમાં સંતોષ શે માને? એણે એક નાનકડી હાટડી માંડી. ખંત, ધીરજ અને કુશળતા ફળ્યાં. દિનેદિને અપાર સિદ્ધિ સાધી બરાડના આગેવાન વ્યાપારી તરીકે નામના સ્થાપી. એવતમાલ ઉપરાંત દુરૂગ ગામે તેમજ રાયપુરમાં તેમની દુકાનો આજે ચાલી રહી છે.

આમ સ્વબળે શ્રીમંતાઇ પ્રાપ્ત કરીને તેમણે લક્ષ્મીનો છૂટે હાથે, ઉદાર હૃદયે સદુપયોગ કર્યો, કેટલીય સંસ્થાઓ અને વ્યક્તિના ઉત્કર્ષમાં હિસ્સો નોંધાવ્યો, શહેરના મોવડી અને મહારથી તરીકે ગૌરવભરી કારકિર્દી પામ્યા, કેટલીય શુભ પ્રવૃતિઓ અને સંખ્યાબંધ પસંગો સાથે તેમની યાદી જડાઇ ગઇ. કોઇનો સાથ જોઇતો હોય, કોઇને સહારો જોઇતો હોય, કોઇને સહકાર જોઇતો હોય, કોઇને સહાય જોઇતી હોય, કોઇને સલાહ જોઇતી હોય ત્યારે સૌની દૃષ્ટિ પ્રથમ બાહોશ અને મુત્સદી પુરૂષ સ્વ. ડાહ્યાભાઇ પર પડતી. સમાજજીવનમાં તેમનું એવું ગરવું સ્થાન સ્થાપિત થયું હતું. અને કોઇને પણ સ્વ. ડાહ્યાભાઇએ નાહિંમત બનાવ્યા હોય, નિરાશ કર્યા હોય, એવું તો નોંધાયુંજ નહિ,

લોકહિતાર્થની અનેક પ્રવૃતિઓ તેમને હસ્તે મંગળાચરણ પામી અને તેમને આંગણેથી તન, મન, ધનના પૂરા ભોગે ફાલીફલી હતી. ઇ. સ. ૧૯૨૬માં બરાડની લોહાણા જ્ઞાતિના બાળકોના

શિક્ષણની સગવડતાનો પ્રશ્ન હૈયે ધરીને તેમના શુભ હસ્તે 'આકોલામાં લોહાણા બોર્ડિંગ'ની સ્થાપના થઇ, એ પછી એ સંસ્થાની ઉજ્જવળતા માટે તેમણે સદાય ચિંતા સેવી હતી, અવસાનકાળે તેમણે જાહેર કરેલા એ સંસ્થા માટેના રૂપિયા દસ હજારને પરિણામે આજે સંસ્થાએ આલીશાન સ્વતંત્ર મકાન બાંધ્યું છે, તેમજ સંસ્થાને 'ડાહ્યાભાઈ માવજી લોહાણા બોર્ડિંગ'નું શુભ નામ અર્પણ થયું છે. એવતમાલમાં લોહાણા મહાજનવાડી સ્થાપવા માટે પણ તેમણે વર્ષોસુધી પરિશ્રમ ઉઠાવ્યો હતો, શરૂઆતમાં તેમણે મકાનફંડમાં રૂ. બેહજાર આપીને જમીન ખરીદી એ પછી પૂરા પરિશ્રમે સંવત ૧૯૯૧માં આજની મહાજનવાડી ઉભી થઇ છે, એજ રીતે આર્યસમાજ, ગૌરક્ષણ સંસ્થા, હિન્દુ અનાથાલય, હરિજન સંસ્થાઓ, તેમજ મહાસભા પ્રવૃતિમાં તેમણે આપેલી હજારોની રકમો તેમના સખાવતી હૈયાની પ્રતીતિ આપે છે. તેમને આંગણેથી અનેક ગરીબોએ, અનેક વિદ્યાર્થીઓએ, અને અનેક ફંડફાળાઓએ સંતોષ મેળવ્યો છે, તેમજ ગુજરાત કાઠિયાવાડની સંખ્યાબંધ લોહાણા સંસ્થાઓમાં પણ સ્વ. શેઠ ડાહ્યાભાઇ માવજીની સખાવતનાં સ્મરણો દૃષ્ટિએ ચડે છે.

શુભ પ્રવૃતિઓ અને સહાય માટે તેમની ઉજ્જવળ સખાવત ઉપરાંત જાહેરજીવનમાં પણ તેમનો કિંમતી હિસ્સો રહેતો. એવતમાલ લોહાણા મહાજનના ઉપપ્રમુખ તેમજ ખજાનચી તરીકે તેમણે વર્ષો સુધી ફરજ બજાવી હતી. 'બરાડ ચેમ્બર્સ ઓફ કોમર્સ'ના ઉપપ્રમુખ તરીકે પણ ઝળકતી કારકિર્દી અર્પી હતી, ગૌરક્ષણ સંસ્થાના ઉપપ્રમુખપદે પણ કીર્તિભર્યો ફાળો નોંધાવ્યો હતો,

આ ઉપરાંત તેમના વતનભકત દિલે મહાસભાની પ્રવૃતિઓમાં સદાય છૂટે હાથે લક્ષ્મી વેરી હતી, ઇ. સ. ૧૯૩૦ના સત્યાગ્રહ વેળાએ સેંકડો સ્વયંસેવકો માટે સ્વતંત્ર રસોડાઓ ચલાવ્યા ઉપરાંત બીજી રીતે તેમણે કિંમતી મદદ કરી હતી. એજ રીતે

હરિજન ઉદ્ધારનો પણ પણ તેમણે હૈયે ધર્યો હતો. અનેક સબંધી-ઓનો રોષ વહોરીને પણ 'બુઝર્ગ' છતાં માનવપ્રેમી ડાહ્યાભાઇએ માનવતાનું ગૌરવ દાખવ્યું હતું. પોતાના મકાનોના કુવાઓ તેમજ આંગણા હરિજનો માટે સદાય ખુલ્લાં જ રાખ્યા હતા. આટલી હિંમત તેમની સિદ્ધાંતપ્રિયતાની કસોટી પણ કરાવતી હતી. અને સિદ્ધાંતવાદી ડાહ્યાભાઈએ સદા સિદ્ધાંત સાચવ્યો હતો.

આવાં મહત્તાભર્યાં ગૌરવપ્રચુર ઉમદા અને ઉજ્જવળ જીવ-નથી સર્વત્ર તેજપ્રભા પ્રસારી 'રંકોના રખેવાળ', 'પીડિતોના બેરૂ' સ્વ. ડાહ્યાભાઈએ સંવત ૧૯૯૭ના પોષ શુદ ૮ ના દિને આ દુનિયાની વસમી વિદાય લીધી. હજારો હૈયાંઓ રડી ઉઠયાં, બરાડની જનતા સૂમસામ બની, ચક્ષુઓમાંથી જળ-પ્રવાહ વહ્યો, એવતમાલની વ્યાપારી બજારો ઉપરાંત ઇલેકટ્રીક પાવર હાઉસે પણ હડતાળ પાડી. સેવાભાવી નરવીરના આત્માને અંજલિ અર્પી

આજે તેમના મોટા સુપુત્ર શ્રી. લીલાધરભાઇ પિતાના ઉજ્જવળ સેવાવારસાને ઉજાળી રહ્યા છે. પિતાને પગલે ચાલી પિતાની બધી મનોકામનાઓની સિદ્ધિ માટે ભારે શ્રમ ઉઠાવી રહ્યા છે. શેઠ લીલાધરભાઇએ પિતાની યશગાથાને ઝેબ આપવા સદાય લાગણી સેવી છે. અને સ્વ. ડાહ્યાભાઇના આંગણાનું ગૌરવ એજ અદાએ ઝળહળતું રહ્યું છે. શ્રી. લીલાધરભાઇ આજે એવત-માલના જાહેરજીવનમાં અગ્રહિસ્સો આપી રહ્યા છે, રાષ્ટ્રવાદી તરીકે મ્યુનિસિપાલિટીના સભ્યપદ પરથી જનતાની સેવા ઉઠાવવા હરદમ તૈયાર રહ્યા છે, ઉપરાંત ભૂતકાળમાં 'લોહાણા યુવક મંડળ'ના સેક્રેટરી તરીકે ઉજ્જવળ સેવા નોંધાવી હતી, મેન હોસ્પિટલ સમિતિના સભ્ય છે. 'રેડક્રોસ' સોસાયટીની કાર્યવાહક સમિતિના પણ સભ્ય છે. સંવત ૧૯૯૭માં આકોલા લોહાણા બોર્ડિંગના મકાનનું ખાતમૂહર્ત તેમના શુભ હસ્તે થયું હતું. આજે

ઉગતી ઉંમરે શ્રી. લીલાધરભાઇ દિલમાં ભરેલા અદ્દભૂત જ્ઞાતિ-પ્રેમથી ભવિષ્ય માટે રૂડી આશાઓ આપી રહ્યા છે. એજ રીતે સ્વ. ડાહ્યાભાઈના ભાણેજ શ્રી. વસનજીભાઈ પણ ડાહ્યાભાઇના સેવા રંગે રંગાઇને વ્યવસાયનું કુશળ સંચાલન કરવા ઉપરાંત વર્ષોથી જાહેરજીવનમાં હિસ્સો પૂરાવતા આવ્યા છે. મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે, હિન્દુ અનાથાશ્રમના ઉપપ્રમુખ તરીકે, 'એવતમાલ મરચન્ટસ એસોસિએશન'ના ઉપપ્રમુખ તરીકે, લોહાણા યુવક મંડળ'ના પ્રમુખ તરીકે આર્યસમાજની કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે, હિન્દુ હાઇસ્કૂલની કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે શ્રી. વસનજીભાઇએ વર્ષોની ઉજ્જવળ કારકિર્દી જમાવી છે. માયાળુ, પ્રેમાળ, કાર્યદક્ષ અને મુત્સદી સ્વભાવના શ્રી. વસનજીભાઇની સેવાઓ પણ અભિનંદનને અધિકારી છે.



# સ્વ. શેઠ રવજી દેવજી

[જામનગર]



અદ્ભૂત અને ઉન્નત આત્માના આદમીઓનો અવતાર ઉજ્જવળ રંગોથી રંગાયલો હોય છે. જામનગરના ધર્મ-પરાયણ સખાવતી સ્વ. શેઠ રવજી દેવજીએ સ્વમાનના તેજરંગોથી સ્વબળે જીવન ઉન્નતિ સાધી સમાજજીવનમાં ઉજ્જવળ સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

જામનગરની કરીયાણા બજારના વિખ્યાત વ્યાપારી શેઠ દેવજી ગીરધરભાઇના સુખી અને સમૃદ્ધ ગૃહે લાડકવાયા બાળક સ્વ. રવજીભાઈનો જન્મ સંવત ૧૯૩૩ના ચૈત્ર શુદ ૧૪ના દિને થયો હતો. તેમનું બાળજીવન તેજસ્વી રંગોથી ઓપતું હતું,

પરંતુ માતાએ પરલોક પ્રયાણ કર્યું. સાવકી માતાના સામ્રાજ્યમાં સ્વમાની નવજવાન રવજીભાઇને સ્વમાન ઘસાતું લાગ્યું.

'ઉપર આભ નીચે ધરતી, એવી પરિસ્થિતિમાં એ ઝીંદાદિલી અને સ્વમાની યુવકે પિતાના સુખસમૃદ્ધિથી લચલચતાં ભર્યાં ઘરનું સુખ છોડીને મિલ્કતનો વારસહક્ક પણ અળગો કરી 'સ્વાશ્રય'નો આશ્રય લીધો. આશાભરી અવસ્થામાં તેમનાં સુશિલ પત્ની ગં. સ્વ. મોંઘીબાઇએ પણ અપાર કષ્ટો સહ્યાં અને વેદનાઓ વેઠી.

આત્મબળ અગાધ હતું એવા આ આતમદિલી રવજીભાઇએ સ્વતંત્ર વ્યવસાયક્ષેત્રે ઝંપલાવવાના શમણાં સેવવા માંડયા. એક મિત્રની સહાયની અઢી હજારની મૂડીથી કરીયાણાના ક્ષેત્રે દુકાન સ્થાપી. બાહુબળ અને બુદ્ધિબળે તેમની દુકાન જામવા માંડી. ટુંક સમયમાં નામના આવી મળી. મિત્રની રકમ પાછી વાળી આપવા ઉપરાંત તેમના કુટુંબને દરેક રીતે ઉપયોગી થઇ પડવાની વૃતિ તેમણે રાખી હતી.

વ્યાપારે વિરલ વિકાસ સાધી સ્વ. શેઠ રવજીભાઇએ શ્રીમંતાઇ પ્રાપ્ત કરી, સખાવતવૃતિ સદા સતેજ રાખી ધનનો કિંમતી પ્રવાહ વહાવ્યો. સંખ્યાબંધ ફંડફાળાઓમાં હજારો રૂપિયા આપ્યા ઉપરાંત બીલખા આનંદાશ્રમમાં એક ઓરડો, રૂ. ત્રીસ હજારને ખર્ચે બેડેશ્વર મહાદેવની જગ્યાનો જીર્ણોદ્ધાર કરાવ્યો, તેમજ તેમણે વીલમાં મંદિરના ધૂપ, દીપ, નૈવધ માટે પણ રૂ. ત્રણ હજાર ગુરૂકુળમાં વાર્ષિક મિષ્ટાન ભોજન માટે રૂ. ત્રણ હજાર, રૂ. એક હજાર શ્રી આણદાબાવા સદાવ્રત તથા અન્ય કામો માટે તેમજ રૂ. ૫ હજાર જ્ઞાતિના તેમજ અન્ય ગરીબો માટે, પાંજરાપોળ માટે જાહેર કર્યાં તેમની હયાતીમાં તો તેમનો ગરીબો, જ્ઞાતિ સંસ્થાઓ અને વિવિધ ફંડફાળાઓમાં ઉજ્જવળ હિસ્સો રહેતો. બધી મળીને તેમણે અર્ધા લાખ રૂપિયાની ઉજ્જવળ સખાવત કરી હતી.

જામનગરની ભવ્ય સફળતા પછી તેમણે મુંબઇમાં પણ કમિશન એજન્સીની પેઢી સ્થાપી, એ પેઢી આજે જાણીતી પેઢી બની ચૂકી છે.

માત્ર સ્વબળે સાંપડેલી સમૃધ્ધિનો શેઠ રવજીભાઇએ સદુ-પયોગ સાધીને સેવાવૃતિ તેમજ ઉદાર દિલથી અમર નામના પ્રાપ્ત કરી છે.

સ્વ. શેઠ રવજીભાઇએ છેલ્લાં પાંચ વર્ષ તો ગુરૂઆશ્રમ તેમજ બેડેશ્વરમંદિરના ધર્મધ્યાનભર્યા વાતાવરણમાં નિવૃતિનિવાસ સેવ્યો હતો. સંવત ૧૯૯૪ના ચૈત્ર શુદ ૭ના દિને તેમનું દુઃખદ અવસાન થયું.

શેઠ રવજીભાઇએ સદા પુત્ર સમ માનેલાં શ્રી. શેઠ છગનલાલે સ્વ. રવજીભાઇના આત્માને વિરલ શાંતિ બક્ષે એવો સેવાભાવ તેમજ સખાવતી સ્વભાવ દાખવ્યો છે આજે શેઠ રવજીભાઇને પગલે પગલે મહાન આત્માને શાંતિ આપવા ભારે પરિશ્રમ ઉઠાવી રહ્યા છે.



# સ્વ. શેઠ નરોત્તમદાસ ગિ. તન્ના

[દહાણું]

સાહસો પર સાહસો ખેડી વ્યાપારક્ષેત્રે ભવ્ય સિદ્ધિ સાધી 'ટીંબરના રાજા' તરીકે કીર્તિ પ્રાપ્ત કરનાર રાવસાહેબ શેઠ નરોત્તમદાસ ગિરધરલાલ તન્નાનું આખુંય જીવન સંગ્રામસમું નીવડયું હતું. તેમનો જન્મ સંવત ૧૯૨૩ ના અશાડ વદ ૧૨ ને દિને વતન અકવાડામાં થયો હતો. બાળવયે પિતાએ ધંધાર્થે દહાણુંમાં વસવાટ કરતાં તેમનું બાળજીવન દહાણુંમાંજ પસાર થયું. પિતાને વ્યાપારમાં સહાયરૂપ બનતાં બાળક નરો-તમદાસે અભ્યાસે કુશળતા દાખવી, પરંતુ સંજોગોની કાતીલ તલવારોએ તેમના રૂડા અભ્યાસકાળની જીવનદોરી ટુંકી બનાવી.

અતિ બાળવયે પિતાનું અવસાન થતાં વડીલ બંધુ સાથે તમાકુની ફેરી કરીને પણ કુટુંબનિર્વાહની ફરજ ઉઠાવી. પરંતુ જાણે એ આફત ઓછી હોય એમ તેમની બાર વર્ષની વયે જ વડીલબંધુ પણ પરલોક પંથે પળ્યા. તદ્દન નિરાધારતા આવી પડી. ઉગતાંજ જીવનસંગ્રામના આકરા ઝંઝાવતોની ઝડીઓ સહન કરી. જીવન ખડતલ બન્યું.

છેવટ સંવત ૧૯૪૪માં ટીંબરના વ્યાપારક્ષેત્રે નોકરી નોંધાવી. બાહોશી તેમજ કાર્યદક્ષતાને કારણે એજ ક્ષેત્રે ટુંક સમયમાં એક પેઢીમાં ભાગીદારી સાંપડી. તે પછી સંવત ૧૯૪૮માં તો સ્વતંત્ર વ્યાપારનાં મંડાણ માંડયા. ટુંક કાળમાં સિદ્ધિ આવી મળી. માત્ર એટલું જ નહિ બાહોશ વ્યાપારી તરીકે નામના મળવા માંડી, ભારે સાહસો ખેડીને વ્યવસાયક્ષેત્રે ખળભળાટ મચાવવા માંડયા. થાણા જીલ્લાના છત્રીસ છત્રીસ જંગલોની ઇજારદારી ધરાવતાં એ કીર્તિ-વંત વ્યાપારીએ કાળજાં કંપાવનારા સાહસો ખેડીને વ્યાપાર જગ-તમાં ઝનઝનાટી પ્રસરાવી હતી.

વ્યાપારે આ વિરાટ સિદ્ધિ સાધ્યા ઉપરાંત તેમણે જાહેર-જીવનમાં પણ હિસ્સો આપ્યો હતો. જ્ઞાતિપ્રેમી હૃદયે જ્ઞાતિજીવનમાં

ફાળો આપ્યા ઉપરાંત લોકલબોર્ડના અધ્યક્ષ તરીકે અને 'ઓનરરી મેજીસ્ટ્રેટ' તરીકે કીર્તિ નોંધાવી હતી. ઉપરાંત સરકારે તેમને 'રાવસાહેબ'નો ખિતાબ આપ્યો હતો. તેમની ગુપ્ત સખાવતો ઉપરાંત પંચમહાલ, જીલ્લાઓમાં વગેરે દવાખાનાઓ અને કુવાઓની બાંધણી પણ તેમને ઉદાર હસ્તે થઈ હતી.

આવા મહાન આત્માનું અવસાન સંવત ૧૯૯૨ના માગશર વદ ૯ ને દિને થયું. સમાજક્ષેત્રે તેમજ વ્યાપારક્ષેત્રે તેમની કીર્તિ ઝળકતી રહી છે.

—o—



## ● સ્વ. શેઠ ઠાકરશી રાયશી ●

કુશંચીનાં જ્ઞાતિજીવનમાં વર્ષો સુધી એકધારી સેવા બજાવી સર્વમાન્ય મોવડી, સેવાવીર તેમજ સખાવતી પુરૂષ તરીકે અમર નામના મૂકી ગયા છે.

# સ્વ. શેઠ ભાયાલાલ છોટાલાલ

[ભાવનગર]



ભવ્ય વિકાસ પામેલા વ્યાપારની વિવિધ જંજાળો વચ્ચેય ધર્મપરાયણતાથી જીવનને શુદ્ધ કંચન સમું બનાવનાર સ્વ. શેઠ ભાયાલાલ છોટાલાલનો જન્મ ભાવનગરના વિખ્યાત 'વીરા જેરાજ'ના કુટુંબમાં ધર્મરંગે તરબોળ પિતા સ્વ. છોટાલાલ ખુશાલજીના ગૃહે સંવત ૧૯૪૩ ના માહ વદ ૧૧ ને દિને થયો હતો.

માતપિતાના પવિત્ર સંસ્કારોથી રંગાઈને ભાયાલાલભાઈએ પણ ધર્મપ્રેમ કેળવ્યો હતો. ગુજરાતી, અંગ્રેજી શિક્ષણ ઉપરાંત ધર્મજ્ઞાનનો ઉંડો અભ્યાસ કરીને પેઢીઓથી અતિ વિખ્યાત ઈમારતી લાકડાના વ્યવસાયે જોડાયા. વ્યવસાયમાં તેમણે કિંમતી પ્રગતિ નોંધાવી છતાં તેમનું સારૂંય જીવન ધર્મના સંસ્કારોએજ સભર બન્યું હતું.

ધાર્મિક જ્ઞાન, મનન અને ચિંતન ઉપરાંત તેઓ જાહેરજીવનમાં પણ ઉત્કટ ફાળો આપતા. જ્ઞાતિ મહાજનના એક અગ્રે-

સર તરીકે, તેમજ 'ભાવનગર લાતી એસોસિએશન'ના પ્રમુખ તરીકે તેમની કારકિર્દી અતિ ઉજ્જવળ હતી, ઉપરાંત રાજદ્વારે તેમજ સનાતન ધર્મ મંડળમાં તેમની રૂડી નામના જામી હતી. એજ રીતે સખાવતો, તો તેમને આંગણેથી થતી જ રહેતી.

ખાસ કરીને ધર્મપ્રિય એવા એમના દિલે ધર્મક્ષેત્રે વિપુલ દાનપ્રવાહ વહાવ્યો હતો. તેમણે બીલખા આનંદાશ્રમમાં સ્વખર્ચે એક આલિશાન મકાન બંધાવી આપવા ઉપરાંત આનંદાશ્રમની પ્રવૃતિઓમાં વિરલ ધર્મપ્રેમ દાખવ્યો હતો.

સંવત ૧૯૯૫માં કારતક શુદ ૧૫ ના દિને સ્વ. ભાયાલાલભાઈ અનેક હૈયાને સંતાપતા મૂકી સ્વર્ગ પંથે પળ્યા.

આજે તેમના ઉજ્જવળ જીવનને ગં. સ્વ. ભાગીરથીબ્હેન તેમજ ઉજ્જવળ સંતતિ મોટા પુત્ર ચિ. ઇન્દુકુમાર તેમજ સુશિલ પુત્રીઓ સૌ. આનંદબ્હેન, સૌ. નિર્મળાબ્હેન, સૌ. મનહરબેન પ્રેરક સંસ્કાર તેમજ સેવાભાવનાથી યશસ્વી બનાવી રહ્યાં છે.



# સ્વ. શેઠ દામોદરદાસ નાનજીભાઈ

[ભાવનગર]



અપ્રતિમ સાહસના બળે વ્યવસાયમાં વિરલ સિદ્ધિ સાધી સદાય સેવાભાવ દાખવી ગયેલા સ્વ. શેઠ દામોદરદાસ નાનજીભાઈ ભાવનગરના ઇમારતી લાકડાના વ્યવસાયક્ષેત્રે અતિશય બહોળી નામના પામ્યા હતા. તેમનો જન્મ સંવત ૧૯૩૦ ના વૈશાખ વદી ૧૧ ને દિને થયો હતો, કુટુંબની નાજુક પરિસ્થિતિમાંય એ ઉત્સાહી અને આગેકદમી કિશોરે કુશળતાના રંગો વચ્ચે મેટ્રિક પસાર કરી. આગેકદમની અગાધ અંતરેચ્છા છતાં સંજોગોએ તેમનાં વિદ્યાર્થીજીવનની સમાપ્તી આણી, પ્રથમ એક વરસ પરચુરણ 'ટયુશનો' રાખી ઘોઘા સ્કૂલમાં શિક્ષકગિરી કર્યા બાદ ભાવનગરની 'ન્યુ ઇંગ્લીંશ સ્કૂલ'માં જોડાયા હતા.

સંસ્કારી પિતાની ઈચ્છા નવજવાન દામોદરદાસ 'પંતુજી'ને બદલે પુરૂષાર્થી વ્યાપારવીર બને એ જોવાની હતી, પરિણામે સ્વ. દામોદરદાસે નોકરીના કલાકો ઉપરાંત અતિ નાના પાયા પર એક ભાગીદાર સાથે 'લાતી'ની સ્થાપના કરી. સફળતા મળતાં સંવત ૧૯૬૨ માં શિક્ષકજીવન તજી વ્યાપારી બન્યા.

વ્યાપારની ઘરેડભરી વ્યવસ્થામાં આગેકદમી દામોદરદાસ જંપ્યા નહિ, તેમણે વ્યાપારનાં વ્હેણ પલટયા, અને વધુ ભવ્ય બનાવ્યાં. સંવત ૧૯૭૫ માં મલબાર સાથે વ્યાપારી સંબંધ સાધી સીધો માલ મંગાવવા માંડયા અને એજ રીતે તેમણે છેક રંગુનથી ભાવનગરના ઇતિહાસમાં પ્રથમ વેળાએ જ સ્ટીમર ભરી માલ ઉતાર્યો. આ રીતે તેમની બાહોશી અને સાહસિક સ્વભાવ તેમજ અદ્‌ભૂત વ્યાપારી કુનેહથી તેઓ કીર્તિભર્યું સ્થાન પામ્યા.

ભાવનગરના લાતીના વ્યાપારક્ષેત્રે અતિ ભવ્યતા જમાવ્યા ઉપરાંત તેમના જ્ઞાતિપ્રેમી અને સેવાભાવી આત્માએ સદાય સેવાભાવે જીવન રંગાયલું રાખ્યું હતું, તેમને આંગણે અનેક જ્ઞાતિ બંધુઓ ઉત્કર્ષ પામ્યા, જ્ઞાતિની પ્રવૃતિઓ તેમજ પ્રસંગમાં પણ તેઓ તન, મન, ધનની સેવા આપતા હતા, અનેક કજીયા વાંધાના લવાદ તરીકે પણ તેમણે ઉત્કટ સેવાભાવ દાખવ્યો હતો. ઉપરાંત તેઓ જ્ઞાતિ પંચાયત તેમજ મોંઘીબાઇ ઉદ્યોગશાળાની કાર્યવાહી સમિતિના સભ્ય તરીકે સેવા આપતા રહેતા. એજ રીતે ફંડફાળાઓ ઉપરાંત ગુપ્ત રીતે તેમણે કિંમતી સખાવતો કરી હતી.

આવી ઉજ્જવળ જીવનસાધના સાધીને શેઠ દામોદરદાસે સંવત ૧૯૯૦ ના માગશર વદી ૧૩ના દિને સ્વર્ગાગમન કર્યું. તેમના માનમાં બજારે હડતાળ પાડી. આજે પણ તેમનો ધીખતો વ્યાપાર તેમના બન્ને સુપુત્રો શેઠ શિવલાલભાઇ અને શેઠ જયંતિલાલભાઇ અતિ કુશળતાથી ચલાવી રહ્યા છે. પિતાને પગલે આ આશાદાયી બાંધવબેલડીએ પણ પ્રસંગે પ્રસંગે સેવાભાવનાનાં રંગો દાખવ્યા છે.



# બાબુલીન



બાળકોને નિરોગી અને તંદુરસ્ત રાખે છે.

•

બાળકોને સુંદર અને મજબુત બનાવે છે.

સોલ એજન્ટ : બી. એ. એન્ડ બ્રધર્સ

૭૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ :: ૨-૩ કલાઇવ રોડ-કલકત્તા

## બાયોકોર્ડિયલ

•

સ્ત્રીઓનાં ગર્ભાશયનાં તથા દરેક જાતનાં ગુપ્ત દર્દો નાબુદ કરે છે.

•

સ્ત્રીઓની શકિત, સંતતિ તથા સૌંદર્ય માટે અનુપમ દવા છે.



મધ્યમ દામ
ઉતમ કામ

**વર્ષોથી**

વિખ્યાત અને
બહોળા અનુ-
ભવી સંચાલ-
કની દેખરેખ
તળે ચાલતું

થોડો નફો
વધુ વ્યાપાર

# માઇટી ડીઝાઇન્સ એન્ડ પ્રોસેસ વર્કસ

૪૫૪, ૫૬ ગિરગામ રોડ—મુંબઇ-૨.

જ્યાં ઉત્તમ પ્રકારના

**તાંબા, તેમજ જસતના લાઇન, હાફટોન, અને રંગીન**

# બ્લોકસ

સંતોષકારક બનાવી દેવામાં આવે છે.

એક વખત ઉમદા કામના વિશ્વાસ માટે

**લખો યા મળો.**